# રતિસુંદરી.

એક રસપૂર્ણ સાંસારિક નવલકથા

સુંદર ચિત્રો સહિત.




કર્તા

મણિલાલ છબારામ ભટ્ટ.

રાયપુર પંડિતજીની પોળ—અમદાવાદ.




नानीयन्ते मधुनि मधुपाः पारिजातप्रसूनै-
र्नाभ्यर्थ्यन्ते तुहिनरुचिना चन्द्रिकायां चकोराः ।
अस्मद्वाचां रसमधुरिमा कोऽप्यपूर्वावतारः
सोल्लासाः स्युः स्वयमिहबुधाः किं मुधाभ्यनार्थाभिः ॥


પ્રકાશક

હરિભાઈ દલપતરામ પટેલ.

શહાપુર વનમાળીવાંકાની પોળ—અમદાવાદ.



સોલ એજન્ટ:-

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.

૨૬૩૦, પાનકોર નાકા—અમદાવાદ.



આવૃત્તિ ૩ જી. પ્રત ૫૦૦.

સંવત ૧૯૭૫ સને ૧૯૧૯



કિંમત રૂ. ૨—૦—૦

# સ્મરણપત્ર.

સ્વર્ગસ્થ રા. રા. યશવંતરાય કેશવલાલ દવે,
બી. એ.

( અનુષ્ટુપ. )

આપણી મૈત્રીની મીઠી ગોઠમાં ગોઠવાયલી;
નાનુભાઇ ! તમોને આ અર્પું છું સ્નેહ સાંકળી.

સ્નેહાધીન
મણિલાલ છબારામ ભટ્ટ

# પહેલા આવૃત્તિની પ્રસ્તાવના.

આ નવલકથા એક એવો વસ્તુ સંચય છે કે, જેમાં વર્તમાન ચર્ચાના અનેક વિષયો સાથે વર્તમાન સંસારને અનુસરતી સુખ દુઃખ પ્રપંચ અને દૈવકોપજન્ય વસ્તુપ્રસંગવાળી વાર્ત્તાનું સારી રીતે આલેખન થઈ શકે. વાર્ત્તાવસ્તુનો વિસ્તાર પ્રાસંગિક વિષયોની ચર્ચા કરીને યથા-રુચિ વધારી શકાય છે. કાવ્ય નાટક અને ચંપુને યોગ્ય વિવિધ પ્રકારની આલેખન શૈલીઓ પણ આમાં આણી શકાય છે. નવલકથા એક પ્રાકૃત વિષય તેમજ અલૌકિક વિષય પણ છે. બહુધા નવલકથાઓ વર્તમાનને માટે છે. ભિન્નભિન્ન પાત્રદ્વારા પૃથક્ પૃથક્ વિષયો પ્રજા સંમુખ ભિન્ન-ભિન્ન સ્વરૂપમાં મૂકવાનું તેમાં બની આવે છે. નવો વિષય નવી રુચિ માટે નવલકથામાં નવીજ કલમે અહિં લખાયો છે, જેને રુચે તેણે રસ લેવાનો છે. પ્રિયાપ્રિયતા રુચ્યનુસાર વિચિત્ર છે. રુચિ ભિન્નભિન્ન હોવાનો સંભવ છે. જેની જેવી રુચિ હશે તેવું તેને જણાશે. જગત અનેક વસ્તુથી ભરેલું છે. તેમ આ નવલસૃષ્ટિ અનેક વિચારથી ભરપુર છે, યથારુચિ વાચકભ્રમર તેમાં વિહરશે, સુખ લેશે, કુંદને ભજશે, ચંપકથી વિરક્ત રહેશે, કમળમાં કેદી થશે અને કઠિન વાંસને કોરી પણ નાંખશે. ભ્રમર અનેક લીલાઓ કરશે, તેનું ઉપવન છે. તેને આનંદ મળે એજ કર્તાનું અભિપ્સિત છે. સંવત્ ૧૯૫૮ માર્ગશીર્ષ.

માટુંગા—મુંબાઇ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તક જ્યારે બહાર પડ્યું ત્યારે આવી જાતનાં પુસ્તકો બહુ ન હતાં. હાલ આવી વાર્ત્તાઓનો જમાનો છે અને ખુશી થવા જેવું છે કે, ઘણી સારી રસિક અને બોધક વાર્ત્તાઓ હાલ બહાર પણ પડે છે. નૉવેલો અને વાર્ત્તાઓ વગેરે બહાર પાડનારાઓને ધન્યવાદ આપવા સાથે એમ કહેવું પડે છે કે, લેખકોએ બીજાની રેખાઓ ઉપર પોતાનું ચિત્ર ચીતર્યા કરતાં પોતેજ હવે સ્વતંત્ર ચિત્ર દોરવા માંડવાં જોઇએ. સારું ખોટું ગમે તેવું આવે તોપણ સ્વતંત્ર લખવા માંડવું એ ઠીક છે. પરભાષાનાં ખોળિયાં બદલી નાંખવામાં સાહિત્યની સેવા બજાવાતી નથી. સાહિત્યની સમૃદ્ધિ સ્વતંત્ર લેખથી વધે છે અને તે વધારવાનો વખત હવે આવી પહોંચ્યો છે. ના. બ્રિટિશ સરકારે આપવા માંડેલી કેળવણીને અરધું સૈકું થઈ ગયું છે. પરભાષાઓનાં અનુકરણો તથા ભાષાન્તરો પુષ્કળ થઇ ગયાં અને હવે સ્વભાષામાં સ્વતંત્ર લેખ લખવાની અને તે દ્વારા સંસાર અને માણસના મનમાંના વિચાર જેવા જોઇએ તેવા વાચકને આપવાની જરૂર છે. ભાષા વ્યવહારને અને વ્યવહાર ભાષાને અનુસરતાં રહે છે એટલે કે, બંગાળી કિંવા મરાઠી સાંસારિક વાર્ત્તાઓ, જેવી અસલ ભાષામાં સરસ લાગે છે તેવી ગુજરાતી ભાષામાં અને ગુજરાતી સંસારને લાગુ પાડી દેતાં રસિક લાગતી નથી. અમુક ભાષા બોલનારાઓના અમુક શબ્દો અને અમુક વ્યંગ જે અર્થ અસલમાં ધરાવતા હોય છે તે બીજી ભાષામાં તદન જુદે રૂપે અને બીજી રીતે ચાલતા બીજા લોકોના સંસારી રીતરિવાજોમાં યથાર્થ દર્શાવી શકતા નથી. ઉંચામાં ઉંચી ઇંગ્રેજી કવિતાઓ અને ઉંચામાં ઉંચા યુરોપના રીતરિવાજો પણ પૃથ્વીની બીજી બાજુએ રહેતા લોકોને તેમની ભાષામાં જઇ શોભા આપતા નથી, માટે જે લોકનો સંસાર ચીતરાતો

હોય તે લોકની તેમના ઘરને યોગ્ય સ્વભાષા અને ચાલતા વિચાર વાર્ત્તામાં યોજાય તો તે સર્વાંગ સુંદર અને ચિત્તાકર્ષક થાય. સ્વતંત્ર લેખમાંજ લેખક પોતાને જોઇએ તેવા અસરકારક શબ્દોમાં વાંચનારના મનમાં ઉભરો લાવે એવા હૃદયને સ્પર્શ કરતા ભાવો મૂકી શકે છે. સ્વતંત્ર લેખમાં છૂટથી કલમ ચલાવી પોતાની કલ્પનાને જોઇએ તેમ ખીલવી શકાય છે. બીજાની રેખાઓ ઉપર બાંધેલી હદમાં તેમ થતું નથી, માટે સ્વતંત્ર લખાણો લખવાં જોઇએ. એમાં જરા વધારે પરિશ્રમ અને નૈસર્ગિક શક્તિની જરૂર છે પરંતુ ઘણાઓ ધારે તો હાલ તેમ કરી શકે. હું ઇચ્છું છું કે, ગુજરાતી ભાષાની સમૃદ્ધિને વધારવાનો જેમને ઉત્સાહ છે તેમણે તો હવે સ્વતંત્ર લેખ લખવા માંડવા જોઇએ. સૌને રિઝવવા એ તો ઈશ્વરથી પણ બન્યું નથી તો પછી આપણે કોણ માત્ર ! એક વાત એકને ગમે છે તો બીજાને નથી ગમતી. તેમ આમાં પણ થાય એ સ્વભાવિક છે. ભાષા વગેરે જેમ સુધરે તેમ સુધાર્યું છે પણ વિચાર ને વસ્તુના રચના જેવાં ને તેવાંજ રહેવા દીધાં છે. દોષ રહ્યા હશે પણ દોષ માણસનો સ્વભાવ છે એમ જાણી વાચકો મને ક્ષમા કરશે એજ પ્રાર્થના. સંવત્ ૧૯૭૨ ચૈત્ર.

## ત્રીજી આવૃત્તિ.



આ ત્રીજી આવૃત્તિમાં પ્રસ્તાવના તરીકે કંઇ વિશેષ લખવાનું નથી માત્ર એટલુંજ કે, વાર્ત્તાના રસિક લોકમાં આ વાર્ત્તાને જે ઉચ્ચ સ્થાન તેમણે આપ્યું છે તે માટે હું તે રસિકોનો આભારી છું.

સંવત્ ૧૯૭૫ ચૈત્ર. લિ.
અમદાવાદ. મણિલાલ છબારામ ભટ્ટ.

# અનુક્રમણિકા.


ATF

# રતિસુંદરી.



## પ્રકરણ ૧ લું.

### એચિંતો આઘાત.

કર્માનુસાર માર્ગે છે, જવાનું સર્વ જીવને;
અને કર્મો નથી હોતાં, સર્વનાં સરખાં શુભે !

મુંબાઈમાં મહાલક્ષ્મી તરફ આવેલા એક મનોહર લત્તાભણી આપણે પ્રસંગને લઈ નજર કરીએ. સન ૧૮૯૬ ના સપ્ટેમ્બરમાં મરકીનો આરંભ થયો ત્યારથી આ રમણીય પ્રદેશના બંગલાઓમાં પુષ્કળ વસ્તી થઈ હતી. મહાલક્ષ્મીના દરિયા કિનારા આગળ ખડબચડા પહાડી ઉચ્ચ પ્રદેશ ઉપર નવો રસ્તો નીકળ્યા પછી કેટલાક ધનવાનોના નવા નવા બંગલાઓ થયા હતા. સામો કિનારો પણ ન દેખાય એવા મોટા સાગરના કિનારા ઉપર જુવાળમાં જેની દિવાલોના પાયા તરંગનાં પાણીથી ધોવાતા હતા એવા આ સુંદર બંગલાઓની ચઢઉતર હારકતારને લીધે આ પ્રદેશ બહુજ રમણીય લાગતો હતો. સાંજ સવાર રંગબેરંગી સુંદર વસ્ત્રવાળી સુંદરીઓ અને છોકરાં, કિનારા ઉપર ફરવા નીકળતાં ત્યારે આ ભૂમિ દેવભૂમિથી પણ વધારે સુંદર લાગતી હતી. મુંબાઈના આવા ઉંચા અને ખુલ્લા પ્રદેશમાં રામજી નામે એક મોટા ધનાઢ્ય વેપારીનો એક સુંદર બંગલો હતો. માંડવીમાં મરકી થઈ ત્યારથી રામજીશેઠ પોતાના કુટુંબ સાથે નવી માણેકવહુ ને આગલી સ્ત્રીની પુત્રી સવિતા સાથે આ બંગલામાં આવીને રહ્યા હતા. તેમના સ્વર્ગસ્થ ભાગીદાર કરસનદાસની વિધવા બહુ આગ્રહ કરવા છતાં શહેરમાં રહી હતી, પરંતુ છોકરો હંસરાજ, કે જે કૉલેજનો અભ્યાસ કરતો તે રામજી સાથે અહિં આવીને રહ્યો હતો. બંગલાના બીજા ભાગમાં થોડાક દિવસથી પેઢીનો મુનીમ ગુણસાગર તેની સ્ત્રી દુર્ગા

અને રતિસુંદરી નામે પુત્રી પણ આવી રહ્યાં હતાં. બંગલામાં આ સાત માણસ ઉપરાંત લૈયો, અને ચાકર બ્રાહ્મણ વગેરે નોકરવર્ગ હતો.

મળવા આવતાં ઓળખીતાં પાળખીતાંની અવરનવર ત્યાં વરતી રહેતી. શેઠ ને મુનીમ બેઉને ત્યાં પુત્રની ખોટ હતી. બેઉની પુત્રીઓ ઉપવર થયેલી હતી. બેઉને તે ખટકતુ પણ સુધારક વિચારના હોવાથી છોકરીઓને તેમણે મોટી કરી હતી. બંગલાની સમૃદ્ધિ અને બંગલાના બાગની શોભા આ બે બાળાઓજ હતી.

આપણે જે વખતે એમનો પરિચય કરીએ છીએ તે વખતે એટલે સાંજના ત્રણ ચારને અમલે, બંગલાના મોટા દિવાનખાનામાં આ બે બાળાઓ વચ્ચે સહીપણાંની ખાનગી ગોઠ ચાલી રહી હતી.

તેઓ પોતાને મન ગમતો વર મળે એમ ઇચ્છતી હતી. રતિસુંદરીનાં માબાપે જે છોકરાને પસંદ કરવો ધાર્યો હતો તે રતિને પણ ગમતો હતો. સવિતાને મા ન હતી એટલે તેને ગમતા વરની પસંદગી થાય એમ એને લાગતું ન હતું. ગૃહસ્થની છોકરી કાલાંઘેલાંમાં ઉછરેલી અને સારૂં ભણેલી હતી, એટલે ભણેલા વરને વરવાની તેને ઇચ્છા થઈ હતી.

વેપારી વર્ગમાં ભણેલા વર મળતા નથી. વળી પોતે ધનવાન શેઠિયા કુટુંબની હોઇ શેઠિયા કુટુંબમાં જાય એ પણ સાધારણ હતું. પૈસાદાર શેઠિયાના છોકરા ભણેલા હોતા નથી. તેમને ગરીબ કરતાં નઠારૂં શિક્ષણ મળે છે. પૈસો અને લાડ તેમને મૂર્ખ, ઉદ્ધત, અવિચારી, દયાહીન પાશવવૃત્તિવાળા અને વ્યસની બનાવે છે. કોઇ ઉડાઉ રંડીબાજ કે મૂર્ખ છોકરો પોતાને સંસારના સાથી તરીકે શોધી આપવામાં આવશે, એવા એને ભય રહેતો હતો. સવિતાનું ઉછરતું આશાઓ ભર્યું સંસારની સુખી ભાવનાઓથી ભરપુર હોંશીલું મન સુખભોગની અભિલાષાઓ કરતાં આવા વિચારોથી ડબાઇ જતું હતું. રતિસુંદરી સાથે એકાંતમાં ગાંડીઘેલી મનોરથ સૃષ્ટિ કરવામાં તે ઘણીવાર આનંદ લેતી હતી. જેની ઉપર તેનું મન હતું તે એને મળશે નહિ એવી શંકા રહ્યા કરતી, કારણ કે, હિંદુ સંસારમાં હલકો ઉંચો થઈ શકતો નથી

પછી ભલેને તે બૃહસ્પતિ જેવો વિદ્વાન હોય! જન્મથી હલકા માણસો ભણવાથી, સુધરવાથી કે પૈસાથી ખાનદાન ગણાતા નથી ને ખાનદાન દુર્ગુણોથી હળવા ગણાતા નથી. ખાનદાનનો મૂર્ખ છોકરો પણ ખાન-દાન અને હલકાનો ગુણવાન છોકરો પણ હલકો ગણાય છે. મનુષ્યની યોગ્યતા અને તેને પ્રાપ્ત થતાં સુખ ધન વગેરે વચ્ચે હમેશ મોટું અંતર રહેતું જણાય છે, માટે પ્રાપ્તિ યોગ્યતાનુંસાર થવાનીજ નહિ. આવી કફોડી હિંદુ સંસારની જાળમાંથી સવિતા રૂપી માછલી છટકી શકે તેમ ન હતું, એટલે તેને પોતાનું મન જેની ઉપર લાગેલું તે નહિ મળે એવી નિરાશા વારવાર થતી. સંસારી સુખભાવની કલ્પ-નાઓ કરી આનંદને તરંગે ચઢતું મન તેને પાછી પાડી નાંખતું, ગરીબ બિચારી સુખી કન્યાઓ આવાતેવા વિચારે આનંદને શિખરે ચઢી વળી વર્ગાને નીચે પછડાતી.

આ બે કન્યાઓ પોતાને મળતા એકાંતનો હમેશ પોતાના મનોરથોની અને નિરાશાઓના ફટકાની વાતોમાં વખત ગાળતી અને નિરાશાથી ખિન્ન થતી ત્યારે નિરાશ માણસોના શરણરૂપ દૈવને આશરે જઇ દિલાસો લેતી. સવિતા અને રતિએ પ્રથમ સારી સારી ઉજળી આનંદી કામનાની વાતો કરી આજે પણ તેમાં નિરાશા જોઇ. વાતનો વિષય ખૂટી ગયો અને સોફામાં મૌન થઇ ગુપચુપ બેઠી. સવિતાને આખરે કંટાળો આવ્યો. તેણે મનને પાછું તેની સ્વાભાવિક સ્થિતિ ઉપર લાવવા કહ્યું કે 'લે ઉઠ, આપણે હિંદોળે બેસી કંઇક ગાઇએ. એ તો જે વિધાતાના લેખ હશે તે થશે. માણસનું ધાર્યું કંઈ થતું નથી. સ્વપ્ના જેવા આ સંસારમાં સ્વપ્ના જેવા વિચાર અને સ્વપ્ના જેવું જીવન છે.' સોફા ઉપરથી ઉઠી બેઉ હિંદોળા પર જઈ બેઠી અને આનંદ આણવા ઝીણે મધુરે રાગે બંગલાના વાતાવરણને સૂર સણસણિત કરવા લાગી. કોયલ જેવા કંઠમાંથી નીકળતું તેમનું ગાન હલકી હલકનું હોવા છતાં પણ પડોસીઓના ઘર સુધી સંભળાતું હતું. બંગલામાં એક યુવક સિવાય કોઇજ તેમના સુમધુર સૂર તરફ આકર્ષાય એમ ન હતું. લાંબા સહેજ પરિચયવાળો અને રસજ્ઞ હોવા

છતાં કંઇક શરમાળ હંસરાજ, તેમણે હિંદોળે બેસી ગાવા માંડયું ત્યારનો ચોપડી ટેબલ ઉપર મૂકી પોતાના અભ્યાસગૃહની બારીએ ઉભો રહી મધુરી સરસ રસભરી ટુકો સાંભળતો હતો. સવિતાની નવી મા માણેકશેઠાણી એક ખંડમાં વિચારમાં હતી. બીજી તરફ આગના છજામાં ગુણસાગરની વહુ તે રતિની મા ઉદાસ ચહેરે ઉભી હતી. તેનું મુખ મ્લાન હતું ને શરીરમાં સ્ફુર્તી જણાતી ન હતી. તે પોતે પણ જાણે પોતાની ગમગીની સમજી શકતી ન હોય, તેમ વ્યાકુળ લાગતી હતી. કઠેડા ઉપર કોણી મૂકી હથેલી ઉપર હડપચી ગોઠવી એક ટસે કેટલીક વાર સાગર સામું જોઈ નિસાસો મૂકી તે મનમાંજ બોલી કે, ‘ અરેરે ! મારૂં મન આજ કેમ આમ ખિન્ન થાય છે ! ઉંડા ઉંડા મારો જીવ બળે છે. ઘણીએ મન વાળું છું પણ વળતુંજ નથી. ઓહો ! શો કાળ આવ્યો છે ? માણસની જિંદગીનો એક પળનો પણ ભરોંસો નથી એવે સમયે સારા ખોટા વિચાર આવે એ સ્વાભાવિક છે. ઈશ્વર સૌને કુશળ ક્ષેમ રાખે અને હું એમને મૂકી ઘાટડીએ જાઉં એટલે બસ.’ તે મનમાં આમ બોલી એટલામાં કેસરવૃક્ષની કલમ કરતો માળી છિંકયો અને મનમાં ડપકો પડયો. છજામાંથી તે અંદર ગઇ. દિવાનખાનામાં ઝૂલતી કન્યાઓ સામું જોયું કે રતિસુંદરીની દયા આવી. વળી સારા નઠારા વિચાર આવ્યા. ઘડિયાળ જોઈ રસોડામાં જતાં ફરીને રસ્તા સામું જોયું અને મનમાંજ બોલી કે, ‘ કેમ આજ હજી કોઇ જણાતું નથી ? રોજ તો અત્યારે કયારનાએ ઘેર આવે છે. આવા વખતમાં એક પળ પણ મોડું થતાં જીવ બળીને ખાખ થઈ જાય છે, તે એ લોક કંઈ જાણે છે ! આજે તો આવે એટલે સ્પષ્ટ કહી દઉં કે, તમારે અમુક વખતે આવવાનું નક્કી રાખવું, કે જેથી અમને ચિંતા થાય નહિ. ગમે તેવું કામ હોય તોપણ મોડું કરવું નહિ. એક ઘડી મોડું વહેલું થાય છે તો મારો જીવ તલપાપડ થઇ જાય છે. ’

પતિ ઉપર ગુસ્સે થયેલી તે રસોડામાં પેઠી કે તેની પાછળજ રતિસુંદરીએ અંદર આવી કહ્યું કે, ‘ બા ! ગાડી આવી, તેં તો હજી

ચાનીએ તૈયારી કરી નથી ?'

'તું કીટલી લાવ' એમ કહી દુર્ગા અને રતિ, ગુણસાગર આવ્યા જાણી ઉતાવળે ચાની તૈયારી કરવા લાગ્યાં.

મા દીકરી—દુર્ગા અને રતિસુંદરીના સઘળા વિચાર સમેટાઇ ગયા, તેઓ કામમાં પડયાં. ધમધમાટ કરતી રામજીશેઠની ગાડી પોર્ટિકોમાં આવીને ઉભી રહી. માણેકશેઠાણી અને સવિતા નિત્યના નિયમ પ્રમાણે દાદર લગી સામાં ગયાં. ગાડીમાંથી ઉતરી ઘોડાને પસવારી, ભૈયાએ આપેલા કાગળો ફોડતા ફોડતા શેઠ, દુંદના ભારથી દાદરના કઠેડાને ઝાલી હાંફતા અને પગથીએ પગથીએ ભારે પગ મૂકતા મૂકતા ઉપર ચઢવા લાગ્યા. શેઠની પાછળ એક બીજો માણસ પણ ધીરે ધીરે ઉપર ચઢયો. શેઠ છેલ્લું પગથિયું ચઢી રહ્યા કે તરત સવિતાએ તેમના હાથમાંથી કાગળો લઇ લીધા. શેઠાણી મુખ મલકાવી શેઠની પાછળ દિવાનખાનામાં ગયાં. તે એક મોટા સોફા ઉપર બેઠા કે તરત હમાલે બુટમોજાં કાઢી લીધાં. પાઘડી નાચે મૂકતાં વાંચેલો કાગળ શેઠાણી તરફ ધરી શેઠ બોલ્યા કે, 'આ કાગળ અગત્યનો છે. પછી ગુણસાગરને આપજો.' યાદ આવવાથી હાથ તરછોડી તથા મુખ ઉપર દુઃખની લાગણી આણી તે બોલ્યા કે, 'ગુણસાગરને શું આપે ? તેને બિચારાને તો મરકી થઇ છે. સવિતા ! જા બેટા ધીરેથી દુર્ગાને બોલાવી લાવ.'

શેઠાણી જે આરસના ટેબલ આગળ ખુરસીની પીઠ ઉપર હાથ ટેકવી શેઠની સામે ઉભાં હતાં તે બોલ્યાં કે, 'ઉભી રહે સવિતા, તું જઇશ માં. હમાલ ! જા હંસરાજને બોલાવ.' હમાલ ઉપર દોડયો. શેઠની પાછળ દિવાનખાનામાં આવેલા માણસે સલામ કરી બેઠક લીધી. હંસરાજે દિવાનખાનામાં આવતાંજ શેઠ તરફ જોયું, પણ શેઠાણી બોલ્યાં કે, 'હંસુ ! મુનીમનાં વહુને ધીરેથી બોલાવી લાવ.'

હંસરાજ ગુણસાગરના રસોડા તરફ ગયો. તેની પગરવટ સાંભળી રતિ બોલી કે, 'પિતાજી !' હંસરાજને જોઇ આશ્ચર્ય અને લજ્જાથી ફેરવીને બોલી કે 'કેમ હંસરાજભાઇ !' દુર્ગાએ પાછું વાળી જોયું અને ધ્રાસકાથી તેના હાથમાંનું દૂધનું પવાલું નીચે પડી ગયું. 'તમને શેઠાણી

બોલાવે છે.' હંસરાજે ધીરેથી ઉત્તર આપ્યો. હાંફળીફાંફળી તે દિવાનખાનામાં ગઇ. ગુણસાગર, કે જે ઘણુંખરૂં શેઠની ગાડીમાંજ ઘેર આવતો તેને ન દેખતાં ગાભરી બની ગઇ. શેઠાણી સામાં ગયાં અને કહ્યું કે, 'ગભરાઓ નહિ. ઇશ્વર કરશે તો સારૂંજ થઇ જશે?'

દુર્ગા જાણુતી ન હતી પણ શેઠાણીએ તેણે જાણ્યું હોય અને આશ્વાસન આપતાં હોય તેમ ચતુરાઇથી કહ્યું. 'શંકા ખરીજ.' દુર્ગાને ખાતરી થઈ અને વજ્ર જેવાં આ આઘાતથી 'હું અને રતિ કેમ ન મરી ગયાં?' એકદમ મૂર્ચ્છા આવવાથી તે આમ બોલી જમીન ઉપર ઢળી પડી. વાચક! આત્મા સર્વત્ર એક છે અને જ્યાં તેનું ઐક્ય છે ત્યાં હમેશ સારું ખોટું સમજાઇ જાય છે. પ્રિયજનનું કલ્યાણ અકલ્યાણ પ્રિયજનને પટંતરે ભાસમાન થાય છે. દુર્ગાને કુદરતે તેના પ્રિય પતિનું અકલ્યાણ ભાસમાન કરાવી આજ ગમગીન–સશંકિત બનાવી દીધી હતી. કેટલીક વાર લગી તે કંઈ પણ બોલી શકી નહિ. રતિ–બાળક જુવાન આશાભરી છોકરી, જેણે દુઃખનો પડછાયો પણ દીઠો ન હતો તે રતિ–ચિત્રમાં ચીતરી હોય તેમ અશરણની માફક બારણાની સાખને અઢેલી ટગરટગર જોતીજ ઉભી રહી.

શેઠાણીએ દુર્ગાને હાથ ફેરવી ભાન આવતાં ધીરજ આપી કહ્યું કે, 'તમારે ઇસ્પિતાલમાં જવું છે? ગાડી તૈયાર છે. રતિસુંદરીની ચિંતા કરશો માં, શેઠે સારો બંદોબસ્ત કરાવ્યો છે.'

પેલો આગંતુક, કે જે ગુણસાગરને ઓળખતો હતો તે બોલ્યો કે 'મારો મિત્ર ત્યાં છે. ચાલો હું પણ તમારી સાથે આવું છું. તમને બધો બંદોબસ્ત કરાવી આપીશ.'

હંસરાજે તેને શાબાશી આપી. પછી દુર્ગા ને તે–મદનમોહન ગાડીમાં બેસી ઇસ્પિતાલમાં ગયાં.



## પ્રકરણ ૨ જું.

## મરકીમાં મુંબાઇની સ્થિતિ.

મુંબાઇમાં મરકી ત્રાસ અને ભય વર્તાવી રહી હતી. લોકનાં મન અસ્વસ્થ હતાં, કોઇને મનુષ્યના જીવનનો એક ઘડીભરનો પણ વિશ્વાસ ન હતો. શહેરનો દેખાવ બહુ ભયંકર લાગતો હતો. ઘણાખરા લોક દેશમાં નાસી ગયા હતા. વેપારીઓ પોતાની ધીકતી પેઢીઓ બંધ કરતા હતા, નોકરિયાટ સારા પ્રોમોશનની આશાવાળી નોકરીઓ છોડી જતા હતા, અને મજુર વર્ગ 'દેશમાં જે મળશે તે ખાઇશું' એવો વિચાર કરી મુંબાઇમાંથી ચાલ્યો જતો હતો. ગુજરાત તરફની ગાડીઓ માટે ટિકટ મેળવવી અને મુંબાઇમાંથી સર્ટિફિકેટ લઇને નીકળવું, એ પણ મોટી હોંશિયારીનું કામ ગણાતું. માણસને માણસ ઉપરથી પણ વિશ્વાસ ઉઠી ગયો હતો અને ઉધાર લેવડદેવડ બંધ થઈ હતી. આગળનાં લેણાં વસુલ કરી બહાર જવાને લેણદારો ગ્રાહક ઉપર તગાદો કરતા હતા. મુંબાઇની આગળ પાછળનાં લીલા પાણીનાં ખાબોચિયાંથી ભરેલાં અને માછીમાર ગરીબ લોકોની આછી વસ્તીવાળાં પરાં દેશાવર ન જઇ શકે એવા નોકરિયાટ અને મધ્યમ વર્ગના લોકોથી ભરાઇ ગયાં હતાં. મોટી ધમાલવાળાં વેપારી બજારો બંધ પડી ગયાં હતાં. નાનાં મોટાં સ્ત્રી પુરૂષ અને છોકરાંથી ભરચક વસ્તીવાળા સાત સાત માળના મોટા માળાઓ ખાલીખમ થઇ ગયા હતા. 'પટ્ટન સો દટ્ટન' વાળા પેલા પુરાણા જોગીના શાપથી નાશ પામેલા નગરમાં જેમ બ્રહ્મરાક્ષસોના ઘોષ-ગેબી અવાજ થતા હોય તેમ માળાઓમાં ધનને માટે મરકીને પ્રાણ સમર્પી રહેલા પરદેશીઓના તુલસીકૃત રામાયણના મોટા અશુદ્ધ સૂર થતા સંભળાતા હતા. જે વિશાળ માર્ગો ઉપર ઘોડાગાડીઓની અવરજવરને લીધે માણસને ચાલવું પણ મુશ્કેલ પડતું તે રાજમાર્ગમાં આજ જવલ્લેજ કોઇ એકલદોકલ જતું આવતું સામે મળતું અથવા જે માર્ગક્રમણ કરતાં પહેલાં કામદેવની સેના જેવી કિમતી સુંદર પોષાકવાળી સ્ત્રીઓની મંગળ ગીત ગાતી મંડળીઓ સામે મળતી, તે રાજમાર્ગ ઉપર થઇને જનારને આજ ચાર પાંચ

માણુસોએ ઉપાડેલી અશુભ કઠંટીઓજ માત્ર સામે મળતી હતી. વેરાનપટ જેવા વિશાળ મોટા રાજમાર્ગ અને પર્વતના કકડા જેવી મોટી હવેલીઓ તથા માળાઓ એવો નિર્જન દેખાવ દેખાડતાં હતાં કે, અજાણ્યો માણુસ પણ મુંબાઈના આ દેખાવથી ભય પામે. મુંબાઈનું વાતાવરણુજ જાણે આજ ભયંકર બની ગયું હતું. એટલાં બધાં મરણ થતાં હતાં કે, મોટા ભાગને દાટી દેવામાં આવતો હોવા છતાં પણ, થોડાં અગ્નિસંસ્કારને યોગ્ય શબને બાળવાનો વારો પણ આવતો ન હતો. ખાંડવવનના અગ્નિની માફક સ્મશાનનો ઉગ્ર અગ્નિ મોટી મોટી જ્વાળાઓથી આશા ભર્યા લોહિયાળ જુવાન માણુસોની આહુતિઓ લેતાં ધરાતો ન હતો. રાત્રિદિવસ સ્મશાન ચાલુ બળ્યા કરતું હતું. દુશ્મનના શબને પણ અગ્નિસંસ્કાર કરવામાં મોટું પુણ્ય સમજનારા ધાર્મિક હિંદુલોકમાં, આજ ભાગ્યેજ કોઇ અગ્નિસંસ્કાર કરનાર મળતું. જે જીવતા માણુસની આગળ હાંક મારતાં હજારો માણુસ આવીને હાજર થતાં તેના શબને આજ સરકારનાં માણસ ઠેકાણે પડાવતાં.

માણુસો તો શું ? પણ કપોત પારાવત અને કાગડા જેવાં પંખીઓ, તથા કુતરાં, બિલાડાં કે ઘૂસ–ઉંદર જેવાં મનુષ્યના સહવાસમાં રહેનારાં પ્રાણીઓ પણ મરકીના નાશકારક ખપ્પરમાંથી બચતાં ન હતાં. કબુતરોનાં ટોળાં ને ટોળાં નિર્જન માળાઓનાં દિવાનખાનાંમાં, છજામાં અને છાપરાં ઉપર મરી જતાં હતાં. માર્ગ ઉપર ઝાડ તળે હાંસાતુસી કરતાં તૂટી ગયેલાં યમનાં ઝુલફાં જેવાં કાગડાનાં મૃતશરીર વેરાયેલાં જણાતાં હતાં. મનુષ્યને શરણે દોડી આવતા હોય તેમ ગટરના મોટા ઉંદરો વસ્તીવાળાં ઘરના ખુલ્લા ચોકમાં ધસી આવી પાણી પીવા જતાં પાણિયારા આગળજ માણુસની આંખોમાં ભય અને શરીરમાં કંપારી ઉત્પન્ન કરે એવી રીતે તડફડીને મરણ પામતા હતા. જાણે શહેરની અધિષ્ઠાત્રી કોપી હોય તેમ પ્રાણી માત્રનો તેના તલપ્રદેશ ઉપરથી બધી રીતે નાશજ થતો જણાતો હતો.

મનુષ્યથી થઇ શકે એવા પ્રતીકાર બધા થઈ ગયા હતા. મરકીએ નાસ્તિકોને આસ્તિક, સુધારકોને વહેમી અને ઢોંગીઓને સાધુ બનાવી

મૂકયા હતા. દાક્તરો અને વૈદ્યો, શોધકો અને પ્રથક્કરણ કરનારાઓ પોતપોતાની વિદ્યાઓ અજમાવી નિરાશ થયા હતા. મરકીના પ્રતીકારનું પ્રવાહી બનાવનાર ડો. યર્સકિન બહુ પ્રયોગો કરી જોઇ નાસીપાસ થઇ ગયો હતો. હવાનો, પાણીનો, ઘરોનો અને ગલીઓનો જાણે પુનરુદ્ધાર થતો હોય તેમ જુદી જુદી રીતે તેનાં સર્વત્ર શુદ્ધીકરણ ચાલી રહ્યાં હતાં, ધુપધુમાડા થવામાં પણ બાકી રહી ન હતી; શેરીએ શેરીએ અને ઉતારને ચકલે ચકલે ગંધક અને બીજા ઉગ્ર ધૂપના પદાર્થોની ધુણીઓ સળગતી કે ધુંધવાતી જોવામાં આવતી. ઘરબારને પારા અને ચુના જેવા જંતુનાશક તથા નાક ફાડી નાંખે એવા ઉગ્રગંધી પ્રવાહીઓથી ધોઇ નાંખવામાં આવતાં. ગંદામાં ગંદી ગલીકુંચીઓને પણ ધોઇ ધોઇને સ્વચ્છ કરવામાં આવી હતી. મરકીએ જેવો પ્રાણીઓનો પીછો પકડયો હતો તેવોજ દાક્તરોએ તેનો પીછો પકડયો હતો. આળસુમાં આળસુ અને એદીમાં એદી માણસ પણ મરકીને લીધે જાગ્રત થઇ ગયો હતો. યજ્ઞયાગ થતા અને ધર્મદાન કરાતાં. શહેરમાંથી માણસો નાઠાં તેની સાથે ઠાકોર સેવા પણ મરકી રૂપી જોગણીએ ઘેરેલી મુંબાઇની ભૂમિમાંથી પરદેશ પગ કરી ગઈ હતી.

દાક્તરો અને વૈદ્યો એક બીજાથી ઉલટા વિચાર આપતા, ત્યારે સૂક્ષ્મજંતુવિદ્યાના અભ્યાસીઓ એમજ લઇ બેઠા હતા કે, 'એક જાતના ઝીણા જંતુઓ મરકી ફેલાવે છે. આ જંતુઓ શરદીમાં ઉભરાઇ આવે છે. 'ઝેરથી ઝેર ઠેલાય' માટે મરકીનું ઝેર ઘોડા વગેરે પ્રાણીઓના શરીરમાં દાખલ કરી તેમાંથી બનાવેલી રસીની માણસના શરીરમાં પીચકારી મારવામાં આવે તો મરકી થાય નહિ.' સરકાર અને મ્યુનિસિપાલિટીને ખરચે રસી મૂકવાનું કામ ચાલતું. લોકો સમજે કે ન સમજે પણ રસી મુકાવવાની વિરુદ્ધ પડતા હતા. કેટલાક એમ કહેતા કે 'શીતળા મુકાવવાથી અલબત ફાયદો થાય છે પણ આ રસીનો કંઈ લાભ નથી. રસી મુકાવેલાને પણ મરકી થાય છે, ત્યારે શરીરમાં એ ઝેર જાણી જોઇને શા માટે દાખલ કરવું.' રોગના ઉદ્ભવનો કે ચિકિત્સાનો ખરો પ્રતીકાર હજી હાથ લાગ્યો ન હતો. સરકાર અને

મ્યુનિસિપાલિટી મરકી અટકાવવાની લડત ચાલુ લડયે જતાં હતાં. મરકી થાય તેના ઘરનો જંતુઓ ભરાઈ રહે એવો સામાન બાળી મૂકવામાં આવતો, ઘર ધોઇ નંખાતું, અને દરદીનાં સગાંસાગવાંને ઇલાયદાં રાખવામાં આવતાં. મરકી કરતાં આ અટકાવ વધારે અગવડ કરનારો થયો. અજ્ઞાન લોકોએ વળી એવી પણ ગપ સાથે સાથે ચલાવી હતી કે, 'મરકીની ઇસ્પિતાલમાં લઇ જઇ માણસને ઝેર દઇ મારી નાંખવામાં આવે છે.' સત્તાવાળાઓની આવી હિલચાલથી લોકો મરકીના રોગીને છુપાવવા લાગ્યા. સત્તાવાળાઓએ દરદી શોધી કાઢવા ઘેરોઘરની તપાસ કરવા સોલ્જરોની યોજના કરી અને કાયદા ઘડયા. ઠેકઠેકાણે રેલવે ઉપર ક્વોરેન્ટાઈન નંખાયાં અને ઉતારૂઓની શારીરિક તપાસ કરવાની શરૂઆત થઈ. લોકનાં દુઃખી, આતુર અને અજ્ઞાન મનમાં આથી મોટી ધાસ્તી ઉત્પન્ન થઇ. એકાદ બેવાર તોફાન થયાં પણ સત્તાવાળા મક્કમ રહ્યા. તેમણે તપાસ ચાલુ રાખી અને માળાઓમાં ફરી મરકીના તાવવાળાં માણસો શોધી કાઢવા માંડયાં.

આવી જાતની સોલ્જરોની તપાસમાં આગલા પ્રકરણમાં પકડાયેલા ગુણસાગર આવી જવાથી તેમને ઇસ્પિતાલમાં લઇ જવામાં આવ્યા. ગુણસાગરને એમ્બ્યુલન્સમાં ઉપાડયા કે તરત ગભરાઈ ગયા, તેમનો તાવ વધી ગયો, અને દુર્ગા તથા મદનમોહન ગયાં ત્યારે તો તે સન્નિપાતની દશામાં પડેલા જણાયા. મદનમોહનની વગથી તેમને અંદર જવા દીધાં. પોતાના સ્વામીને આવી સ્થિતિએ બિછાનામાં પડેલા જોઇ દુર્ગાનો જીવ ગભરાઇ ગયો. બે ત્રણ વાર તેણે તથા મદનમોહને ગુણસાગરને બોલાવ્યા. અડધી આંખ ઉઘાડી કંઇક અસંબદ્ધ ભાંગ્યું તૂટયું તે બોલ્યા. વ્યાકુલ ને દુઃખી દુર્ગા ખાટલા આગળ બેઠી ને મદનમોહન મુગટલાલને તેડી લાવ્યો. તેણે આવી ગુણસાગરને દવા આપી એક માણસને રાતે તેમની સંભાળ લેવાની ભલામણ કરી. દુર્ગાને તેના પતિની પાસે રહેવાની રજા અપાવી. પછી તે ને મદનમોહન પોતાને મુકામે જવા તૈયાર થયા ત્યારે ગુણસાગરે બે ત્રણવાર રતિને સંભાર્યાથી દુર્ગાએ કહ્યું કે 'આ રતિને સંભારે છે માટે સવારે

એને અહિંયાં લઇ આવજો મદનમોહન.'

'વારું, તમે બહુ ચિંતા કરશો નહિ. ઇશ્વર કરશે તો આરામ થઇ જશે. તમારે માટે હું કાંઈ કાચું કોરું ખાવાનું લાવું?'

'અન્નપાણી હવે મારા મુખમાં પેસવાનાં નથી. તમે એ વાત કરશો મં, જાઓ. તમે બહુ શ્રમ લીધો છે. કાલે સવારે જરા તસ્દી લઈ રતિને અહિં પહોંચાડી જવાની મહેરબાની કરજો.'

'અરે! એમાં મહેરબાની શાની? જરૂર સવારે હું આવીશ.' આમ કહી મદનમોહન મુગટલાલ સાથે બહાર નીકળ્યો.

ગુણસાગર આમતેમ લોટતો અને બકતો બિછાનામાં આળોટવા લાગ્યો. સાડા અગિયારે તે જરા શાંત થયો. તેણે પાસુ ફેરવી બે કલાક ઉંઘ લીધી. આંસુ ભરી આંખે દુર્ગાએ તેની સેવા કર્યાં કરી. અહિં દરેક બાજુએ દરદીઓ પડેલા હતા, સર્વત્ર ગમગીની અને દરદીઓની લવરી સંભળાઈ રહી હતી. કોઇ બૂમ પાડતું હતું, કોઇ બકતું હતું, અને કોઇ ગભરાટમાં પ્રાણ છોડી દેતું હતું. ઇસ્પિતાલના માણસો મરનારના શબને બહાર કાઢી તેના બિછાનાને તરત દૂર કરતા હતા. દુર્ગા આ દેખાવથી અને પોતાની ઉપર આવી પડેલી અવદશાથી બેબાકળી થઈ ગઇ હતી. ગુણસાગરની આંખ મળી પણ તેના મનમાં તો ખોટા ને ખોટાજ વિચારો આવતા રહ્યા.

ઘડિયાળમાં બેનો ટકોરો થયો. ગુણસાગર 'બેટા રતિ' એવી બૂમ પાડી બિછાનામાં બેઠો થયો. આંખ કાઢી તેણે દુર્ગા સામું જોયું. વળી તરત આંખ મીચી બિછાનામાં પડયો. દુર્ગા તેના સન્નિપાતથી અને ફાટી ગયેલી આંખથી વધારે ગભરાઇ. હિમ્મત ધરી આંખમાં આવેલાં આંસુને રોકી કપાળ ઉપર હાથ દઇ તે બોલી કે 'સવારના પહોરમાં રતિ આવશે. તમે જરા ઉંઘી જાઓ.' ગુણસાગરે ધીરેથી આંખ ઉઘાડી તેની સામું જોયું. પ્રિયપત્નીને છેલ્લી ઘડીએ હિમ્મતથી પાસે બેસી સેવા કરતી જોઈ તાવની જ્વાળાઓથી બળતી લાલ ઘુમ આંખમાં પાણી ભરાયાં. સ્વામીને ભાનમાં અને પોતાનું દુઃખ સમજવાની સ્થિતિમાં જોઈ દુર્ગાની રોકી રાખેલી હિમ્મત જતી રહી.

પતિની આંખ સાથે આંખ મળતાંજ તેનાથી છાતીફાટ રોવાઇ જવાયું.

દુર્ગાના રૂદનથી જોડેના હૉલમાંની એક નર્સ જાગી ઉઠી. તે ગુણસાગરના ખાટલા આગળ આવી અને દુર્ગાને રોતી જોઇ બોલી કે 'બાઈ મત રોના. દરદી દુઃખી હોયગા.' રૂદનથી પોતાના સ્વામીની તબિયત વધારે બગડશે, એવું સાંભળતાંજ આર્ય અબળાનું રૂદન અટકી ગયું, પણ ડુસકાંને લીધે નર્સના હૃદયમાં દયા ઉત્પન્ન થઈ. ગુણસાગરના કપાળ ઉપર હાથ દઇ તેને આશ્વાસનના બે શબ્દો કહી તેણે ધીરજ આપી. મરકીના રોગમાં દરદ કરતાં નાહિમ્મત ઘણું ખરાબ પરિણામ આણે છે. ઘણા દરદીઓ નાહિમ્મત થતાંજ હૃદય બંધ પડવાથી મરી જાય છે.' દુર્ગાને આ વાત સમજાવી તે ત્યાંથી ગઇ. દુઃખમાં હિમ્મત રાખવી અને સામાને હિમ્મત આપવી, એ બહુ મોટું કામ છે. ઘણાંજ થોડાં માણસો પ્રસંગ ઉપર આવી હિમ્મત અને દઢતા બતાવે છે. પાલવથી આંસુ લૂછી નાખી દુર્ગા ગુણસાગરની સેવા કરવા લાગી. તેણે પાણી માગ્યું તે આપી થોડું પીવાનું કહ્યું. ગુણસાગર અત્યારે ભાનમાં આવ્યો હતો. તેણે દુર્ગાની તરફ મીટ માંડી અને જીભ ટુંકી થઇ ગઈ હતી તોપણ ગળગળે લથડતે અવાજે બોલ્યો કે 'મરકી થઇ છે અને આશા નથી, હું તમને નિરાધાર મૂકી જાઉં છું. મારૂં હૃદય ચિરાઈ જાય છે. અરેરે જીવનમાં કરેલી મૂર્ખાઇ આવે વખતેજ યાદ આવે છે. ખાધાપીધામાં અને મોજશોખમાં કમાઇનો વખત કાઢી નાંખ્યો તેથી અત્યારે હું તમારે માટે જોઈતું મૂકી જતો નથી.' આટલું બોલતાં તેની છાતી ભરાઈ આવી, તે વધારે બોલી શક્યો નહિ. દુર્ગા વજ્રનું કાળજુ કરી બધું સહન કરી રહી. માત્ર એટલુંજ બોલી કે, 'એ વાત યાદ કરવાની અત્યારે જરૂર નથી. તમે હિમ્મત રાખો, તમને ઠીક થઈ જશે. જરા ઉંઘી જાઓ, સવારે આથી પણ વધારે હોંશિયારી આવશે.'

'રતિને ઘેર મૂકી છે ! અરેરે બિચારી રતિ !. તને મેં લાડ લડાવ્યાં તે શા કામનાં ? મારે જતે જળવિછોઈ માછલીની પેઠે તું દુઃખી થઇશ.' તેને ઓછું આવ્યું અને આંખો ઉપર હાથ દઈ દીધા.

દુર્ગાએ તેના ફીક્કા ગાલ ઉપર આવેલાં આંસુ લૂછી પાસુ ફેરવાવ્યું. ગુણસાગર પાછો બેભાન થઈ ગયો. દુર્ગા તેના શરીર ઉમર કામળી ઓઢાડી પાંચ વાગ્યાનો અમલ થયેલો હોવાથી તાજું પાણી લેવાને નળ ઉપર ગઈ, પણ તેના મનમાં તો એમ હતું કે 'હમણાં રતિને લઈ મદનમોહન આવશે. કદાપિ મને વોર્ડની બહાર સામાજ મળશે.'



## પ્રકરણ ૩ જું.



### ધર્મ કરતાં ધાડ.

મદનમોહન સવારમાં ઉઠયો અને નિત્યકર્મથી પરવારી દુર્ગાને આપેલા વચન પ્રમાણે રતિસુંદરીને ઇસ્પિતાલમાં લઈ જવાને ઉતાવળો મહાલક્ષ્મી જવા લાગ્યો. તે સાદો અને ગરીબ ઘરનો માણસ હતો. મુંબાઈમાં જાત મહેનતથી રળતો અને કૉલેજમાં અભ્યાસ કરતો, નાનપણથીજ 'વિદ્યાર્થીના આશીર્વાદ' કરી અમદાવાદમાં તે ભણ્યો હતો. ઇંગ્રેજી ભાષાનો કેટલોક અભ્યાસ થયા પછી ગૃહસ્થોના છોકરાઓને ભણાવતો, તેમાંથી પોતાનું ગુજરાન કરતો, ફી આપતો, ચોપડીઓ લેતો અને જાતે પણ ભણતો. ખંત તથા બુદ્ધિ સારી હોવાથી મેટ્રિક્યુલેશનમાં તે પહેલેજ વર્ષે પાસ થયો. તેને આશ્રય આપનારનો પુત્ર તેનીજ સાથે પાસ થવાથી તેણે મદનમોહનને પોતાના પુત્ર સાથે આગળ અભ્યાસ કરે તો મહીને પાંચ રૂપિયાની મદદ કરવાનું માથે લીધું. મિત્રોએ 'આગળ અભ્યાસ કરવાનું કંઈ પ્રયોજન નથી.' એવી તેને સલાહ આપી, પરંતુ તેણે વિચાર કર્યો કે 'અભ્યાસ મૂકી નોકરી કરવામાં શો ફાયદો છે? પેટિયું નીકળે અને વિદ્યાભ્યાસ થાય તો હમણાં મારે નોકરી ચાકરીનું કંઇ પ્રયોજન નથી.' આમ વિચાર કરી પોતાના જુના શેઠ વીરચંદશાહની સખાવત મંજુર રાખીને અમદાવાદથી તેમના પુત્ર સાથે મુંબાઈ આવ્યો હતો. વળી તેના જેવા બીજા બે મિત્રો પણ તેને મળી આવ્યા. ત્રણે જણે મળી એક ઓરડી ભાડે રાખી વિદ્યાર્થીની સાદાઇમાં રહી પાઠશાળાનો અભ્યાસ

આગળ ચલાવ્યો.

'ટ્યુશન' આપવાથી તેને ઘણા જણનાં ઓળખાણ થયાં. રતિસુંદરીની સખી વસંતકુમારીના ભાઇ મનુલાલને 'ટ્યુશન' આપતાં તેણે રતિસુંદરીને ઓળખી હતી. પોતાની જ્ઞાતિના એક ઉત્તમ વિદ્યાર્થી તરીકે ઓળખ્યા પછી રતિના મનમાં તેને માટે પ્રેમ સ્ફુર્યો હતો. વાતચીત ને થોડો પરિચય થતાં મદનમોહનના મનમાં પણ રતિસુંદરી જેવી સુંદર કન્યાની અભિલાષા થઈ હતી. પોતાની દીનાવસ્થાને લીધે તેને એ અભિલાષાનું ફળ થવાની ઝાઝી આશા ન હતી, પરંતુ મન રતિસુંદરીને ઇચ્છતું અને તેના પરિચયમાં જવાનો પ્રસંગ લેતું. મદનમોહનના એ વલણેજ તેને હંસરાજની સાથે મૈત્રી કરાવી હતી અને ટ્યુશન છોડી દેવા છતાં પણ વસંતકુમારીના ઘરની અવરજવરનો અભ્યાસ રખાવ્યો હતો. રતિ મદનમોહનના ભાવને તેના નેત્રમાં રહેલા છુપા પ્રેમાંકુરથી સમજી ગઇ હતી. તેની સાથે બોલવાનો અને તેના મધુર શબ્દો સાંભળવાનો પ્રસંગ મળશે, એવી ઈચ્છાથી આજ પણ તે મહાલક્ષ્મી તરફ જવાને નીકળ્યો.

ગુણસાગરની તબિયતની ચિંતા દુર્ગાનું સૌજન્ય અને રતિ સાથે વાત કરવાના ઉત્સાહથી અનેક જાતના વિચાર કરતો કરતો તે ૭ વાગ્યાને અમલે રામજીશેઠના મહાલક્ષ્મી ઉપરના બંગલામાં આવી પહોંચ્યો. ઉપર જઇ હંસરાજને મળ્યો. રામજીશેઠ તથા બીજા સૌએ ગુણસાગરની ખબર પૂછી તે જણાવી અને કહ્યું કે 'ગુણસાગરનાં વહુએ મને કહ્યું છે કે 'રતિસુંદરીને તમે સવારે અત્રે લઈ આવજો.' ગુણસાગર એનું નામ ઝંખ્યા કરે છે. તે ક્યાં છે? જો મારી સાથે મોકલો તો હું તેમને ત્યાં લઇ જાઉં.'

હંસરાજે શેઠાણીના ઓરડામાં જઇ પૂછ્યું તો તેમણે ઉત્તર આપ્યો કે 'મદનમોહનની સાથે ક્યારનીએ તેને મોકલી દીધી છે.' આ જવાબ સાંભળી મદનમોહન બહુ આશ્ચર્ય પામ્યો. તે બોલ્યો કે 'હંસરાજ! મદનમોહન તે હું કે કોઇ બીજો? તમે શું કહો છો?'

નવી શેઠાણી બહાર આવીને બોલ્યાં કે 'શું છે? ભૈયાએ આવીને

કહ્યું કે 'મદનમોહન કરકે કોઇ જુવાન આયા હૈ, ઔર રતિબાઇકું ઇસ્પિતાલમેં લે જાનેકુ મંગતા હૈ.' મેં રતિને ઉઠાડી તેની સાથે મોકલી.'

શેઠ—અરે ! બિહારીલાલ ભૈયા !

બિહારીલાલ—જી શેઠ.

શેઠ—રતિકો કીસકી સાથ ભેજી ?

'મદનમોહન કરકે કોઈ જુવાન આયાથા ઉસ્કી સાથ શેઠાનીને ભેજનેકા કહા, ઓર મેને ભેજ દીઈ.'

શેઠ—અરે ! આ કેવો ગોટાળો ? ઇસ્પિતાલમાંથી બીજુંજ કોઈ ભળતું આવ્યું હશે.

મદનમોહન—કદાચ એમ હશે.

શેઠ—જો હંસરાજ ! તજવીજ કર. પત્તો ન લાગે તો આ બાબત પોલિસને સંભળાવ.

મદનમોહન—'બરાબર છે, હું પણ ઇસ્પિતાલમાં જઈ તજવીજ કરાવું છું.' તે રામજીશેઠના બંગલામાંથી નીકળ્યો. પોતાના નામે બનેલા આવા બનાવ માટે તેને ભય લાગ્યો. વિચારમાં ને વિચારમાં શૂન્ય મને અને સુને પગે તે ઇસ્પિતાલ તરફ ચાલવા લાગ્યો. આણી તરફ રામજીશેઠના દિવાનખાનામાં મદનમોહનના ગયા પછી શેઠાણીએ હંસરાજને કહ્યું કે 'આ છોકરો કોણ છે ?'

હંસ—એજ મદનમોહન.

'ત્યારે રતિને જરૂર કોઈ લઇ ગયું !' શેઠાણીએ ભારે લાગણી ભર્યો દેખાવ કરીને કહ્યું.

શેઠ—હાલ કોઇ માણસ ઉપર વિશ્વાસ રખાય એવો વખત નથી. આ તો આપણી આબરૂની વાત છે. હંસરાજ ! તું પોલિસ ચોકી ઉપર જા, અને મારે દિલગીરી સાથે કહેવું પડે છે પણ પહેલાં એને પકડાવ.

હંસ—શેઠ ! આ માણસ એવો નથી. ગરીબ, સદ્ગુણી કેળવાયેલો અને ભલો માણસ છે. આના જેવા ગરીબથી આવું મનુષ્યહરણ ન થાય.

શેઠ—ગરીબ દેખાવનાં માણસોજ મહા પાપી અને તાલબાજ હોય છે. હંસરાજ ! મોળું દહિં જ દાંત પાડે. એ તારો મિત્ર છે પણ આવી બાબતમાં મિત્રની શરમ રાખવી નહિ.

હંસ—મારો જાણીતો અને ઓળખીતો છે.

શેઠ—તું આપણે માથે આવેલી આ જોખમભરી બાબતમાં શરમ રાખતો માં. મારૂં માન અને પોલિસને ખબર આપ.

શેઠાણી—અલબત, ગમે તેવો માણસ હોય, હંસરાજનો મિત્ર હોય તોપણ શું થયું ? ભૈયાને ખાતરી છે કે તેજ હતો.

બિહારી—હાં સાહેબ, ઐસાજ થા.

સર્વનું એકસરખું કહેવું સાંભળી હંસરાજ નિરુત્તર રહ્યો. તેને પણ શક ગયો, અને મનમાં વિચાર આવ્યો કે, 'કોણ જાણે કેવો માણસ હોય. આપણે ક્યારે એને બદનામ કરવો છે. મુદ્દાનો માણસ એ છે અને તેને પકડયા વગર પોલિસને તપાસ કરવાનું સાધન નથી.

શેઠ—હંસરાજ ! વિચાર બિચાર કરતો નહિ, એને કબજે કરાવી લેવો એ પહેલી અને બહુ અગત્યની બાબત છે, ઝટ જા. પોલિસને ખબર કર.

શેઠાણી—એનું મોં ઉતરી ગયું તે તમે જાયું ? સતો થવા આવ્યો પણ પકડાઇ જવાશે એમ લાગતાં બહાનું કાઢી કેવો છપાંચ ગણી ગયો. જા, ભાઇ ! ઉતાવળો જા.

હંસરાજ નિરૂપાય થયો, તેનું અંતઃકરણ ડંખવા લાગ્યું, પરંતુ શું કરે. એક તરફ શેઠની આબરૂ અને બીજી તરફ કુંવારી કન્યાનું હરણ ! બેઉ વાત મોટી હતી. અલબત મદનમોહન ઉપર મનુષ્યહરણનો દોષ આવે તે પણ ભયંકર અને તેના ભવિષ્યને ઉંધું વાળનાર હતું, પરંતુ હંસરાજને તેમ કર્યા વગર બીજો માર્ગ જણાયો નહિ. તેણે પોલિસ ઈન્સ્પેકટર પાસે જઈ સઘળી હકીકત જાહેર કરી પણ મદનમોહનને જેમ બને તેમ ઓછો ખરડયો. તેનું નામ ઠામ તેનો ચહેરો વગેરે બધી હકીકત પોલિસે લખી લીધી. પહેલ વહેલું જે પગલું ભરાયું તે એજ કે 'હસ્પિતાલમાં ટેલિફોન કરી રતિ ત્યાં છે

કે નહિ ' તેની તજવીજ થઇ, પણ ત્યાંથી ' રતિ નથી. ' એવો ઉત્તર મળતાં સ્ટેશનો ઉપર વિગતવાર હકીકત મોકલવામાં આવી પહેરા ઉપરના સિપાઇઓને મદનમોહનની તજવીજ કરી તેને પકડી લાવવાનો તાકીદનો હુકમ પોલિસે કાઢ્યો.

દુર્ગાને હિમ્મત આપવા હંસરાજ ઇસ્પિતાલમાં ગયો. દુર્ગા તથા તેની વચ્ચે રતિસુંદરી ખોવાયા સંબંધી વાત થતાં તેના દુઃખનો કંઇ પારજ રહ્યો નહિ. ગુણસાગરની તબિયત અત્યારે બગડી આવી હતી. તે બેભાન અવસ્થામાં પડ્યો હતો. મોટો દાક્તર થોડી વારે આવવાની સર્વ કોઈ રાહ જોતાં હતાં. રતિની વાત સાંભળી દુર્ગાનો જીવ ઉંચો થઈ ગયો. પતિની બેભાન અવસ્થા જોઇ તેને જે દુઃખ થતું હતું તેનાથી ચાર ગણું વધારે થવા માંડ્યું. હંસરાજ સાથે તેને વધારે વાત થઈ નહિ હોય એટલામાં તો મોટો દાક્તર આવ્યો. તેણે ગુણસાગરની તબિયત જોઇ કહ્યું કે ' બપોર પછી મરી જશે, માટે અહિંથી ખાટલો ફેરવી નાંખો. '

હંસરાજ દિલગીર થયો. દુર્ગાને આશ્વાસનના શબ્દો કહી તથા ' રતિસુંદરી માટે અમે તજવીજ કરીએ છીએ ' એવું ફરીને આશ્વાસન આપી તે ત્યાંથી ખસ્યો. ગુણસાગરને માણસો બીજે ઠેકાણે ઉંચકી ગયા. દુર્ગાને કંપારી આવી તરતજ ટાઢ ચઢી. દાંત પીસી તેણે કેટલીક વાર દુઃખ સહન કર્યું, પરંતુ આખરે તમ્મર આવ્યાથી જમીન પર ઢળી પડી. હાડ બાળી મૂકે એવો સખત તાવ ચઢી ગયો. પતિને બેભાન અવસ્થામાં છોડી દૂર જવાને નારાજ હોવા છતાં માણસોએ અને દાક્તરે તેને બળાત્કારે બીજે સ્થળે મોકલી.

ગુણસાગરની છેલ્લી ઘડીએ મરકીની ઇસ્પિતાલવાળાઓએ તેની પ્રિયપત્નીને તેનાથી દૂર કરી. દુર્ગા ઉપર પડેલા અસહ્ય દુઃખને તે બિચારા શું સમજે ? પરાયા મનુષ્યના મનનું દરદ બીજાના જાણવામાં અને સમજવામાં આવતુંજ નથી. પશ્ચિમ તરફની પ્રજાઓ જુદી જાતની સંસારી રીતભાતોમાં કેળવાય છે. તે દેશમાં સ્ત્રીઓ પતિ તરફ, પતિ સ્ત્રી તરફ, અને માબાપ બાળક તરફ જુદીજ લાગણીથી

જુએ છે. પૂર્વ અને પશ્ચિમમાં બહુ મોટો ફેર છે. પશ્ચિમમાં સ્વાર્થ મોટો છે, પૂર્વમાં સ્નેહ મોટો છે. પશ્ચિમમાં પોતાના પ્રાણના રક્ષણને અર્થે પિતા પુત્રનું, સ્ત્રી પતિનું અને પતિ સ્ત્રીનું અવસાન ન જોવામાં ખોટું સમજતાં નથી, પણ પૂર્વ તરફનો સંસારી માણસ સ્નેહીના અવસાનને પોતાના પ્રાણને ભોગે પણ એકાકી પડવા દેતો નથી. મરકીના અટકાવની વ્યવસ્થા કરનારાઓથી યુરોપ ને હિંદની પ્રજાઓનાં મંતવ્ય વચ્ચેનું આ વૈષમ્ય સમજાયું નહતું. તેમણે રોગનો પ્રસાર બંધ કરવાને જે ઉપાય લીધા તે લોક વ્યવહારથી તદન જુદા હોઇ સંક્ષોભક નીવડ્યા, અને તેને પરિણામે સત્તાવાળાઓને કેટલીક મુસીબત પડી. હથિયારોનો આશ્રય લઇને આવા નિયમોને અમલમાં આણવા પડ્યા. પ્રજાનાં મન તેથી કેટલેક દરજ્જે ખિન્ન થયાં. વળી કેટલાક ડહાયા અધિકારીઓએ આ નિયમથી લોકોના મન ઉપર ઘણી ખરાબ અસર થતી જોઇ હિંદી આચારવિચાર પ્રમાણે તેમાં ફેરફાર કર્યો. લોકો પણ તેનાથી થતા ફાયદા સમજતા ગયા તેમ તેમ ખુશીથી આરોગ્ય સાચવવાના નિયમો પાળતા ગયા. ગુણસાગરના શબ પાછળ ઉછળતી આગમાં પેસવાને પણ આનાકાની ન કરે એવી શીલમૂર્તિ તેની પત્નીને સત્તાવાળાઓએ તેના અવસાન કાળે દૂર કરી તેથી તેની ઉપર એવી ભારે અસર થઇ કે, થોડાજ કલાકમાં તે પણ ભયંકર હાલતમાં પડી. તેની સ્થિતિ ગુણસાગર જેટલીજ નિરાશા ઉપજાવનારી થઇ પડી. 'મને મારા પ્રિય પતિનું મુખ દેખાડો, મને તેમની પાસે લઇ જાઓ. વહાલા ! મને તજશો માં.' આ પ્રમાણે તે ફાટી આંખે લવરી કરવા લાગી. તેની સારવાર કરનાર નર્સે ઉગ્ર સાંન્નિપાતનું ચિહ્ન જાહેર કરી તેને પણ મરણોન્મુખ જણાવી.

એક સુખી કુટુંબ આમ ચોવીસ કલાકમાં મરકીના સપાટામાં આવી એકમેકથી વિખુટું પડી ગયું. એક બીજાનાં દુઃખમાં ભાગ લેવાને અને એક બીજાનાં છેવટનાં મુખ જોવાને પણ દૈવે તેમને એક સ્થળે રાખ્યાં નહિ. ગુણસાગરની છેવટની ઘડીઓ ગણાતી હતી તે વખતે દુર્ગા પણ કાળના મુખમાં સપડાઇ અને તેના મન ઉપર

રતિસુંદરી ગુમ થયાના આઘાતે ખરાબમાં ખરાબ અસર કરી. આખરે નિરાશ માણસને ઝડપી લેનાર રોગે તેને સપડાવી. જ્યારે બેઉ પતિ પત્ની આ પ્રમાણે મરણની પથારીએ પડયાં હતાં ત્યારે તેમની આંખની કીકી, હૃદયનો આધાર અને તેમના સ્નેહનું એકજ મોંઘેરું છોકરું રતિસુંદરી, કોઈ નહિ જણાયેલા કાવતરાને ભોગ પડી ગુમ થઈ હતી. 'રતિનું શું થયું?' એવો વલોપાત કરતાં કરતાંજ દુર્ગા બેભાન થઇ.



## પ્રકરણ ૪ થું.



## દુ:ખમાં રામ.

ગ્રાંટરોડ ઉપર એક ચાલીના ત્રીજા માળના દિવાનખાનામાં એક જુવાન માણસ આરામખુરસીમાં બેઠો બેઠો એકટસે બારીમાંથી દેખાતા દૂર આકાશના વિવિધ રંગ જોતો હતો. આ ગૃહસ્થ ખુશ મિજાજમાં હતો. તેનું મુખ પ્રસન્ન હતું તોપણ મરકીના ભયની કેટલીક ઉંડી અસર તેની ઉપર જણાતી હતી. મુંછ ઉપર હાથ ફેરવતાં અને આકાશ તરફ જોતાં જોતાં તે મનમાંજ બોલ્યો કે 'ઓહો! ઇશ્વર કરે છે. તે કોઇ કરતું નથી. તે તરણાનો મેરૂ અને મેરૂનું તૃણ કરે છે, કુદરતના મોટા બનાવો, કે જેમાં મનુષ્યની બુદ્ધિ કંઈ પણ કામ કરી શકતી નથી, તેમાંજ મનુષ્યને ખરું ઈશ્વરત્વ દેખાય છે. પૌરાણિક અવતારો માટે એમ કહીએ તો તે ખોટું નથી કે, જયારે મરજીવાં પ્રાકૃત માણસો પોતા ઉપરના ભયનો ઉપાય કરી શકતાં નથી ત્યારેજ અવતારને માને છે. લોકોની આસ્થા, જે નવા સુધારા અને જ્ઞાનના સામાન્ય પ્રસારને લીધે શિથિલ થઇ હોય તે આથીજ પાછી દૃઢ થાય છે. ઈશ્વર આ રીતે લોકને બોધે છે એમ કહીએ તોપણ ખોટું નથી. મુંબાઈ નગરીની સ્થિતિ આજથી પાંચ દસ વર્ષ ઉપર કેવી હતી હાલ કેવી છે અને વળી ભવિષ્યમાં કેવી થશે? મનુષ્ય શું જાણે છે અને જાણીને કરે પણ શું? ખરેખર માયાની અંધારી અજબ છે! કવિઓએ તો ખુલ્લું કહ્યુંજ છે કેઃ—

'છત્રે થાતી છાંય, છડીધર છાજતા,
હાથી હુદામાંહિ રસિક બિરાજતા;
આયુષ્ય રિદ્ધિ અનેક, ભરેલી ભાગ્યમાં,
તે સુતા દિન એક ઉછળતી આગમાં.
ભોગવતા સુખ ભોગ, મહાસુખ માણતા,
જાતાં જોગ અજોગ જરી નહિ જાણતા;
કીધા દામ કરોડ ખન્તને ખાણમાં,
સુતા તાણી સોડ મશીદ મશાણમાં.
ઈન્દ્રપુરી અનુસાર નગરીઓ નોખમાં,
કોટિધ્વજ સહુકાર ગરજતા ગોખમાં;
સુંદરીઓ ગુણસાર મહાગુણ મર્દમાં,
કો જાણે કયી ઠાર મળી ગઈ દર્દમાં.'

'પટ્ટન સો દટ્ટન'ની માફક હજારો નગર આ ભૂમિતલમાં દટાઇ ગયાં, કરોડો લોકનો સંઘ આવ્યો ને ગયો અને મોટા મોટા દેવતાઈ માણસો પણ કાળના મુખમાં ક્યાંહિં ખપી ગયા. મુંબાઇમાં લોક ખરેખર નવા નવા ઉદ્યોગ અને ધંધાના વેપારમાં માતબર થઇ મોજશોખમાં ઇશ્વરને ભૂલી ગયા હતા, પણ હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી સૌને હાલ પરમ કૃપાળુ ઈશ્વર પાછો સાંભરી આવ્યો છે. મરકીના સ્વરૂપમાં તેણે સૌને પોતાનું રૂપ દેખાડયું છે. લોકને ધર્મ તરફ ભાવ થયો છે અને 'એ રાખશે તેનું રહેશે' એમ કહેવા લાગ્યા. ઇશ્વરની હયાતી નહિ માનનારા પણ અત્યારે કોઇ છુપા અને મનુષ્યની બુદ્ધિમાં નહિ આવી શકે એવા તત્ત્વને કબુલ કરી તેને માને છે. મનુષ્યનો છેલ્લો આશ્રય એજ છે. નાસ્તિકોના વાદ ત્યાં પુરા થાય છે, પરમાણુવાદીઓ ત્યાં હારી જાય છે અને ઉદાસીન તથા વેદાંતીઓ વ્યાકુળ થઇ તર્કની કોટિઓને છોડી દઈ ઇશ્વરને નામે શ્રદ્ધાપૂર્વક થતી ક્રિયાઓમાં જોડાય છે, માટે દુઃખજ ઇશ્વર સમજાવનાર છે. દુઃખજ અનુભવ અને શિક્ષણ આપનારૂં છે. મુંબાઇને માથે આવેલી આફત માટે પણ આ નિઃસીમ આકાશ કે જેમાં દૃષ્ટિ નહિ પહોંચવાથી ઇશ્વરના ધામ તરીકે માનવામાં આવે છે તેની તરફ જોવું પડે છે. મદારીનો બોકડો

કરૂણારસને દર્શાવતો આ નિ:સીમ આકાશ તરફજ દૃષ્ટિ કરે છે. ઇશ્વર છે એજ આપણી બુદ્ધિઓને પ્રવર્તાવે છે અને તેનેજ આપણે હરેક રીતે માનવો પડે છે. ઇશ્વર સંબંધી આવા વિચાર આવવાથી દુર્ગાપ્રસાદ ખુરસીમાંથી ઉઠ્યો, ઘડિયાળ સામે જોયું તથા ચાકરને ચા લઈ આવવા કહ્યું. પછી દિવાનખાનામાં ટેલતાં ટેલતાં તે ગાવા લાગ્યો કે:—

" તોપણ તેં કશું એ ન કહ્યું કદિ, સ્થાવર વસ્તુતણો કરી સ્થાપ્યો,
તોપણ તેં કશું એ ન કહ્યું કદિ, ક્રોધ ધરી લઇ કરવત કાપ્યો;
તોપણ તેં કશું એ ન કહ્યું જપમાળ લઇ કર જીભથી જાપ્યો,
કોઈ પ્રકાર કહે દલપત્ત ન, ઉત્તર ઇશ્વર તેં કદિ આપ્યો.
કૈક વસ્યા વનવાસ ઉદાસીથી મંદિર માલતણી તજી માયા,
કૈક તને મળવા હળવા તુજ ધ્યાન ધરી બહુ તીરથ ધાયા;
કૈક મુઆ ઉપવાસ કરી કરી, કૈક પ્રજાળી મુઆ નિજ કાયા,
તોપણ તેં દલપત્ત કહે, નહિ ઉત્તર એક દીધો જગરાયા.
હારિ રહ્યા મનમાંહિ મુનીશ્વર વિશ્વપતિતણી વાત વિચારી,
તર્ક કરી કરી તત્વ જડ્યું નહિ દૃષ્ટિ ઘણી દિલ ઉંડી ઉતારી;
માન મુકી અનુમાન કરી લખ્યું કે મનવાણી ન પોચી અમારી,
કેમ શકે કહી કોઈ કવીશ્વર ઈશ્વરની ગતિ વિશ્વથી ન્યારી. "

'ઓહો! દલપતરામ તે દલપતરામજ છે. વ્યવહાર અને નીતિનો આવો શિક્ષક ગુજરાતને તો હવે મળનાર નથી. ઓહો! શું મનુષ્યના વિચારો એમણે આ કવિતામાં ઉતાર્યા છે.' ચા આવવાથી મુખ ધોઇ ખુરસી ઉપર બેસી તે પીવા લાગ્યો. થોડી વારે બહારથી વેણીલાલ આવ્યો તે બોલ્યો કે 'દુર્ગાપ્રસાદ! આજે તો એક દિલગીર થવા જેવો બનાવ બન્યો છે.'

શું છે? ઝટ કહી દે. વખત બહુ બારીક છે. શું છે બોલ?
'આપણો મિત્ર મદનમોહન—'

'અરે ઝટ બોલી દે! શું તેને મરકી થઈ છે?'

'ના ના ગંભીર ગુના માટે પોલિસમાં પકડાયો છે.'

'કંઇ નહિ, પોલિસથી ડરવાનું નથી' ઇશ્વરના કોપથી ડરાય છે. મનુષ્ય મનુષ્યને કંઇ કરી શકતું નથી. આપણી નીતિરીતિ માત્ર સારી

હોવી જોઇએ. વારૂ, બેસ અને બોલ. 'મદનમોહન કેમ પકડાયો છે, મને અથેતિ વાત કહે ? આપણે તેની તજવીજ કરીએ.'

'ગઇ કાલે એ કહેતો હતો તે કન્યાનું હરણ કરવાના આરોપ માટે, મારા સમજવા મેળે તેને પકડવામાં આવ્યો છે. આ વાત સાંભળી હું તમારી પાસે આવ્યો. ચાલો આપણે મહાલક્ષ્મીની પોલિસ ચોકી ઉપર જઇએ.'

'ચાલો, હું તૈયાર છું. તારે ચા પીવી હોય તો પી લે. અત્યારેજ એને છોડાવી ઘેર લાવીએ. ફિકર શી છે.'

'મારે ચા પીવી નથી. ચાલો, તે બિચારો બહુ ગભરાઇ ગયો હોવાનું મને કહેવામાં આવ્યું છે.'

દુર્ગાપ્રસાદે કપડાં પહેર્યાં અને બન્ને મિત્રો વિકટોરિયા કરી મહાલક્ષ્મી ગયા. દુર્ગાપ્રસાદ મેટ્રિકમાં પાસ થયા પછી એક વકીલને ત્યાં નોકર રહ્યો હતો. હાલ તેને સારો પગાર મળે છે. મદનમોહનને તે પોતાથી બનતી મદદ કરે છે. મુંબાઇમાં મરકી ચાલતાં સ્ત્રીછોકરાં દેશમાં ગયાથી પોતે મદનમોહન અને વેણીલાલે રાખેલી ઓરડીમાં આવી રહેલો છે. ત્રણે મિત્રો હાલ સાથે રહે છે. વેણીલાલ ગ્રાંટમેડિકલ કૉલેજમાં અને મદનમોહન આર્ટસ કૉલેજમાં અભ્યાસ કરે છે. વેણીલાલ પૈસેટકે સુખી છે. તે પણ મદનમોહનનો બાળમિત્ર છે.

મદનમોહનના એ મિત્રો માટે વાચકને આટલી હકીકત જણાવી, હવે તેમણે શું કર્યું ? તે તરફ આપણે નજર કરીએ. તેઓ પોલિસ ઇન્સ્પેકટરને મળ્યા. તેણે જસ્ટિસ ઓફ ધી પીસનું ઓળખાણ માગ્યું. વેણીલાલને મદનમોહન પાસે બેસાડી દુર્ગાપ્રસાદ વાલકેશ્વર પોતાના શેઠ સોલિસિટરને બંગલે ગયો. હકીકત સાંભળી તરત તે તેની સાથે આવવા તૈયાર થયો. અડધા કલાકમાં તેઓ પોલિસ ચોકી ઉપર આવ્યા. પોલિસ ઇન્સ્પેકટરને ખાતરી આપતાં અને બીજે દિવસે માજિસ્ટ્રેટ આગળ હાજર થવાના જામીન આપતાંજ મદનમોહનને તેણે છોડયો. પ્રસન્ન થયેલા ત્રણે મિત્રો પછી ઘેર આવ્યા.

મદનમોહન પોતાની ઉપર ગુજરેલી આફતથી ઉદાસ થઇ ગયો

હતો. દુર્ગાપ્રસાદે તેને હિમ્મત આપી એટલુંજ નહિ, પરંતુ હરેક રીતે તેને બચાવી લેવાની તથા તેના નામને બટ્ટો ન લાગે તે પ્રમાણે કરવાની ખાતરી આપી. તેઓ સુતા તોપણ એની એજ વાત કરવા લાગ્યા. વેણીલાલે કહ્યું કે, 'હશે, મદનને તો કંઇ નથી. પરંતુ એ છોકરીનું બિચારીનું શું થયું હશે? મદનમોહનને નામે તેને લઈ જનાર કોઇ મદન અને તેને એઉનેજ નહિ પરંતુ રામજીશેઠ વગેરે સૌને ઓળખનાર માણસ હોવો જોઇએ.'

મદન–એવો એક પણ માણસ મારી જાણમાં નથી. મને ગુણસાગરને તેમના કુટુંબને તથા રામજીશેઠના કુટુંબને ઓળખનાર કોણ હોય? આ શું થયું, તે મારૂં મન બિલકુલ સમજી શકતું નથી. તમને મારો ચહેરો ઉતરી ગયેલો લાગે છે તેનું જો ખરૂં કારણ કહું તો તે ભય નહિ પણ આ ગુંચવાડો છે, કારણ કે, હું આખો દિવસ થયાં વિચાર કરૂં છું તોપણ આ બનાવ કેમ બન્યો? તે મારાથી સમજાતું નથી.

દુર્ગાપ્રસાદ–રતિસુંદરીના શરીર ઉપર કંઇ દાગીના છે?

'અલબત હશેજ. ગુણસાગરને રામજીશેઠની મુનીમગીરીમાંથી સારી કમાઇ છે. કમાઇ પ્રમાણે તે પોતાની એકની એક દીકરીને દાગીના પહેરાવે એ સ્વાભાવિક છે.' વેણીલાલે ઉત્તર આપ્યો.

મદન–મોંઘા મૂલના દાગીના તો મારા જોવામાં આવ્યા નથી પરંતુ અલબત દાગીના તો હશેજ.

'ત્યારે મારૂં ધારવું એમ છે કે, કોઇ લુચ્ચો માણસ એની માએ તને કહ્યું તે સાંભળી તેને તારે નામે દાગીનાની લાલચે લઇ ગયો હશે.'

'શું એ પાપી રતિને દાગીના લઈ છોડી દેશે?'

વેણી–કદી નહિ. પાંચ રૂપિયાના દાગીના માટે અનાથ નિર્દોષ સુકુમાર બાળકનાં ખૂન કરનાર દુષ્ટો રતિને જીવતી મૂકેજ નહિ.

'રતિનું મરણ થાય તો તો મારી ઉપરનો કેસ લંબાય.'

'અરે! નહિ રે! એવા ખોટા ખોટા વિચાર કરી ગભરાતો નહિ રતિનું ખૂન થયેલું છુપું રહેશે નહિ. મુંબાઇની પોલિસને તું

શું ઓછી ચાલાક માને છે ?'

વેણી—પારિસની પોલિસ જેવીજસ્તો.

મદન—ખરેખર, આ બનાવ નહિ સમજી શકાય એવો બન્યો છે. મને સમજ નથી પડતી કે, કેવું પરિણામ આવશે ? રતિનો પત્તો લાગે તો સારૂં નહિ તો લોકમાં મારી અકીર્તિ થશે. બનાવ વળી એવે ખરાબ વખતે બન્યો છે કે જેથી કમકમી આવે.

વેણી—સઘળા બનાવ એવાજ બને છે. આપત્તિ કંઈ એકલી આવતી નથી. મદન ! આ બાબતમાં તું વધારે કાળજી કરતો નહિ. તું નિર્દોષ છે. ન્યાય આખરે સત્યજ શોધી કાઢે છે. આવતી કાલે મેજિસ્ટ્રેટની કોર્ટમાં હાજર થવાનું છે ત્યાં શું કહેવું, તેનો હવે વિચાર કર. સત્યને જે બાજુથી તપાસશો તે બાજુએ સત્યનું સત્યજ જણાશે. ઘણીવાર એમ બને છે કે, સત્યને ઉથલાવી નાખી વકીલો અસત્યના રૂપમાં ખડું કરી દે છે, તોપણ આખરે સત્ય તરી આવે છે. તેમ છતાં શરૂઆતમાં એવે વખતે કેટલીક મુસીબત ભોગવવી પડે છે. કેટલીક વાર વકીલો એવા સવાલ પૂછે છે કે, હોંશિયાર માણસ પણ તેનો જવાબ આપતાં ગભરાઈ જાય. ગભરાટમાં સુલટાને બદલે ઉલટો જવાબ આપી દેવાય. મદન ! તું ગભરાતો નહિ. ધીરેથી ઉત્તર આપજે. લંબાશે તો ખરચ પણ થશે.

'તમે પૈસાદાર લોકો હમેશ પૈસાને રડો છો. અમે પૈસાનો શોક કરતા નથો,' એવી ટકોર કરી દુર્ગાપ્રસાદ બોલ્યો કે 'મદન મોહન ! તારે ખરચને માટે કશી ચિંતા રાખવી નહિ. મારો શેઠ એવો લોભી નથી. તે એક ઉમરાવ ઇંગ્રેજ બચ્ચો છે. એક કોડી પણ લીધા વગર તે આપણને જોઇએ તેટલી મદદ આપશે.'

મદન—મને પણ ખરચની ચિંતા નથી. મારી પોતાની કીર્તિની ચિંતા છે. તમારો શેઠ મદદ કરશે, તેમ વેણીલાલથી પણ ખરચમાં મદદ કરવાની ના કહેવાવાની નથી.

વેણી—મેં એવું કહ્યુંજ નથી. મારાં નાણાં મારા મિત્રના કામમાં વપરાય તેથી હું કદી પણ હાથ ખેંચું નહિ; પણ આપણી ઉપર

આ એક અણધારી પીડા આવી પડી. સવારે હું માણેકચંદને ત્યાંથી કહો તો જોઇતા રૂપિયા લઇ આવું. એમને ત્યાં અમારા વીસ પચીસ હજાર રૂપિયા હમેશ જમા રહે છે અને એ કંઈ ઝાઝું વ્યાજ આપતા નથી. એ રૂપિયાને હું ઉડાડી મૂકું તોપણ મને કોઇ પૂછનાર નથી. તે કંઇ મારા પિતાની મતા નથી. મારા સ્વર્ગસ્થ કાકા તરફથી મને તે વારસામાં મળેલા છે. નાણાંને માટે તો તમે કશી ચિંતાજ કરશો નહિ, નાણાં કરતાં આમાં હિમ્મત અને વગસગનું વધારે કામ છે.

ત્રણે મિત્રો આમ વાતો કરતા હતા એટલામાં મુગટલાલ આવ્યો. ટોપી નીચે મૂકી ખુરસીમાં બેસતાં તે બોલ્યો કે 'મદન! પેલા ગુણસાગર મરી ગયા અને દુર્ગાને મરકી લાગુ પડી છે. એ બિચારીના હાથ પગ હેઠા પડી ગયા છે. હું હવે ત્યાં નથી જવાનો, કારણ કે મારી દાદર તરફ બદલી થઇ. ત્યાંના માણસોને હું ભલામણ કરતો જઇશ.'

'ગુણસાગરની ઉત્તરક્રિયાનું શું થયું?' મદનમોહને સવાલ કર્યો.

'રામજીને ત્યાં કહાવી મોકલ્યું પણ કંઇ જવાબ આવ્યો નહિ. સત્તાવાળાઓ તેને ઠેકાણે પડાવતા હતા પણ મને તે ઠીક નહિ લાગવાથી મેં દસ રૂપિયા આપી બ્રાહ્મણો પાસે તેમને બળાવ્યા. હશે, આપણે સહેજ ઓળખતા હતાને.'

'તું કયાંથી ઓળખે?' દુર્ગાપ્રસાદે સવાલ કર્યો.

'નરોત્તમદાસને ત્યાં જોયેલા તેથી.'

'નરોત્તમશેઠને તું કયાંથી ઓળખે?'

'મારા ધંધાથી?'

'ત્યાં કંઇ લોહચુંબક જેવું હશે?' વેણીલાલે મશ્કરી કરી.

'હા, છે. લોહચુંબક વગર લોહ ખેંચાય?' મુગટે તેને ગુસ્સાથી ઉત્તર આપ્યો.

'તારે હાથે એટલું સત્કર્મ થયું તે સારૂં થયું.' મદનમોહન ખુરસીમાંથી ટટાર થઈ બોલ્યો.

'એમ કેમ?' મુગટના મુખ ઉપર ગુસ્સો છવાઇ રહ્યો.

'નહિ, નહિ, મુગટલાલ! ગુસ્સે નહિ થતો. હું તો અમસ્તોજ

તારી મશ્કરી કરૂં છું.' મદનમોહને વાત ફેરવી નાંખી. 'ઓહો ! માણુસની કેવી સ્થિતિ થઇ જાય છે.! દુશ્મન હોય તે પણ મનુષ્યનું છેલ્લું કાર્ય કરવામાં પછાત પડે નહિ અને તેના અગ્નિસંસ્કારને માટે પોતાની સેવા આપે, પણ મરકીએ તો માણસ જાતના મનમાંથી ધર્મ—મનુષ્ય ધર્મ આજ તમામ લઇ લીધો છે.'

'ખરેખર વખત બહુજ બારીક છે' દુર્ગાપ્રસાદે ટાહુકો પુર્યો. 'જ્યારે નિશાળમાં ભણતા અને કરૂણાજનક દમયંતીનાં 'મરણ સમે મારૂં કો નહિ.' એ વચન વાંચતા ત્યારે એમ થતું કે 'શું એવું હશ?' પણ ખરેખર આજ આપણે તે પ્રત્યક્ષ જોઇએ છીએ. માણસ સ્નેહીસગાંને ઝંખતું ઝંખતું મરી જાય છે પણ કોઇ તેની દરકારે કરતું નથી.'

'અરે ! સ્નેહીની શી વાત કરો છો ? હાલ તો સ્ત્રી પતિની પાસે પણ આવતી નથી. થોડા દિવસ ઉપર એક માણસને હોસ્પિટાલમાં લઇ આવ્યા હતા. તેની આજીજીથી અમે તેની સ્ત્રીને બોલાવરાવી તો તેણે કહ્યું કે 'હું એમની પાસે નહિ આવું, મને મરકી થાય તો મારાં છોકરાં રખડી પડે.'

'બસ કર, મુગટલાલ ! બસ કર. એવી દુષ્ટાની વાત ના કર. ધિક્કાર છે એને ! એજ આર્યચરિતનો નાશ દેખાડે છે. આ પવિત્ર ભૂમિ ઉપર થઈ ગયેલી આર્યસ્ત્રીઓને લાંછન લગાડે એવી સ્ત્રીઓ આજ થઇ, તે આપણો અધઃપાત દર્શાવે છે.' મદનમોહન પથારીમાં બેઠો થયો અને તેની આર્યચરિત ઉપરની લાગણી ઉશ્કેરાઈ આવી. માણસને તેના સ્નેહીઓમાંથી દૂર કરવા તેને જોવા જવું નહિ, તેના શબને અડવું નહિ અને દૂર રહેવું, એ કોનાથી બને ? જેણે પોતાની માતાનું દૂધ પીધેલું છે, જે આર્ય નીતિરીતિમાં ઉછરેલો છે અને જેની પરંપરામાં આર્યસંસ્કાર છે તે લોકમાં પશ્ચિમના રીતરિવાજ દાખલ કરવા અને સમજ્યે ન સમજ્યે તેને અનુસરવું એ ઠીક નથી. ઇંગ્રેજોનું અનુકરણ આપણને કદી પણ બંધબેસતું આવશે નહિ. હિંદુ તે હિંદુ અને ઇંગ્રેજ તે ઇંગ્રેજ. પૂર્વ તે પૂર્વ અને પશ્ચિમ તે પશ્ચિમજ રહેવાનું. તેમના વિચારનું સામ્ય એક દુર્લભ વસ્તુ જાણવી.

તેમની વિદ્યા ગ્રહણ કરવી, તેમના હુનર શીખવા પણ તેમનો સંસાર શીખવો નહિ. ડહાયા ઇંગ્રેજે કદી પણ પોતાનો સંસાર કે રીતરિવાજ આર્યને શીખવવાનો યત્ન કરવો જોઇએ નહિ હિંદુસ્તાન ધર્મનું ધામ છે. જ્યારે બીજી પ્રજાઓને ધર્મ એ શું ? તેનું જ્ઞાન પણ ન હતું ત્યારે આર્યો માનવ સુધારાની ટોચે ચઢી ગયા હતા. જ્ઞાનની અતિ ગહન બાબતોમાં તેઓ આગળ વધ્યા હતા અને રાજ્ય, જનવ્યવસ્થા તથા આચાર અને નીતિરીતિમાં દુનિયાંની પ્રજાને અનુકરણ કરવા યોગ્ય સ્થિતિએ પહોંચ્યા હતા. આજના યુરોપિયન લોકની નીતિરીતિ આપણને કદી પણ અનુકૂળ થનાર નથી.'

'પણ તને આ બધું વિવેચન કોણ કરાવરાવે છે ? તું સૂઈ જા. ઉશ્કેરાયેલા મનને ખાલી ખીલવ નહિ.'

દુર્ગાપ્રસાદઃ—મદન ! મુગટ બરોબર કરે છે. તું હવે ઉંઘી જા. વેણીલાલ ને મદન તમે બન્ને સૂઇ જાઓ. 'મુગટ અહિં આવ, અને મને કહે તો ખરો કે નરોત્તમદાસ કોણ છે ને તેમનું કુટુંબ કેવડું છે ?"

'ચારેક માણસનું કુટુંબ છે. ખાનદાન માણસો છે. હાલ દાદર ઉપર તેમણે ઝુંપડાં નંખાવ્યાં છે ત્યાં મને સાથે રહેવાનું કહે છે.'

'કંઈક હશે. નહિ તો તું એટલો બધો પરિચય ન કરે. અમને પણ હમણાં મળતો નથી.' વેણીલાલ હસ્યો. 'તમને મળવામાં શો લાભ ?' ચાલ તુંએ સૂપ જા. શા માટે ખાલી મગજમારી કરે છે ?' પછી મુગટલાલ દુર્ગાપ્રસાદ પાસે જઈ સુતો.



## પ્રકરણ ૫ મું.



### પાપનો પશ્ચાત્તાપ.

'હવે અહિં રહેવામાં સાર નથી. પોલિસ લૈયાને કયારનીએ લઈ ગઈ છે. ઘડિયાળમાં ત્રણ વાગ્યા પણ તે પાછો આવ્યો નહિ. જરૂર તેણે કંઈ ઓળડોળ બકી દીધેલું. હળવા માણસને હાથે જોખમનું કામ કરાવવું નહિ. બિહારીલાલ ! બિહારીલાલ ! તારી એકજ છુપા

પ્રેમની ગાંઠ મને સાલે છે. તારા વગર એક ક્ષણુ પણુ મને ચેન પડતું નથી. અરેરે ! તારૂં શું થયું હશે ? પોલિસે તને કેદ કર્યો હશે. જો તું પાછો ફરીશ નહિ તો મને આ સુખ વૈભવ ખારા દવ જેવા થઇ જશે. પણ નહિ, આ રાત મારે અહિં રહેવું નથી. ગમે તેમ કરીને આજ અહિંથી બહાર ગામ જવું છે. ગુણસાગર મરી ગયો. તેની બાઇડીની દશા ભય ભરેલી છે. પેલા ઘાટીએ તેની ઓરડીમાં મુએલા ઉંદર દીઠા અને આ રસોઇયો પણ કહે છે કે, રસોડાના માળિયા ઉપરથી ત્રણ મુએલા ઉંદરો નીકળ્યા. સવિતાને એની દાદીને ઘેર મોકલાવી શેઠ અને તને લઇ હું કાઠિયાવાડ જઇશ. 'જીવતો નર ભદ્રા પામશે,' જીવતાં હોઇશું તો આ સમૃદ્ધિનો અને સુખવૈભવનો ઉપયોગ થશે. શેઠ આવે એટલી વાર, એમને રહેવું હોય તો રહે, 'હું તો જવાની' એવીજ હઠ લઇ બેસું.'

રામજીશેઠની નવી પોવાના મનોહર દિવાનખાનાના સુખાસનમાં બેઠી બેઠી આમ વિચાર કરતી હતી. એનો ભભકો ને તોર ઓર હતાં. છેલ્લામાં છેલ્લી ફેશનનાં પોલકાં અને ઉંચામાં ઉંચાં વસ્ત્ર તે વાપરતી, એટલુંજ નહિ, પરંતુ મોજમાં તે એટલી બધી નિમગ્ન રહેતી કે, ફેશનમાંથી પરવારતીજ નહિ. રામજીશેઠની ઉમ્મર મોટી હતી તોપણ નવી જોડીમાં બેસાડી ફરવા લઇ જતી ને શેઠ ગમે ન ગમે તોપણ ના કહેતા નહિ. તે જાણુતા કે, નવી મારે માટે શણુગાર સજે છે અને તે જાણતી કે શેઠને નામે આપણે ડઠારો કરી મન ગમતી મોજમઝા કરીએ છીએ. સ્નેહી-સગાંમાં નવીના ડઠારાની વાત થતી તોપણ શેઠ લક્ષમાં લેતા નહિ. નવીને કોઇનો ભય ન હતો. છેલ્લી ફેશનના પોષાકમાં સજ્જ થઈ લટ-કાંથી તેમને ગોળગોળ બનાવી દેતી. શેઠની મરજી મેળવાતી અને પોતાથી મોજ થતી. રામજીશેઠને નવીએ કાચે તાંતણે બાંધી લીધા હતા. તેને જોઇતી મોજની વસ્તુઓ અને સુખ ભોગનાં સાધન પુરાં પાડવામાં તે જરાએ બાકી રાખતા નહિ એકાંતમાં નવી મડમનો, પારસણનો અને દક્ષણીનો પોષાક પહેરતી. હારમોનિયમ અને પિયાનો વગાડવામાં શેઠે શિક્ષકો રાખી તેને એક્કો બનાવી હતી. ઘરડે ઘડપણ

શેઠ નવીને લાડ લડાવતા ને તે લડાવવા જેવી રૂપાળું રમકડું હતી. તેની શીખવાની શક્તિ ઘણી સારી હતી. બાપના ઘરની ગરીબ હોવા છતાં શેઠાણીને યોગ્ય ગુણ તેનામાં હતા. માત્ર એક બાબતમાં નવી ભૂલ કરતી હતી. તેની વર્તણુકનું કોઈ રીતે પ્રતિપાદન થાય એમ નથી, તોપણ કહેવું જોઇએ કે, યૌવન, ધન અને સ્વતંત્રતાએ તેને ચળાવી હતી. કોઈ પણ માણસ જુવાન, વૈભવી અને સમૃદ્ધિવાન હોઈ આવી સ્વતંત્રતામાં નવીની વર્તણુકને સારી કહેવરાવે. નવીનો કામ ઠામઠામ વેરાઈ જતો ન હતો. પાપ ગુપ્ત રહેતું નથી એ વાત ખરી છે. શેઠને ગનેસને તે સમજાયું હતું, પરંતુ નિરુપાયે તે ચૂપ રહેતા. નવીએ બીજી રીતે શેઠની પરીક્ષા પસાર કરી હતી અને તે એ કે તે જે કરતી તે સાવધાનીથી આબરૂ સાચવીને કરતી. એક ઠેકાણે ઢળેલો તેનો રાગ મર્યાદાનું અતિક્રમણ કરી ગયો ન હતો, તોપણ એમાંથી હવે વિષવૃક્ષ ઉગવા માંડયું હતું.

મોજીલી નવી ઉપર વર્ણવી ગયા એવા વિચારમાં બેઠી હતી એટલામાં તેના મનકમળનો સૂર્ય, તેના હૃદયનો આધાર અને નેત્રનો તારો બિહારીલાલ આવ્યો. શેઠાણી સોફા ઉપરથી ઉભી થઇ. કમળની પાંખડીઓ ઉઘડે તેમ તાંબુલથી લાલચટક ને સુવાસિત બનેલું વાળીનાં મોતીનું ઉપહાસ્ય કરતી સ્મિતર્જૃભિત દશનાવલીથી શોભતું તેનું મુખ સાનંદ બિહારીલાલ તરફ ફર્યું. તે હસી, તેનાં નેત્રે આમતેમ જોયું અને રૂપાની ઘંટડી વાગે એવા સુંદર મધુરે અવાજે બોલી કે 'કયું બિહારીલાલ ક્યા હુવા ?'

'પુલિસકા કામ બહુત ખરાબ હૈ બાઇ ! ક્યા કરના. અબ તો સપડા ગયે. શેઠને એ ક્યા કિયા ? હમકું બહુત દમ દિયા ઓર અબીહી છુટ્ટી હુઈ નહિ. કુછ ઉપાય કરના, બાઇ ! હમ હેરાન હો ગયા.'

પાસે જઇ ભાવથી તે બોલી કે 'બસ ડર ગયે ? મરદ હો કર ડર ગયે ?' તે હસી. તેની આંખમાં રસરાજ છવાઇ રહ્યો, પરંતુ ભૈયા જેવો જડ અજ્ઞાન યાર તેના રાગનો તેના હાવભાવનો ઝીલનહાર ક્યાંથી હોય ? જડ તેનું મન સમજ્યો નહિ અથવા પોલિસના દમથી

તેનું હૃદય બેસી ગયું હતું તેથી કંઈ બોલ્યો નહિ. શેઠાણી પોતાના હાવભાવને તે નહિ સમજ્યાથી ખેદ પામી હોય તેમ પાછી ફરી સોફા ઉપર જઈ બેઠી. નીચે બેસી હાથ જોડી તે બોલ્યો કે 'બાઇ! હમકુ છુડાદો, વો લોગ બડે ખટપટી હૈ, મેં મર જાઉંગા.'

'બિહારીલાલ ડરતો નહિ' શેઠાણી વળી હસીને બોલી 'તારો વાળ પણ વાંકો નહિ થવા દઉં. આજેજ આપણે અહિંથી ચાલ્યાં જઈશું. શેઠ આવે એટલીજ વાર. મારે હવે અહિં રહેવું નથી.'

'એહી અચ્છા હૈ' એવું કહી ભૈયો નીચે ગયો, કારણ કે શેઠને આવવાનો વખત થયો હતો. શેઠાણીએ તેના ગયા પછી આયના આગળ જઈ પોતાનું મુખ જોયું અને કંગનો લઈ આગલા વાળના ગુચ્છા પાડયા. તે પોતાનું ગોળમટોળ ગુલાબી મુખ જોઈ મનમાંજ બોલી કે 'આ સૌંદર્ય યોગ્ય ભોકતાને ભોગ પડયું નહિ. અરેરે! જગતમાં જ્યાંને ત્યાં ઇશ્વર કેમ આવું કરતો હશે? વહુ સારી તો વર નઠારો અને વર સારો તો વહુ નઠારી. રૂપ ગુણે જુગતી જોડ તો ભાગ્યે લાખે એક. મારે માટે કોઈ ફક્કડ લાયક જુવાન ભણ્યો-ગણ્યો હોંસીલો અને વળી ધનવાન પુરૂષ ન યોજી ઇશ્વરે મને છેતરી તો હું લોકને કેમ છેતરૂં નહિ? જુગતે જોડું મળવું, એ પણ મોટાં પુણ્ય હશે. આ ઘરમાં હું સુખી છું, ગૃહરાજ્યની રાણી છું પણ મારાં માનને–અધિકારને ઘટતું હું કરતી નથી. હું તે સમજુ છું, શોક કરૂં છું, પરંતુ વ્યસન જેમ વ્યસનીને ભમાવે તેમ મને મુએલાંને મારનાર માર ભમાવે છે. માંકડા જેવું મન બુદ્ધિને વશ રહેતું નથી. 'અજ્ઞાન, અધમ અને સેવકજનની સોબત મારા જેવી શેઠાણી અને મોટા ઘરની ગૃહસ્થ સ્ત્રીને ઘટે?' એવો વિચાર કરતાં હું પોતે મને ધિક્કારુ છું, પરંતુ અરેરે! શું કરું ને કયાં જાઉં! સ્મર રૂપી શત્રુ મને છોડતો નથી. સુખ વૈભવથી તે વધારે બહેકે છે. ડહાયા ભણેલા ધાર્મિક, ધર્મગુરૂ અને મહાત્માઓ પણ એના છુપા મારને સહી શકયા નથી તો હું અજ્ઞાન જુવાન વૈભવી સંસારભાવથી ભરેલી પામર સ્ત્રી એના બુદ્ધિને ભ્રષ્ટ કરનાર આવેશને કેવી રીતે કાબુમાં રાખું.'

વાચક ! ચોરને પણ સ્વાભાવિક રીતેજ ચોરી એ સારું કામ નથી, એવું સમજાય છે. આત્મા વખતો વખત તેને ડંખતો અને 'સારું શું ? કર્તવ્ય શું ?' તે બતાવતો રહે છે. એક તત્ત્વજ્ઞાની કહે છે કે 'બાળક જન્મે છે તે શુદ્ધ સાત્ત્વિક ગુણનું જન્મે છે. દુનિયાં તેને પછી અશુદ્ધ રાજસી ગુણમાં કેળવી માણસ બનાવે છે.' સારું ખોટું શું ? એ તો સ્વાભાવિક રીતે પશુપંખીઓ પણ સમજે છે. તે પણ બીજાના હક્કનું હોય તે લેવા જતાં નથી. પોતે દુષ્ટ કર્મ કરે છે અને તે દુષ્ટ કર્મનું ફળ મળશે, એવી સમજ હોય તોજ દુષ્ટ કર્મ કરતાં ભય લાગે. મનુષ્યો અને પશુપંખીઓ તો શું પણ સ્વેદજ જેવી હલકામાં હલકી પ્રતિનાં જંતુઓનો જીવ પણ 'આ ખોટું છે અને તે કરવાનું ફળ ખોટુંજ મળશે' એવું સમજે છે. જો આવી સમજ ન હોત તો પારકું લોહી પીનાર માંકણ જેને ડંખ લાગે છે તેની હિલચાલ જોઇ જીવ લઇને નાસે છે તે નાસતજ નહિ. એને પણ સત્ય ભાસે છે અને આત્મા જે સત્ય સ્વરૂપ છે તે જીવને સત્ય દેખાડે છે. અસત્ય કર્તવ્યથી આત્મા સૌને વારે છે. સચ્ચિત્ ઘન આત્મા માયાના આવરણમાં પોતાના ખરા સ્વરૂપને ભૂલી જવા છતાં પણ વખતો વખત પોતાનું સત્ય સ્વ-રૂપ જીવને ઓળખાવે છે. બુદ્ધિને તે સત્યનો ભાસ કરાવે છે અને પાછો માયાના પ્રબળ અધ્યાસમાં પોતાને ભૂલી જઇ મન મદારીની લાક-ડીની હિલચાલ પ્રમાણે ચાળા કરે છે. જ્યારે કનિષ્ઠમાં કનિષ્ઠ જાતના જીવને પણ સત્યનો આભાસ થાય છે ત્યારે મનુષ્ય જેવા ઉચ્ચ પ્રતિના પ્રાણીને સત્યનું ભાન ન થાય, એમ બનેજ કેમ ? પરંતુ નહિ, ઇંદ્રિ-યોને વશ થઇ ગયેલું મનુષ્યનું મન તેને સત્યમાંથી અસત્યમાં બળા-ત્કારે ઘસડી જઈ અકર્ત્તવ્ય કરાવરાવે છે. માણેકશેઠાણીને આવા સારા વિચારો આવતાં અસત્ય ઉપર ધિક્કાર આવતો પણ મન પાછું મર્કટ બની તેને એ ને એ વિષવૃક્ષે ચઢાવતું.

નવી શેઠાણી આમ વિચાર કરતાં હતાં એટલામાં શેઠ આવ્યા અને જેમ માછીની જાળ સંકોચાઇ જાય તેમ તેમની વિચારમાળા સંકોચાઇ ગઇ. ઉપર આવતાંને વાર શેઠ તરત તે ઓરડામાં દાખલ

થયા શેઠાણીએ ઉભાં થઈ હસીને વાત કરી તથા ખબર પૂછી. શેઠ મોટી ખુરસીમાં બેઠા અને શેઠાણી જોડે નેતરની નાની ખુરસી ઉપર બેસી લાડથી બોલી કે 'હવે કયાં લગી મુંબાઇમાં પડી રહેવું છે ?'

'કેમ શું છે ?' શેઠે ગભરાઇને સવાલ કર્યો.

'તમારો મુનીમ ગુણસાગર મરી ગયો, તેની બાઇડી મરણની અણી ઉપર છે અને આપણા રસોડામાંથી મુએલા ઉંદર નીકળે છે. હવે ગમે તેમ કરો પણ મુંબાઇ છોડી બહાર ગામ ચાલો. હું તો અત્રે રહેવાની નથી, અને તમને એક દિવસ રહેવા પણ દેવાની નથી. હજારો લોક મુંબાઇ છોડીને ચાલ્યા ગયા પરંતુ તમારી ઉંઘ ઉડતી નથી.'

પોતાના રસોડામાંથી ઉંદર નીકળે છે એ વાત સાંભળતાંજ શેઠને રૂંવાં ઉભાં થયાં. તેમના મનમાં ભય લાગ્યો અને બોલ્યા કે 'હવે કયાં જવું ? બંગલામાં રહેતાં પણ જંપ નથી. ચાલો કાલની મેલમાં કાઠિયાવાડ તરફ જઇએ.'

'મારી ક્યારે ના છે. હું તો કહું છું કે આજ રાતેજ મેલમાં ચાલોની.'

'અહિંનો કંઇ બંદોબસ્ત કરવા વખત જોઇશે ?'

'વારૂ ! તેમ કરો, પણ આવતી કાલની રાત હું અહિં રહેનાર નથી. મારી મા વગેરે જવાનાં છે તેમની સાથે હું એકલી નહિ તો પછી ચાલી જઇશ.'

'નહિરે નહિ. હું બધો બંદોબસ્ત કરૂં છું.'

બિહારીલાલ આવ્યો તેણે બારણામાંથી સલામ કરી. શેઠે પૂછ્યું કે 'ક્યા હૈ.'

તેણે અંદર દાખલ થઇ દૂર ઉભા રહી હાથ જોડીને કહ્યું કે 'શેઠજી ! પોલિસમેં બૌત દુઃખ હૈ. કેસ ભયા લેકીન હમેરા નિકાલ નહિ હુવા. વો લોગ બડા કડક ઔર ખરાબ હૈ. અબ ક્યા હોયગા ? શેઠજી ! હમ ગરીબકો ઉસ્મેસેં છુડાદો.'

શેઠાણી સામું જોઇ શેઠ બોલ્યા કે, 'ભૈયો બહુ ડરી ગયો લાગે છે.'

'હા,' શેઠાણીએ વધારે લંબાવ્યું નહિ.

'હમકું પકડ લેગા. આપ લોગ કલ બહાર ગાંવ ચલ જાવગે ઓર હમેરેપર ઈધર બૌત સીતમ ગુજરેગા.'

શેઠ—અચ્છા, કબ કેસ નીકલનેવાલા હૈ?

'કલ હમકું કોર્ટમેં બુલાયા હૈ.'

શેઠાણી—તમારી આ બાબત વળી મુંબાઈથી નીકળતાં કેટલાય દહાડા ખાઈ જશે. બસ હું તો કાલે જવાની.

શેઠ—કાલે આપણા તરફની ફરિયાદ પાછી ખેંચી લેવરાવી આપણે સૌ ચાલ્યાં જઈશું, તું શું કરવાને ચિંતા કરે છે?

'સારૂં હું કાલે અત્રે નહિ રહું હો!'

'નહિ નહિ' કાલે તો જરૂર જઈશું.'

શેઠે હંસરાજને બોલાવી કહી દીધું કે 'જો હંસુ! આવતી કાલે આપણે જવાનો વિચાર કરીએ છીએ. આપણા તરફનો કેસ પતી જાય એવું ગમે તેમ કરીને કરજે. તારાથી બનશે? પ્રેમરાયને મારી પાસે મોકલજે એ ખટપટી માણસ છે. વખત એવો છે કે પારકી પંચાતમાં આપણા જીવને જોખમમાં નાંખી બેસી રહેવાય નહિ. કહે છે કે, ગુણસાગર મરી ગયો અને તેની વહુ ભય ભરેલી હાલતમાં છે. આપણે આ પંચાતમાં પડી રહેવાનો વખત નથી. બિચારી છોકરીનું શું થયું, તેની પણ તજવીજ કરવા આપણાથી રહેવાય એવું નથી. આપણા જીવ જોખમમાં છે. આ કહે છે કે, બંગલાના રસોડામાંથી મુએલા ઉંદર નીકળે છે. હું એક ઘડી પણ હવે અહિં રહેવા માગતો નથી, માટે જેમ બને તેમ જલદી કેસ પાછો ખેંચી લેવડાવવાની તજવીજ કર.'

'હા, મેં પણ બે ઉંદર મરતાં તો જોયા. સવિતાના ખંડમાંથી વાસ આવતી હતી. તપાસ કરાવતાં કંઇ નીકળ્યું નહિ પણ વાસ તો બહુ આવે છે.'

શેઠે તરત સવિતાને બોલાવી પૂછ્યું તેણે સઘળું કહ્યું અને શેઠ વધારે કાળજીમાં પડયા. આટલી વાત થયા પછી ગાડી તૈયાર હોવાથી

શેઠ અને શેઠાણી ફરવા ગયાં. તેમના ગયા પછી સવિતા લજવાતી લજવાતી બોલી કે 'હંસરાજ! તમે શું કરવાને પિતાજીને કહ્યું. તેમનું મન વહેમી છે. તે ડરી ગયા જોયુંને!'

'કહ્યા વગર ન ચાલે. વખત એવો છે કે નઠારી વાસ કે ઉંદરનું મરવું છુપાવાય નહિ.'

'મને તો મરવાનો જરાએ ભય લાગતો નથી. આ દુખિયા સંસારમાં જીવીને શું સુખ માણવાનું છે? મરી ગયાં એટલે બસ. નાની વયમાં જોઇએ તેટલાં સુખ ભોગવ્યાં. ભવિષ્યમાં શું લખ્યું હશે તેની કંઇ આપણ પામર પ્રાણીને ખબર છે? આગળ દુઃખી થઇએ તેના કરતાં જેવાં લાડકોડમાં ઉછર્યા તેવાંને તેવાં લાડકોડ અને સંસારના સુખોની ભાવના ભર્યા જતાં રહીએ તે સારું.'

હંસરાજ તેનાં આ વચન સાંભળી આશ્ચર્ય પામ્યો. તે બોલ્યો કે 'સવિતા! તમે આ શું બોલો છો? તમારે એવું શું દુઃખ છે? આ સંસાર એટલામાં કેમ તમને અકારો લાગ્યો? હજી તો નાનાં બાળ છો, જગતમાં હજારો માણસની મા મરી જાય છે, પરંતુ તમારા જેવી લાગણી તો કોઇ રાખતું નથી. નવી શેઠાણીને આવ્યે કેટલાંએ વર્ષ થયાં પરંતુ તેમના તરફથી તમને કંઈ દુઃખ પડેલું જાણવામાં નથી. માણસે કદી પણ પોતાના આત્માને ધિક્કારવો નહિ. પોતાને અમુક દુઃખ છે, એવું માની લઇ કદી પણ દુઃખી થવું નહિ. ડહાયા સમજુ માણસે જે સ્થિતિમાં ઇશ્વર મૂકે તેમાં સંતોષ લેવો અને કદી પણ પોતાથી ચઢિયાતા સાથે આપણને સરખાવી અસંતુષ્ટ રહેવું નહિ. પોતાના આત્માનો તિરસ્કાર કરવો એ મહા પાપ છે. એક અર્વાચીન કવિની ઉક્તિ મેં તો મારા મુદ્રાલેખ તરીકે નોંધી રાખી છે. તમને જો કોઇ પણ પ્રકારનો અસંતોષ રહેતો હોય તો તમે પણ એ ઉક્તિ ગોખી રાખો, અને પછી જુઓ કે તમને કોઇ પણ વાર અસંતોષ કે આત્મ તિરસ્કાર આવવા પામે છે?'

'બોલો જોઇએ. મારી કેટલીક મનપસંદ કવિતાઓમાં હું એને પણ સ્થાન આપીશ.'

"એ કંઇ લાંબી કવિતાઓ માફક યાદ રાખવાને ગોખવી પડે એવી નથી. સંતોષની પરિસીમા સૂચક ઉક્તિ છે. તે આ પ્રમાણેઃ—

"આપથી દુખિયારાંના, દૃષ્ટાન્તે મન વાળવું;
શ્રેષ્ઠ છે એજ સર્વેથી, જ્ઞાને દુઃખ દબાવવું."

'ઓહો! બહુ સારી ઉક્તિ છે. મને તમે તે લખી આપજો. હું એવો તો અસંતોષ રાખતી નથી. કેટલીક વાતે કંટાળી અમસ્તી એમ કરું છું, કારણ જુદુંજ છે. એનો ઉપાય છે પરંતુ પિતાજી તે કરવાના નથી. ભવિષ્યમાં દુઃખ પડવાના ભયથી હું દિલગીર અને ગમગીન રહું છું. કોઇ કોઇનું મન કોઇ કોઇથી કંઇ વંચાય છે? મારા મનમાં કેવો અભિલાષ હશે તે કોઈ કંઇ જાણે છે? હું તો વળી એમ પણ કહું છું કે, જ્ઞાનજ દુઃખનું કારણ છે. સાધારણ માણસો જેટલા સંતોષી હોય છે તેટલા વિદ્વાનો નથી હોતા, કારણ કે, તેઓ પોતાને બીજા સાથે સરખાવી દુઃખ સુખ પારખી શકે છે.

'એ વાત ખરી, પણ પોતાને મળે એવું હોય તેની ઇચ્છા કરવી અને તે મળે એટલે તેમાં સંતોષ માનવો. સવિતાગૌરી! ઇચ્છાઓની હદ રાખવી જોઇએ. ભિખારી વાડીબંગલાની ઇચ્છા કરી કરીને ઝુરે, તેના કરતાં પોતાથી મેળવી શકાય એવી ઝુંપડી મેળવી સંતુષ્ટ રહે તો શું ખોટું? ન મળી શકે એવી વસ્તુની ઇચ્છા કરવાથી માણસ પોતે જાતેજ પોતાને દુઃખી કરે છે અને એ અલભ્ય વસ્તુની ચિંતા તેને ખાઈ જાય છે. આ સંસાર એવો વિચિત્ર છે કે જેમાં હજારો સ્ત્રી પુરુષોનાં જીવન વ્યર્થ થઈ જાય ને થઇ ગયાં છે. જગતનું વૈચિત્ર્ય અજબ છે. તેમાં કેટલાકની બુદ્ધિ અવળે માર્ગે ખરચાય છે, કેટલાક ઔરંગજેબની માફક ચોકે સુતા લગી ભ્રમમાંજ રહ્યા કરે છે. માણસનું શાણપણ સંસારના ખેલમાં ચાલતું નથી. નસીબને ડહાપણની સ્પર્ધામાં નસીબ ઘણી વાર આગળ નીકળી જાય છે. ઉંચી ઇચ્છાઓ કરવીજ નહિ, એમ મારું કહેવું નથી, પણ ઉંચી ઇચ્છાઓમાં પણ એવી ઉંચી ઇચ્છા કરવી, કે જે કેટલેક સમયે અને કેટલેક પરિશ્રમે મેળવી શકાય. જો ઉંચી ઇચ્છા ન હોય તો તો પછી

પ્રવૃત્તિજ રહે નહિ, પરંતુ તેનો ક્રમ રાખવો જોઇએ. એક પછી એક ઉંચાં ઉંચાં સોપાનનાં પગથિયાં ચઢાય તેમ ઉચ્ચ ઉચ્ચ ભાવનાઓનો અભિલાષ કરતા જવું. લંગડો તાડે ચઢવાની ઈચ્છા કરે એવી ખોટી ઈચ્છા કરી, વળી 'બની શકશે નહિ' એવી પોતે ને પોતેજ પાછી નિરાશા આણી આત્મક્લેશ કરવો, એ સારું નહિ. લંગડાએ પહેલાં ઉભા થઇ હિંડવાની ઇચ્છા કરવી અને જેવી ઈચ્છા કરી તેવીજ હિમ્મત ધરી ઉભા થવાનો ને હિંડવાનો બને તેટલો યત્ન કરવો. હિંડાયા પછી વળી ટેકરા ટેકરી ચઢવાં અને એમ ક્રમે ક્રમે આગળ વધવું. પાયરીએ પાયરી ઉંચી ઉંચી ઈચ્છાઓ કરતા જવું. મનુષ્યને ઇશ્વરે બુદ્ધિ આપી છે તે એટલાજ માટે કે, તેણે શકયાશકય અને સારાસારનો હમેશ વિવેક કરવો. જેઓ બુદ્ધિનો આવો વિવેક કર્યા વગર ઉંચીઉંચી મોટી ઈચ્છાઓ કરે છે અને તેની અશકયતા જોઇ ઝુરે છે તેઓ આત્મકલેશી થઇ જાય છે, તમારે એવાં થવું નહિ સવિતા! તમારે શું નથી? સૌ છે. ઈશ્વર એવો વિવેકી છે કે દૂધ પીનારને દૂધજ આપે છે છાશ આપતો નથી. ગાડીઘોડા તેમજ સુખ સામગ્રી-વાળા ઘરમાં ઈશ્વર જેને જન્મ આપે છે તેને તે નિભાવવાની મતિ ને શક્તિ પણ આપે છે. રાજકુંવરને રાજભોગ અને ભિખારીને રોટલો મળે, એવો એનો પ્રબંધ ચાલ્યાજ કરે છે. સંસારમાં સઘળી વાતે કોઇને સુખ હોતું નથી. એક ઠેકાણે સંસારનો અર્થ કરતાં કહ્યું છે કે–

'જેને જેની ભાવના, તેને ન મળે તેહ;
ખોટા આ સંસારનો, ખરો અર્થ છે એહ.'

સવિતા હસી. તેના મુખ ઉપર કંઇક અવનવો ફેરફાર થયો અને તે સમજી કે, હંસરાજ તેને સમજી ગયો છે. પોતાનું દુઃખ તેના સમજવામાં આવ્યું છે. સવિતા નીચું જોઇ વિચારને ઘુંટીને બોલી કે 'બળ્યો આ સંસાર. મને ભવિષ્ય માટે સુખી દેખાતો નથી.'

'તમે શાને સંસાર કહો છો?'

'હું એવો ગૂઢાર્થ સમજતી નથી, પરંતુ એટલું તો હું સમજું છું કે, સ્ત્રીપુરૂષનો સંબંધ તે સંસાર. અને તે મારે માટે સુખી

નીવડવાની મને આશા નથી.'

'એવા એવા વિચાર તમારે હમણાં કરવા જોઇએ નહિ.' આમ કહી હસતો હસતો હંસરાજ પોતાના ખંડ તરફ ગયો. સવિતા નીચી આંખે તેના પગ સામું જોઇ રહી. સવિતા તારુણ્યના પહેલા પગથિયા ઉપર ચઢતી હોંશીલી બાળા હતી. તેનું મન અને તેની વિદ્યા, જેને વય ને અનુભવની જરૂર હતી તે ન હતાં. અનુભવી જ્ઞાનરહિત વિદ્વાનનું વાંચન જેમ તેને કોઈ વાર આડે માર્ગે દોરી જાય છે, તેમ સવિતાનું વાંચન પણ તેને 'કેમ સુખ સાધવું, એ વૃત્તિ તરફ ખેંચી લઇ ગયું હતું. વેદાન્ત વાંચનારા ઢોંગી માણસો 'જગત મિથ્યા છે અને ઇંદ્રિયો તેમનાં કર્મ કરે છે એમાં આપણને કંઇ નથી' એવો ભ્રમમૂલક અર્થ લઇ પોતાને આડે માર્ગે ખેંચી જાય છે, તેમ સવિતાને પણ ચપળ મને આમ તેમ સુખાભિલાષ તરફ ખેંચવા માંડી હતી. કામઘેલું મન હંસરાજ માટે પક્ષપાતી બન્યું હતું. એ વિચારને આગળ ધરી એણે બુદ્ધિ અને શીલ સાથે યુદ્ધ માંડયું હતું.

સવિતા વળી પાછી વિચારમાં પડી અને તેનું મન હંસરાજના બોલ પોતાને ધીરજ આપનારા, પોતાને લાભકારક અને પોતાનાજ પક્ષના છે, એમ માની અનેક મનોરથ કરવા લાગ્યું. 'હું તો એનેજ પરણીશ' એવી લહેરે ચઢેલું તેનું મોજીલું લાડકું મન મનમાંજ ગાવા લાગ્યું કેઃ—

'દાદાજી એ વર જોજો, એ વરે મારાં મન વશ્યાં રે,
નિશાળે ભણતેલો દીકો, અક્ષરે મારાં મન વશ્યાં રે.'

મન ચંચળ હોઇ ધનવાન સુખી રાત્રિ દિવસ સંસારમાં દેખાતા મોજશોખની લહેરો જોતી કન્યાઓને ભમાવે એ સ્વભાવિકજ છે.



## પ્રકરણ ૬ ઠું.

### વખતને માન.

'તારે હવે એ વાત ફરીને સંભારવીજ નહિ ' એ દુર્ગાપ્રસાદનું કહેવું ખરૂં હશે, તથાપિ આ બાબતમાં મારૂં મન તે માનતું નથી. કોર્ટમાં જે છોકરીએ 'હું રતિસુંદરી છું અને મારા પ્રેમરાય કાકાને ત્યાં ગઇ હતી.' એવું જણાવ્યું તે તો રતિસુંદરી નહિ. પોલિસ અથવા રામજીશેઠવાળાઓએ આણેલી એ કોઇ ખોટી, નામધારી કન્યા હોવી જોઇએ. રતિસુંદરીને મેં જોઇ છે, એને હું ન ઓળખું ? અરે આમ કેમ મનાય ?' આંખે હાથ અડકાડી આરામચેરમાંથી જરા ઉંચો થઈ મદનમોહન વળી બોલ્યો કે 'ખરેજ આમાં કાંઈ ન સમજી શકાય એવું તરકટ અને પ્રપંચ છે. હંસરાજે પોલિસને ખબર આપી. અડધે રસ્તેથી કન્યાહરણ વાસ્તે પોલિસ મને પકડી ગઇ તથા રામજીશેઠના ભૈયાને ચોકીમાં પકડી લાવ્યા. તેને અને મને જુદે જુદે સ્થળે રાખી દમ દીધો. અમારી જુબાનીઓ લખી લેવામાં આવી અને સાંજના રામજીશેઠ તરફથી જામીન ઉપર ભૈયાને તેમનો માણસ છોડાવી ગયો. રાતે દુર્ગાપ્રસાદના સોલિસિટરની જામીનગીરી ઉપર હું પણ છૂટયો. માજિસ્ટ્રેટ સુધી કેસ આવ્યો અને રાતની રાતમાં એવું શું થયું કે જાણે કંઇ બન્યુંજ ન હોય તેમ બધું રોળાઈ ગયું. આશ્ચર્ય ! ખરેખર આશ્ચર્ય !' તેણે લાંબો શ્વાસ લીધો, ખુરસી ઉપરથી ઉઠીને પાણી પીધું અને જનોઇએ બાંધેલી કુંચી ફેરવતો ને ઓરડીમાં ટેલતો ટેલતો તે બોલ્યો કે 'મારા પ્રેમરાયકાકાને ઘેર ગઇ હતી, તેને બદલે મદનમોહન કહેવામાં ભૈયાની ભૂલ થઈ હશે.' આવી સાક્ષી પડી. મારૂં મન આ કંઇ માનતું નથી. સાક્ષી આપનાર છોકરી બનાવટી, રતિસુંદરી નહિજ. કેવી કપટ જાળ ! રતિસુંદરીને નામે કોઇ બીજીજ છોકરી પાસે ખોટી સાક્ષી અપાવનાર કોણ હશે ? રતિસુંદરીનો બાપ મરી ગયો, તેની મા બેભાન હાલતમાં ઇસ્પિતાલમાં મરણ પથારીએ પડી છે. તેને ઓળખનાર રામજીના માણસો સિવાય બીજું કોઇ નથી ત્યારે એ લોકો દાવ રમી ગયાં !

રતિસુંદરીને નામે જે બાબત બની તે એમને ફસાવશે. ભલે, ગમેતેમ હો, આપણે માથેથી આળ ગયું એટલે બસ. આપણે હવે દુર્ગાપ્રસાદના કહેવા પ્રમાણે એ વાતને ચોળીને ચીકણી કરવાનું કારણ નથી. સાક્ષી આપનાર છોકરી રતિ ન હોય એમ કહેવામાં અણધાર્યું માથે આવેલું આળ દૂર થયું. કર્યું હશે તે ભોગવશે તેમાં આપણે શું? જે થયું તે થયું, પરંતુ રતિસુંદરી માટે મન શોચે છે. એનું બિચારીનું શું થયું હશે? ખરેખર તેને કોઇએ મારી નાંખી હશે! રામજીશેઠે શહેરમાંથી ખસી જવા આ કાવતરૂં કરી પોતાને ખટપટમાંથી મોકળા થઈ જવાનો માર્ગ લીધો, એ સિવાય બીજું કંઇ નથી. વેણીલાલ કહે છે તે ખરૂં છે કે 'પૈસો આ જગતમાં બધુંએ કરે છે.' એ લોકોએ કોઈ ઓળખીતાની છોકરીને પટાવી રતિસુંદરીને નામે કોર્ટમાં રજુ કરી, પણ તે રતિસુંદરી ન હોય. કયાં એની ચંચળતા અને કયાં શીખવેલી છોકરી? અરેરે! રતિ! તારૂં અત્યારે કોઇ નહિ, તું કયાં હોઇશ? તેની પુરેપુરી તજવીજ કરનાર પણ કોઇ નહિ. હરિ હરિ! મોટા માણસો પોતાને માટે કેવું કરે છે? દુર્ગા જીવશે અને તજવીજ કરશે તો શેઠ શો ઉત્તર આપશે? અરે! નહિ, હું ભૂલું છું. એ લોકને 'તે મરી ગઇ' એમ કહેતાં કેટલીવાર! કોર્ટમાં આવેલી છોકરી બસ રતિ ન હતી. મને ખાતરી છે, કે આ બાબતમાં કોઇ જાતનું તરકટ થયેલું છે.' જોરથી આ પ્રમાણે બોલી મદનમોહન પાછો આરામચેરમાં પડ્યો. આંખ ઉપર હાથ દઇ થોડીવાર મૌન રહી ફરીને તે ઉઠ્યો અને ટેબલ ઉપરથી વર્તમાનપત્ર લઈ વાંચવા લાગ્યો.

રામજીશેઠે કેસથી પરવારી દેશ તરફ જતા પહેલાં પેઢી ઉપરથી ગુણસાગરના મિત્રને બોલાવી તેનું ખાતું દેખાડી દીધું. તેની ઓરડીની કુંચીઓ અને કાગળિયાં પેઢીના માણસોની સમક્ષ તેને સ્વાધીન કરી, દુર્ગાની તબિયતની સંભાળ રાખવા જણાવ્યું. પ્રેમરાય, ગુણસાગરનો મુંબાઇમાં થયેલો જુનો મિત્ર હતો. શેઠ તેને ગુણસાગરના અંગત મિત્ર તરીકે ઓળખતા હતા. શેઠે સોંપ્યું તે સૌ લઇ પ્રેમરાય ખુશી થઇ ઘેર ગયો, પણ તેની બૈરીની મરજી ઉપરાંત તેનાથી દુર્ગાની ખબર લેવા

જવાયું નહિ અને એકવાર ન જવાયું એટલે પગ ભારે થયો. ગુણુસાગરની આંખની શરમ જતી રહી એટલે થઇ રહ્યું ! તેણે ગુણુસાગરના ભાઇઓ ઉપર કાગળ લખ્યો.

ગુણુસાગરની આંખની શરમનો મિત્ર પ્રેમરાય દુર્ગાની ખબર કાઢવા ન ગયો તે નજ ગયો. આંખની શરમે ગઇ અને તેના ઉપકારો પણ ભુલાઇ ગયા. પરક્ષેત્રમાં વાવેલું બીજ જેમ નિષ્ફળ જાય તેમ અગુણજ્ઞ ઉપર કરેલો ઉપકાર પણ નિષ્ફળ જાય છે. અહિં એમજ થયું. તેની ઉપર મરનારે ઉપકાર કર્યા હતા પણ કઠોર હૃદયનો સ્વાર્થી મિત્ર અત્યારે સઘળું ભૂલી ગયો. સુસ્થિતિમાં રમતા માણસે હમેશ યાદ રાખવું જોઇએ કે ' મારૂં કોણ છે ? ' જે માણસ આ વ્યવહારિક સત્ય યાદ રાખતો નથી તે ગુણુસાગરની માફક દુઃખી થાય છે. પરજન દુઃખનાં સાથી નથી. ઉગતા સૂર્યને પૂજનાર આ જગતમાં અનેક છે, પડતાનું કોઇ સરીગત નથી. દુષ્ટ માણસો ઉજળા દિવસોમાં અંગત માણસોને ભૂલી જાય છે. ચઢતા અને પડતા કાળમાં લોહીનાં સંબંધી જેટલાં કામ આવે છે તેટલાં બીજાં કોઇ આવતાં નથી. મુખે મીઠું મનવનાર મલાવડાં કરનાર અને ' હાજીહા ' કરનાર માણસો દુઃખને વખતે હમેશ ખસી જાય છે. સગાં પ્રત્યે અનુદાર અંતઃકરણે વર્તેલા માણસને આખરે સગાનુંજ નીચે મુખે શરણ લેવું પડે છે. કૌટુંબિક લોહીથી પોતાનાં કહેવાતાં માણસ છેલ્લે વખતે ન ચાલે પણ સંગી થાય છે, પછી ગમે તો તેઓ પોતાની વિરૂદ્ધ રહેતાં હોય તોપણ શું ? ઉજળા દિવસોમાં માણસે એક નહિ તો બીજે રસ્તે પણ તેમનું ભલું કરવું. કંઇ નહિ તો ' એ માણસો આપણને છેતરટની ક્રિયા કરનાર છે, ' એમ જાણીને પણ તેમના પ્રતિ સદ્દભાવ અને પ્રીતિ રાખવી. મિત્ર અને દૂરના ઓળખીતામાં લાખે એક જણજ એવો નર હોય છે કે, જે દુઃખમાં ભાગ લે અને માણસની પછવાડે તેનું ભલું કરે. જુવાનીના ઓહ્દાના ધનના અને ક્રોધના આવેશમાં ઘણા માણસો પોતાને અને સ્નેહી સગાંને ભૂલી જાય છે. ગુણુસાગર મિત્રોમાં તન્મય રહેતો અને સગાંની ઝાઝી દરકાર કરતો નહિ; મિત્રોમાં પ્રેમરાય મુખ્ય હતો. ગુણુસાગરના

ધનનો તેની વગસગનો અને તેની વિદ્યાનો લાભ લેવામાં તે એક્કો હતો, પરંતુ અત્યારે તે તેને ભૂલી ગયો એટલુંજ નહિ, પરંતુ ઇસ્પિતાલમાં મરણની પથારીએ પડેલી દુઃખિયારી મિત્રની વિધવા કે જેને તેના સુભાગી દિવસોમાં પ્રેમરાય 'ભાભી! ભાભી! ભાભીસાહેબ!' કહી મોં સુકવતો હતો તેને તે મળવાજ ગયો નહિ અને 'પરદેશી મિત્ર નહિ' એ કહેતી સિદ્ધ કરી.

પ્રેમરાય આટલી અગુણજ્ઞતા બતાવીનેજ બેસી રહ્યો નહિ, પરંતુ ગુણસાગરને ઘેર જઇ તેનું ઘર તપાસી તેમાંથી જે કંઈ મળી આવ્યું તે લઈ આવ્યો. ધનથી મનુષ્ય ધરાતું નથી. વધારે અને વધારે પૈસાનો લોભ લાગતાં માણસની નીતિ હમેશ બગડે છે પણ આપણે પૈસા કરતાં સદાચારને મોંઘો ગણવો જોઇએ. ધન એ કંઇ જીવનનું ઇતિ કર્તવ્ય નથી પણ ગુણવાન કહેવાવું એ પરમ કર્તવ્ય છે. અડોસીપડોસી તેને સારી રીતે ઓળખતાં તેઓ ગુણસાગરના મરણના સમાચાર સાંભળી દિલગીર થયાં. પ્રેમરાયે બધો સામાન લાવી પોતાના ઘરમાં ભર્યો. તેની સ્ત્રી પોતાને આવો સારો વારસો મળવાથી ખુશી થઇ. રાતે એકાંતે બેસી બેઉ ધણી ધણિયાણીએ નાની મોટી સર્વ પેટીઓ ઉઘાડી સઘળું તપાસી જોયું. દુર્ગાની ખાનગી પેટીમાંથી નીકળેલા દાગીના અને રોકડ મતા જોઇ તેઓ આનંદ પામ્યાં. તેમનું અંતઃકરણ 'દુર્ગા મરી જાય તો ઠીક' એમ બુરૂં ઇચ્છવા લાગ્યું.

ગુણસાગર પોતાની કમાઇની દરકાર કરતો નહિ પરંતુ દુર્ગાએ 'કાંકરે કાંકરે પાળ બંધાય' તેમ થોડે થોડે સ્વામીની કમાઇમાંથી પૈસો એકઠો કર્યો હતો. ગુણસાગરને તેના સંગ્રહની ખબર ન હતી. વ્યાજની દરકાર ન કરતાં તેણે નોટોજ એકઠી કરી હતી. દરદાગીના અને રોકડ મળી રકમ ઠીક હતી. પ્રેમરાય તેનું અશુભ ઇચ્છે એટલું ધન હતું. માણસ ધનનું સગું છે, બીજાં તો શું પરંતુ સ્ત્રી, પુત્ર વગેરે સૌ કોઈ આ સંસારમાં ધનને લીધે સગાં છે. ગુણસાગરના ઘરમાંથી મળી આવેલી લક્ષ્મી પોતાને પચી જાય, એમ તેઓ ઈચ્છવા લાગ્યાં. પ્રેમરાયને તેના ભાઇઓનો ભય હતો અને હજી તેનો ઉપયોગ કરવામાં

દુર્ગા તેમને ખુંચતી હતી. સઘળી વસ્તુઓ તેમણે પોતાના ઘરમાં ગોઠવી દીધી અને દુર્ગાના મરણની વાટ જોવા લાગ્યાં. પ્રેમરાય અને તેની સ્ત્રીને અણબનાવ હતો તેમાં સ્નેહનો અંકુર ઉત્પન્ન થયો, કારણ કે, પ્રેમરાયની પાસે હવે તેને ધન ને ધરેણું સૌ જણાયું. જેવો પ્રેમરાય તેવીજ તેની સ્ત્રી પણ સ્વાર્થી અને ઉગતાને પૂજનાર હતી.

મહાકોરવહુ પ્રેમરાયનાં પત્ની, દેશમાં જ્યારે તે કમાતો કરતો નહિ ત્યારે તેને મોઢું મચકોડી જોતાં. પતિપત્નીમાં ઉંદર બિલાડીનો રાહ હતો. સગાંસાગવાં તેમને હસતાં. પ્રેમરાયની પૂર્વ દિશા તો મહાકોરવહુની પશ્ચિમ ! ભાઇની હા, સો બાઇની ના, એવો ઢંગ ચાલતો. પતિને બનાવવામાં સમાણી સખીઓમાં તેનાં નામ પાડવામાં અને તેની ટકોર કરવામાં તે હોશિયાર હતી. પોતાના પિયેરની જરા સારી સ્થિતિ ઉપર તે મગરૂર રહેતી. પ્રેમરાયના અણગમાને કે ધમકીને તે એકાંતમાં જરા પણ ગણુગરતી નહિ. પ્રેમરાય મિત્રો પાસે શિખામણ દેવરાવે તો તેમને પણ ઉંચકી નાંખતાં વાર લગાડતી નહિ. ‘ તે રળતો થશે ત્યારે મહાકોરનું ભાગ્યેજ ઠેકાણું થશે, ’ એમ સૌ કોઇ ધારતું પરંતુ આજ એ બાજી ફરી ગઇ હતી.

પ્રેમરાય મુંબાઇ આવ્યો અને નોકરી મળતાં ગમતે અણગમતે મને લોકલજ્જાને લીધે મહાકોરવહુને પણ મુંબાઇ બોલાવ્યાં. તેણે મુંબાઇ આવતાં બધું જુદુંજ દીઠું. અહિં પ્રેમરાય ઘરનો સુઓ, તે કરે તે થાય અને તે કહે તે બોલાય. મહાકોરે સમય ઓળખ્યો. તેણે પ્રેમરાયને પ્રથમ પોતાને કબજે લેવાનો વિચાર કર્યો. આગળ જેમ તેની હાએ પોતાની ના હતી, તેમ મુંબાઇમાં તેની હાએ હા, ને જીહજીએ કરવા માંડ્યું. ખાવાપીવામાં અને કામકાજમાં તેની તાબેદારી ઉઠાવતી. પોતાનો પેંસો જુનો ગામડી તરફ તેણે મૂકી દીધો. પ્રેમરાય વશ થતો ગયો તેમ મહાકોરે ધીરે ધીરે પોતાનું ધાર્યું કરવા માંડ્યું. તેના મનમાં તેણે સ્થાન કર્યું એટલે પછી થઇ રહ્યું. મહાકોર પોતાના મનમાં સમજતી હતી કે આપણે નાનપણમાં પ્રેમરસના ચપકા દેવામાં બાકી રાખી નથી, માટે હવે નમીને ચાલવામાંજ સાર છે. ઉપરથી

પ્રેમી અને તેનો પડતો બોલ ઉઠાવી લેતી જણાતી, પરંતુ અંદરખાને તો એવીજ હતી. પ્રેમરાયે તેને મન આપ્યું ન હતું તેમ મહાકોરે પણ તેને ખરેખરૂં મન આપ્યું ન હતું. બેઉ પોતપોતાની બાજીમાં એક બીજાને અનુસરતાં હતાં, પરંતુ જો વાંકોચુંકો બનાવ બને તો બેઉનાં હૃદય પૂર્વ પશ્ચિમ ઉલટ સુલટ વહી જાય એવાં હતાં. જોડું તો ઇશ્વરે આબાદ મેળવ્યું હતું. કોઈ એક બીજાને ગાંજી જાય તેમ ન હતું. પ્રેમરાયને ભોળી અને નિખાલસ સ્ત્રી મળી હોત તો તે બિચારી મારી જાત, અને મહાકોરબાઇને ખુલ્લા હૃદયનો અને સીધે માર્ગે ચાલનાર પુરૂષ મળ્યો હોત તો તે પણ માર્યો જાત. પતિ પત્નીનાં પગલાં સમજતો અને પત્ની પતિનાં પગલાં ઓળખતી. સંસાર વ્યવહાર સારો ચાલતો, પરંતુ મહાકોરનું મન તૃપ્ત થયું ન હતું. તેને પોતાનું કરી લેવાની લલુના હતી. સ્વાર્થથી બંધાયેલાં ઉભયનાં અંતઃકરણ પોતપોતાના અર્થે સંપસંપીને ચાલતાં. પ્રેમરાયનું ચઢતું ભાગ્ય મહાકોરને વધારે અને વધારે લલચાવતું. આવા વખતમાં ગુણસાગરના ઘરનો આ નવા-રસી વારસો આવી મળતાં પતિપત્ની બેઉ આનંદ પામ્યાં. 'પોતાને મરવું છે' એ વાત તેઓ ભૂલી ગયાં અને દુર્ભાગી દુર્ગાના મરણની રાહ જોવા લાગ્યાં. પરંતુ બિચારાં સ્વાર્થીને ખબર ન હતી કે, મનુષ્ય અમુક ધાટ ઘડે છે ત્યારે ઇશ્વર બીજોજ ઘાટ ઘડતો હોય છે.



## પ્રકરણ ૭ મું.



### એક બાળા.

રાત પડી, ઉંચાં જાળિયાંમાંથી ચાંદનીનો પ્રકાશ જોડેના હૉલમાં આછો આછો પડવા માંડ્યો અને રાત્રીની વય સાથે જગત શાંત થતું ગયું. એક મોટી અને વિશાળ પાંચમાળની ચારે તરફ મકાનોવાળી પેટી જેવી ચાલીમાં એક જુવાન બાળા એકલી કેદી થઇ પડેલી હતી. આખો દિવસ તેણે ભોજન અને પાણી વગર કાઢ્યો હતો એટલુંજ નહિ. પરંતુ બધો વખત આંસુ સારી સારીને નેત્રોમાંનાં નીર તેણે

ખુટાડી નાંખ્યાં હતાં. તેનું ગોળમટોળ મોં કરમાઈ ગયું હતું, નિતંબને ઢાંકી નાંખે એવા તેના વાળ વિખુરાઇ ગયા હતા અને કપડાં આમતેમ આળોટવાથી મલિન થઇ ગયાં હતાં. કાંબળા ઉપર લોટી તથા ચાર ભિંતો વચ્ચે આમતેમ ફરી તેણે દિવસ ગુજાર્યો હતો. રાત પડતાં મીણુમીણું અંધારૂં થયું પરંતુ કોઈ જણાયું નહિ. બધું બંધ હતું, ક્યાં જાય, ક્યાં ચઢી ઉતરે અને કોને પોકારે અને કદી પોકારે તોપણ બંધ બારણામાંથી તેનો અવાજ ક્યાં જાય? વળી અવાજ બહાર જાય તોપણ ખાલી નિર્જન માળાઓમાં તે કોને કાને પડે? હરિ! હરિ! બિચારી આણે શો દોષ કર્યો? શાં કર્મ કર્યાં કે તેને આવા નિર્જન સાધન રહિત સ્થાનમાં બંધ રહેવું પડયું. પાંજરામાં પુરાયેલી હરિણીની માફક બાવરાં નેત્ર તેણે આમતેમ ફરી ઉંચું નીચું જોયું પણ કહિં છુટાય તેવું જણાયું નહિ. નિશ્વાસ ઉપર નિશ્વાસ મૂકતી અને અંતરની મુઝામણથી આત્મકલેશ કરતી તે ફરીને કાંબળા ઉપર પડી અને બોલી કે, 'અરેરે! નિષ્ઠુર દૈવ! તને કોઈ રીતે મારી પર દયાજ નથી. 'પિતાજીની શી ખબર હશે, તેમને આરામ હશે કે અમારૂં ભાગ્ય ફૂટી ગયું હશે? અરેરે! સુકુમાર દયાપૂર્ણ હૃદયની જનેતા! તું મારા પિતાજી પાસે હોઇશ કે દૈવે તને પણ તેમનાથી મારી માફક છુટી પાડી નાંખી હશે? એક રાતમાં ઓચિંતું આ બધું શું થઈ ગયું? શો કોપ! હે પ્રભો! અમારો એવો શો અપરાધ છે કે, અમને એક બીજાથી તદન છુટાં પાડી નાંખ્યાં? જનેતા! તું પણ નિર્દય થઇ અને દૈવે પણ મને દૂર કરી. તેં મને મળી આશ્વાસન આપ્યું હોત તો હું તારી સાથે આવત. શેઠાણી! તમે મને ક્યાં મોકલી. મને ભૈયો ક્યાં લાવ્યો અને તે સૌ ક્યાં ગયાં? હું અહિં કોની પાસે કોના ઘરમાં અને કયા કઠોર હૃદયના માણસને તાબે છું, તે પણ સમજાતું નથી. એ માણસ કેમ મારી સાથે કંઇ બોલતો નથી. તે જો મને બોલાવત તો હું વિનય વાપરી વજ્ર જેવા તેના હૃદયમાં પણ દયા ઉત્પન્ન કરત. હું જીવું છું કે મરી ગઈ છું, તે જોવાને પણ તે આવ્યો નથી. હું ક્યાં છું? કેમ કોઇ મારી પુછપરછ કરતું નથી? કોણે અને

શા માટે મને અહિં કેદ રાખી છે, તે મને કોણ જણાવે? અને હું પણ કોને આજીજી કરું? કોને કહું અને કોની મદદ માગું? મારૂં કોઇજ નહિ. કયાં સુધી આ સ્થાને મને રાખવામાં આવશે અને મારૂં શું થશે? અરેરે! દૈવ! તું મને રિબાવે છે કેમ? મારા પ્રાણ હરી લે. મારૂં જીવન ટુંકું કર. કોઈ પુણ્યશાળીને મારો આવરદા આપ અને મને દુઃખ સાંભળવા કે દુઃખ ખમવા ન રાખ. ' અરેરે! દુઃખી મનુષ્યને મરણ પણ દુર્લભ છે' એ મહા કવિ ભવભૂતિનું કહેવું યથાર્થ છે. મારૂં શું થશે અને પ્રિય માતપિતા! તમારૂં શું થયું હશે?' શોક સંતાપથી અભિભૂત થઇ તે બેઠી હતી ત્યાંથી ઉંધે માથે ભૂમિ ઉપર ઢળી પડી અને હૃદય ફાડી નાંખે એવાં લાંબાં ડુસકાં ભરવા લાગી.

આ બાળા કોણ હતી તેનું ઓળખાણ આપવાની વાચકને જરૂર નથી, કારણ કે, તેના કરૂણ આલાપથી તે કોણ છે, તે તરત સમજાઇ ગયું છે. બિચારી નિર્દોષ રતિસુંદરી આ કારાગૃહના દુઃખમાં પડેલી છે. જે ઠેકાણે તેને બંધ કરવામાં આવી છે તે સ્થાન એવું નિર્જન અને બંદોબસ્તવાળું છે કે ભૂખ અને તરસે તે મરણ પામે, તોપણ કોઇ જાણે નહિ. તેને કોઇ બોલાવતું નથી, તેમ તેણે એક માણસ સિવાય હજી બીજા કોઇને જોયું પણ નથી. તેનું હૃદય રૂદનથી ખાલી થયું છે. ઉપરા ઉપરી બનેલા બનાવોથી તે વિસ્મય, ભય અને શોકથી બાવરી બની ગયેલી છે. બળાપો કરી કરૂણ ઉદ્‌ગાર કાઢી ઉંધે મસ્તકે તે કાંબળા ઉપર પડી કે તરત તેનો જીવ ઉંડો ઉતરી ગયો. અડધી ઉંઘતી જાગતી તેને વળી ત્રાસ ઉત્પન્ન કરે એવું સ્વપ્ન આવ્યું. સ્નેહીનાં હૃદય હમેશ સ્નેહીસગાંનું શુભાશુભ સ્વપ્નમાં દેખેછે તેમ તેણે તેના પિતાનું શબ દીઠું. શબની પાસે બેસી બેફાટ હૃદયે રોતી તેની મા દીઠી. સ્વપ્નના શોકમાં તે સામેલ થઇ. તેના રૂંધાયેલા કંઠમાંથી દુઃખનું રૂદન શરૂ થયું, શ્વાસ જોરથી ચાલતાં હૃદય ધબકવા લાગ્યું. બહાર અને અંદરના ભયથી તેનું શરીર ખેંચાયું. નિદ્રાની તંદ્રામાં પડેલા અવયવો અને ઇંદ્રિયો શોકમાં એકતાર થઇ ગયાં, એટલામાં જાણે તેની માતાના મસ્તક ઉપર ભમતો મહા ભયંકર અને દૃષ્ટિએ પડતાંજ

હૃદયમાં ભય ઉત્પન્ન કરે એવો કાળ તેને પાશમાં લેતો જણાયો. મોટી અને વિકરાળ દાઢોવાળા કાળે તેની સામું જોઇ મુખ ફાડયું અને તેની માતાનો જાણે કોળિયો કરી જતો હોય તેમ તેને જણાયું. આ દેખાવથી સ્વપ્નમાં તેણે ભયંકર અને વજ્ર જેવા હૃદયને ફાડી નાંખે એવી કારમી ચીસ પાડી. ચીસ પડતાં તેની તંદ્રા ઉડી ગઇ. તે જાગ્રત થઈ અને સ્વપ્નથી ભય પામેલો તેનો જીવ પિંપળાના પાનની માફક તેની સુકુમાર દેહલતાને કંપાયમાન કરવા લાગ્યો. આંખો ઉઘાડી તેણે આમ તેમ જોયું પણ કંઇ નજરે પડયું નહિ. જાગતી ઉઘાડી આંખે જોતાં ચારે તરફ અંધારૂં દીઠું. અંધારામાં જેમ જેમ તે તેનાં ભયાકુળ લોચન ફેરવતી ગઇ તેમ તેમ તરેહવાર તિમિરાભાસો જણાતા ગયા. માબાપની લાડકી પુત્રી જેણે વિરૂપ આકૃતિઓ કોઇ દિવસ જોયેલી નહિ તેણે વિવિધ ભયાનક આકૃતિઓ આંખ ઉઘાડતાં અને મીચતાં ચારે તરફ જોવા માંડી એટલે હિમ્મત હઠી ગઇ. જીવ ઉડી જતો હોય તેમ ફડફડવા લાગ્યો. તે ફરીને ઉભી થઈ અને ‘ હાય હાયરે ! હું આ શું દેખું છું ? કયાં જાઉં ને શું કરું ? ઓ માડી ! ઓ પિતાજી ! મારૂં કાળજું ફાટી જશે. ’ એમ મોટેથી બોલી બહેબાકળા જેવી ભાન ભૂલી બારણા તરફ ધસી. કપાળમાં સાખ વાગી ને તે બિચારી ફરીને બેભાન થઇ ચતાપાટ જમીન ઉપર તૂટી પડી.

રતિસુંદરી બેભાન થઈ જમીન ઉપર તૂટી પડી ત્યારે ભોંયતળીએ બે માણસો બારણાં બંધ કરી ફાનસના ઝાંખા અજવાળામાં બેસી ધીરે ધીરે કંઇક સંતલસ કરતા હતા. તેમનામાંનો એક જબરજસ્ત બાંધાનો અચિરજ મથુરાંથી આવેલો પરદેશી અને બીજો ગુજરાતી ખટપટી માણસ હતો. પરદેશી તેના બાંધાથી જેવો મજબુત તેવોજ મનથી ક્રૂર અને તીખા સ્વભાવનો હતો. તેની જોડે બેઠેલો માણસ દેખાવે ગૃહસ્થ પણ અંદરથી ઘણો પ્રપંચી અને કાવતરાંબાજ જણાતો હતો. પરદેશી આગળ તે કદમાં પણ નાનો હતો. તેઓ એક બાંક ઉપર સાથે બેઠા હતા. ધીરે ધીરે પેલો ગુજરાતી પરદેશીને કંઇક કંઇક સમજાવતો હતો. પરદેશી ભવાં ઉંચાં ચઢાવી કોઇવાર તેની સામું

જોતો અને કોઇવાર તેને પડખે પડેલી રૂપિયાથી પૂર્ણ ભરેલી થેલી જોઇ તેનું કહેવું સાંભળતો પણ હતો. પરદેશીને હવે સમજ પડી હતી કે, તેને નોકરી અપાવનાર તેનીજ જાતના બિહારીલાલે તેને ઘણા ખરાબ કાવતરાના કામમાં મૂકેલો છે. રૂપિયાની લાલચ આપી કન્યાને લઇ જવાની પેલા લુચ્ચાની મતલબ હતી. પરદેશીને તેણે ઘણીવાર આમ તેમ સમજાવ્યો પરંતુ તેણે કન્યા બતાવવાની ના પાડી. પરદેશીના મનમાં એમ હતું કે 'જો હું આને કન્યા બતાવીશ અને તે કદાપિ દગો દઇ મને પોલિસમાં પકડાવશે તો શિક્ષા થશે.' કેટલીવાર લગી તેણે પોતાના કબજામાં કોઇ માણસ હોવાની હા ભણી નહિ, પરંતુ જ્યારે પેલાએ 'તેને બિહારીલાલે મોકલેલો છે' એવું જણાવ્યું ત્યારે તેણે 'કન્યા છે' એમ કહ્યું, પરંતુ દેખાડવાનું કબુલ કર્યું નહિ. પેલો માણસ પોતાની સાથે રૂપિયા લાવ્યો હતો, કારણ કે પૈસો આ જગતમાં ગમે તેવું કઠણ કામ પણ તરત કરાવી આપે છે. 'પૈસો દેખી મુનિવર ચળે' એ કહેતી થેલી ઉપર જ્યારે જ્યારે પરદેશીની નજર પડતી ત્યારે ત્યારે તેનું મન કંઇક કોમળ કરતો. પરંતુ પોતાના માથા ઉપર કેવું જોખમ છે તે તે સમજતો હોય તેમ સામાને ડરાવતો. તેઓ આઠ વાગ્યાના વાતો કરતા હતા અને અત્યારે અગિયારનો અમલ થવા આવ્યો હતો, પરંતુ હજી પરદેશી પિંગળ્યો ન હતો. આખરે બાર વાગ્યા અને તે બોલ્યો કે 'ભૈયા! જોઇએ તો બીજા સો રૂપિયા વધારે લે પણ મને એ કન્યા સોંપ. દેખો ભૈયા! તુમ એ જોખમસેં છૂટ જાતા હૈ. મેં અચ્છી બાત કહેતા હું. અચ્છી બાત હૈ માન લો.' ભાગીતૂટી હિંદી ભાષામાં તે બોલતો ને પરદેશી નવો આવેલો હોવાથી તેમાંનું અડધુંપડધું સમજતો. આખરે તે બોલ્યો કે 'દેખ ભૈયા! કુછભી દગા હુવા જબ મેં તુઝેકો જાનસેં મારૂંગા'

'અરે કુછ હોનેવાલા નહિ.'

'કુછ હોનેવાલા નહિ.' પરદેશીએ આંખ કાઢી, કારણ કે, તે સમજ્યો કે તે તેને નામરદ સમજે છે. 'હાં હાં. કુછ નહિ હોયગા.' ભૈયો ઉભો થયો અને લાકડી હાથમાં લીધી. ગુજરાતીએ જાણ્યું કે

મૂર્ખ ઉલટું સમજ્યો તેથી ફેરવી પાઘડી બાંધી ને તેને શાંત પાડયો. ફરી તેને પોતાની પાસે બેસાડી પોતાનો દુર્બોધ ચાલુ કર્યો. આખરે ધનના લાલચે તે સમજ્યો અને તેને ઉપર લઇ ગયો. બેઉ જણુ સાથે ઉપર ગયા. પરદેશીએ મોટી કુંચીવડે રતિસુંદરીનું કેદખાનું ઉઘાડયું. દરવાજો ઉઘાડતાં ભોંય ઉપર પડેલી બાળા પેલા માણસના જોવામાં આવી. તેનું પતન અને તેની સ્થિતિ એવી હતી કે અજ્ઞાન પરદેશીના હૃદયમાં પણ દયા ઉત્પન્ન થઇ. પેલાની નજર યૌવનના આંગણા આગળ રમતાં તેનાં સુંદર અંગને જોવા તરફ હતી. પરદેશીની આંખો તેની સામું જોઇ શકી નહિ. તેણે ફાનસ બહાર ખેંચી લઈ અડધા અંદર ગયેલા પેલા માણસનું બાવડું પકડી બહાર કાઢયો અને ધીરેથી બારણું પાછું બંધ કર્યું.

'અલ્યા ! આ નાજુક નાજની મરી જશે' પેલાએ આજીજી કરી. પરદેશીએ તેનું કંઇ પણ સાંભળ્યું નહિ. દરવાજા બંધ કરી તેને નીચે લઇ ચાલ્યો. પેલા માણસને કન્યા જોતાંજ ખાતરી થઇ કે તે પોતાને લાયક છે. તેના મનમાં હર્ષ થયો અને ગમે તે પ્રકારે તેને સમજાવી લેવાનો તેણે દાદર ઉતરતાં ઉતરતાં યત્ન કરવા માંડયો. તેઓ નીચે આવીને બેઠા અને પેલાએ પોતાની વિનવણી ચાલુ રાખી. પરદેશીએ તેને કહ્યું કે 'અબ ચૂપ રહના, જાના હોય વહાંસે અભી ચલે જાઓ. મેં સો જાતા હું.'

'મેંભી અબી કીધર જાઉં. ઇધરજ સો જાતા હું.'

'અચ્છા બડી ફજરકો ચલે જા.'

બેઉ જણુ જુદા જુદા વિચાર કરતા સુતા. પરદેશી જમીન ઉપરજ પથારી કરી પડયો. પેલો માણસ રૂપિયાની થેલી ઓસીકે લઇ બાંક ઉપર સુતો, પરદેશીના મનમાં થેલી ચકાચક કરતી હતી. પેલાને પણ શું કરવું તે વિચાર થતો હતો. બેઉ જણુ એક બીજાને ઉંઘવાની વાટ જોતા હતા. લોટતાં લોટતાં પરદેશી આખરે ઉંઘી ગયો. પેલા માણસને નિદ્રા આવી નહિ. અજ્ઞાન પણ નિખાલસમાં અને વિનીત નાગરિકમાં આટલો ફેર છે. સુના શાંત ઘરમાં ભેરીઓ વાગતી

હોય તેમ લૈયાનાં નસકોરાં બોલવા માંડ્યાં. તેની પથારી આગળ આવતાં નસકોરાંના ઘોરથી ઉંદરો પણ દૂર દોડી જતા. લાંબો પહોળો પરદેશી મોટી છાટ માફક ચતાપાટ પથારીમાં નિર્ભય નિદ્રામાં પડ્યો હતો. તેની જોડેજ કાળદંડ જેવી તેની કાળી વાંસની લાકડી પડી હતી. પેલો માણસ તેને ભર ઉંઘમાં પડેલો જોઇ બાંક ઉપર બેસી વિચાર કરવા લાગ્યો. ખીસામાંથી રૂમાલ તથા એક નાની શીશી તેણે બહાર કાઢ્યાં. શીશીમાંનું પ્રવાહી સાવધાનીથી રૂમાલ ઉપર છાંટ્યું. શીશીને બંધ કરી પરદેશીની પથારી પાસે ગયો. 'પરદેશી જાગશે તો જરૂર મારી નાંખશે' એવો ભય લાગતો હતો છતાં છાતી કઠણ કરી ધીરેથી રૂમાલ તેના મુખ આગળ ધર્યો.

આ માણસ દેખાવે ગૃહસ્થ જેવો હતો તે આપણે આગળ કહી ગયા છીએ. આનું નામ મૂળજી હતું. સારાં માબાપને પેટ જન્મેલો હોવા છતાં ખરાબ માણસોની સોબતથી તેનામાં અનેક દુર્ગુણ આવ્યા હતા. તે એકલવાયો હતો. માબાપ પૈસો મૂકી ગયાં હતાં અને બજારમાં લુચ્ચાઇ દોંગાઇનો ધંધો કરી કોઇ કોઈવાર તે પણ કમાઇ કરતો. નાણાં સાચવવાને અને મોટા લોકમાં સાખ રાખવાને તેણે પોતાના ચરિતને એવી રીતે સાચવી રાખ્યું હતું કે, થોડાજ માણસો ઘણા લાંબા વખતના પરિચયે પણ તેના ખરા સ્વરૂપમાં તેને ઓળખી શક્યા હતા. મૂળજી પહેરવેશે ખાવેપીવે અને રહેવે ગૃહસ્થ જેવો રહ્યો હતો. જે ઠકાણે રહેતો તે ઠેકાણે પોતાના ચરિતને એવું સંભાળતો હતો કે, કોઈ તેને દુર્વ્યસની કે ઠોળિયો જાણે નહિ. જેમ મોટાં અને આબરૂદાર કુટુંબોમાં તેની અવરજવર હતી તેમ લુચ્ચા લફંગા અને સોનેરી ટોળીવાળાઓમાં પણ તેના કેટલાક મળતિયા અને મિત્ર હતા. નાતમાંથી કન્યા મેળવવા તેણે બધો વ્યવહાર અને ચાલચલગત ચોખ્ખાં રાખ્યાં હતાં. એકલવાયો હોવાથી તથા થોડી ઘણી તેના અસચ્ચરિતની વાત નાતીલાઓ જાણી જવાથી અત્યાર લગી તેને કન્યા મળી ન હતી. નાતની આંખમાં ધૂળ નાંખી પરનાતની કોઇ કુટડી કન્યા મળે તો મેળવી લેવાની બે ત્રણ વર્ષથી તે તજવીજ કરતો હતો.

કન્યાનો જોગ કરી આપે એવા માણસોને કહી રાખવાથી બિહારીલાલે આ કન્યાની ભાળ તેને આપી હતી. અત્યારે દામથી ન ફાવતાં કપટથી કામ કરવા મથતો આપણે તેને જોઇએ છીએ.

સ્વભાવના શાંત, બહારથી સભ્ય અને ગરીબ દેખાવના માણસો હમેશ ક્રૂર અને ભયંકર કામ કરનારા હોય છે. મૂળજી આમાંનો એક હતો. બિહારીલાલને તેણે બહુ પૈસા ખવડાવ્યા હતા. આ પરદેશીને ભોળવવા પણ તે પૈસા લાવ્યો હતો. પરદેશી આગળ ધ્રુજતે હૃદયે તેણે પેલો રૂમાલ ધરી રાખ્યો તેથી નિદ્રા ગાઢ અને ગાઢ થતી ચાલી, એટલે સુધી કે મૂળજીએ તેની આંખમાં ગોદા માર્યા પણ તેને કંઇ અસર થઇ નહિ. પરદેશી બેભાન થયો એટલે મૂળજી દીવો પાસે લઇ આવ્યો. ખીસામાંથી ચાકુ કાઢી પરદેશીની કમ્મરે બાંધેલી કુંચીઓ કાપી લીધી. 'જાગતો હોય તો જેની સામું પણ જોવાય નહિ' એવા બળવાન પરદેશીને બેભાન કરી મૂળજીએ પોતાનું કપટી કામ કરવા માંડયું. ફાનસ લઇ તે સઘળે ઠેકાણે ફરી વળ્યો. આખા ઘરની તપાસ કર્યા પછી પેલી ચાવીઓ લઇ ઉપર ચઢયો. રતિસુંદરી જે ઠેકાણે પડી હતી ત્યાં જઈ તે ખંડ ઉઘાડતા પહેલાં તેણે વિચાર કર્યો કે 'આ કન્યાને ગભરાવવી નહિ. એના વિચાર સાથે મળતા થઈ તથા સમજાવી પટાવીને કામ લેવું. રાજી ખુશીથી જે કામ થાય છે, તે જોર જુલમથી કદાપિ થતું નથી, ઠીક છે. જેવો પ્રસંગ તેવી વાત કરીશું અને કોઇ પણ પ્રકારે તેને અહિંથી ઉપાડી જઈશું. પછી જે થવાનું હશે તે થશે. જો બને તો આજ ને આજજ મુંબાઇથી નીકળી જવું, કારણ કે, અહિં રહેવામાં હવે માલ નથી. રામજીશેઠ જ્યાં ગયા છે ત્યાં આવવાને તે જરૂર કબુલ થશે. આપણે શું કરવાને જણાવવું કે કોણ છીએ. ગામડે લઈ જવાથી ઠીક પડશે. ત્યાં કોઇ એને ઓળખે નહિ અને આપણને એ ઓળખે નહિ, ઠીક છે, એમજ કરીશું.' આવો વિચાર કરી તેણે બારણું ઉઘાડયું, અને દીવો લઇ અંદર ગયો.

રતિ પાસે બેસી તેણે ધીમે રહી તેના કપાળ ઉપર હાથ મૂકેયો. બેસથી થોડો પવન નાંખ્યો એટલે તે જાગ્રત થઈ. પોતાની પાસે બેસી

સંભાવના કરતા સભ્ય માણુસને જોઇ રતિ આશ્ચર્ય પામી. તેનો ભય જતો રહ્યો. કપડાં ઠીક કરી બેઠી થઇને બોલી કે 'તમને ઈશ્વરેજ મારે માટે મોકલી આપ્યા લાગે છે. મને અહિં કોણે અને કેમ રાખી છે તથા તમે ક્યાંથી આવ્યા છો?'

'એ બધી બાબતો લાંબી છે. હમણાં તે કહેવાનો વખત પણ નથી. આ દુષ્ટ ભૈયો હમણાં ઉંઘે છે. તમે મારી સાથે ચાલો. રામજી-શેઠ વગેરે ગઇ રાતના દેશ તરફ ગયા છે અને તમને ત્યાં લઈ જવા તેમણે મને કહેલું છે.'

'પણ મારા પિતાની શી ખબર છે? મારી બા ક્યાં છે? શું તેઓ પણ બધાં દેશમાં ગયાં?'

'એમની વાત મુંબાઇ બહાર નીકળ્યા પછી મને પૂછજો. હું તે બધું તમને કહીશ.'

'તેઓનું શું થયું? શા માટે તમે મને કંઇ કહેતા નથી?'

'એ બાબત અહિં ચર્ચવા જેવી કે ટુંકે કહી શકાય એવી નથી. હાલ મરકીવાળાં માણુસ માટે કેવી ધરપકડ થાય છે, તે તમે નથી જાણતાં.' ઘડિયાળ કાઢી તેણે દીવા આગળ ધરી વળી કહ્યું કે 'તમારે આવવું હોય તો ચાલો, કોઇનું નામ દેતાં નહિ. તેમ ખરૂં નામ કોઇને કહેતાં પણ નહિ. આપણે બધાં કંઇ ચુંગલમાં આવી જઇએ. આ તો ગમે તેમ કરી દેશ નાસી જવાની યુક્તિ છે. ત્યાં જે થાય તે ખરૂં. તમારે મારી સાથે આવવું હોય તો ઝટ ચાલો. પડપુ-છમાં ખાલી મારો વખત બરબાદ કરો નહિ. ગાડી ઉપર ગયા પછી કંઇ બોલતાં નહિ. આજકાલ બહારગામ જવું એ પણ બહુ અઘરૂં છે. 'ફલાણું ક્યાં છે અને ફલાણાનું શું થયું?' એમ પૂછો છો પરંતુ આજ નગરમાં કેવું રમખાણુ થયું છે તે કંઈ તમે જાણો છો? મરકી અટકાવવાને લેવાતા ઉપાયો સામે અજ્ઞાન લોક ઉશ્કેરાયાથી તોફાન થયું છે. જ્યાં ત્યાં દરેક ઠેકાણે લોકને પોતાના જીવની પડી છે. શહેરમાં સિપાઇઓ ફરે છે. આવા વખતમાં ડહાપણ થવા જતાં બાર વાગી જાય! બહેતર છે કે જીભ વશ ન રહે તો અહિંજ રહેવું.

હાલ તો બોલે તે બેં ખાય. છાનામાના સાહેબ મહેરબાન કરી કાલાં કાઢીને કામ સાધી લેવાનું છે. બોલો આવવું છે ?'

ગૃહસ્થ જેવા અને સભ્ય લાગતા માણસનાં આવાં શિક્ષાવચન સાંભળી રતિસુંદરી વિચારમાં પડી. 'બહાર નીકળ્યા પછી અનેક ઉપાય થશે' એવો વિચાર થયો. એક ક્ષણવાર મૌન રહ્યા પછી તેણે ઉત્તર આપ્યો કે 'હા ચાલો, હું તમારી સાથે આવવા તૈયાર છું.' મૂળજીનું મન તેનાં મધુર અને પોતાના લાભનાં વચન સાંભળી પ્રસન્ન થયું. તેણે ફરીને ઘડિયાળ કાઢીને જોઇ તો તેમાં ચાર વાગ્યા હતા. 'પરદેશીને બેભાન કર્યો છે તે જાગે અને કદાપિ વિઘ્ન આવી પડે માટે સારૂં તે પહેલું' એમ મનમાં બોલી તેણે રતિને કહ્યું કે 'ચાલો નીચે, મોહું ધોઈ નાંખો કે જેથી માંદા જેવાં લાગો નહિ. માંદા માણસને ગાડીમાંથી ઉતારી પાડે છે. એકાદ બે ઠેકાણે આપણી તપાસ થશે અને 'શરીર સારૂં છે કે નહિ,' તે દાકતરો જોશે. કેટલાંક સ્ટેશનો ઉપર ખાસ અનુભવી દાકતરો તથા સ્ત્રીદાકતરો રાખેલાં છે. કદાપિ કહિં દુખતું હોય તોપણ બોલવું નહિ. દાંત તળે જીભ રાખી દુઃખ સહન કરી લેવું. દિવસનો વખત છે એટલે કંઈ ચિંતા નથી. મને અને તમને જુદાં રાખવામાં આવશે, કારણ કે, સ્ત્રીઓની તપાસ મડમો કરે છે. તમે એકલાં ગભરાતાં નહિં. નામ ઠામ બધું હું નોંધાવીશ. એમાં પણ વારંવાર ગોટાળો થાય છે માટે હું જે નામ કહું તેજ તમારે પણ કહેવું. બહુ સમાલીને કામ કરવાનું છે. આપણે કંઇ લેવાનું નથી. મારી પાસે જોઇએ તેટલા રૂપિયા છે. ખાવાપીવાનું સૈ થઈ રહેશે. કોઇ કંઇ ચુંચાં કરશે તો તેના મોઢામાં ચાંદીનો ડુચો મારી ચલાવી લેવાય એટલાં નાણાં મેં મારી પાસે રાખેલાં છે.'

રતિસુંદરી તૈયાર થઈ અને તેઓ નીચે ઉતર્યાં. પહેલા માળ ઉપર તેણે મોં ધોઇ નાંખ્યું. મૂળજી વહેલો વહેલો નીચે ગયો અને પથારીમાં ચતાપાટ પડેલા પરદેશી ઉપર એક જુનું ગંધાતું તાપડું ઓઢાડી દીધું, કારણ કે તેને આવી સ્થિતિમાં પડેલો જોઇ રતિ કંઇ પ્રશ્ન કરે નહિ. દરવાજો ઉઘાડી બહારથી તાળુ દઈ પહો ફાટતાં

પહેલાં રતિસુંદરીને લઇ અને તેટલી ત્વરાથી તે બહાર નીકળી પડ્યો. મોટા રસ્તા ઉપર આવી કોલાએ જવાને ગાડો ભાડે કરી લીધી.

## પ્રકરણ ૮ મું.

### કવોરેનટાઇનનો દેખાવ.

તાવ આવ્યાથી સવિતાને તેની દાદી પાસે મૂકી રામજીશેઠ મુંબાઇથી નીકળ્યા. આણુંદના સ્ટેશન ઉપરે તેમની વૈદક તપાસ થતાં શરીરમાં જરા વધારે ગરમી જણાઈ. તપાસનારે તેમને નીચે ઉતારી પાડયા. શેઠાણીને જવાની છૂટ મળી. શેઠે ઘણીએ ખબડદારી વાપરી પણ કંઇ ચાલ્યું નહિ. ભૈયા સાથે શેઠાણીને આગળ જવા તેમણે કહ્યું. ‘ મને કંઇ થનાર નથી ને જરૂર પાછલી ગાડીમાં હું આવીશ.’ એવું તેમને આશ્વાસન આપ્યું. શેઠાણીને આગળ વધવું ઠીક લાગ્યું નહિ પરંતુ ‘ આણુંદમાં રહ્યા કરતાં આગળ જઈ રહેવું ઠીક.’ એમ વિચારી તથા શેઠે છાની કોરીને હિંમ્મત આપી તેથી તેજ ગાડીમાં તે આગળ વધી.

લાખો રૂપિયાનો ધણી રામજીશેઠ રોકાયો તે રોકાયોજ. માણેક વહુને તેણે કાઠિયાવાડ જવા દીધી. છાવણીમાં જતાં રોગથી પીડાતા અને લોથતા માણસોને જોઇ તેને કમકમી આવી. ‘ હું હિમ્મતથી રહ્યો, પરંતુ મરકી થઈ તો ભોગ મળશે.’ એવો તેને વિચાર આવ્યો. મુંબાઇમાં લાખો માણસોની ભીડમાં એક ક્ષણ પણ આરામ ન લેતાં ધંધા પાછળ રાત્રિદિવસ ફરફર કરનાર રામજીશેઠને છાવણીમાં વગર કામે પડી રહેતાં ને એકાંત મળતાં બહુજ અણગમો ને કંટાળો આવ્યો. લોકમાં ચાલતી ગપોને ખરી માનતાં તેણે અધિકારીઓનાં મુખમાં ચાંદીનો ડુચો દેવાની પેરવી કરી. સિપાઇસપરાંના મુખમાં તાંબા નાણું મારી તે કંઇક વધારે સગવડ મેળવી શકયો પણ કવોરેનટાઇનમાંથી છુટાયું નહિ. સાંજના આગળ વધવાના વિચારમાં તે ફાવ્યો નહિ. તેને ખાતરી થઇ કે ‘ લોકો લાંચ રૂસવતનું કહે છે તે કંઈ ખરૂં નથી. જો લાંચથી માણસ નાસી શકતો હોય તો હું ક્યારનોએ અહિંથી

છૂટયો હોઉં, પરંતુ તેમ થતું નથી. લોકવાયકા હમેશાં સાચીજ હોય એવું માની લેવાની સમજુ માણસે કદી પણ ભૂલ કરવી નહિ.' સરકાર રોગના ફેલાવને અટકાવવા માટે જે ઉપાય લે છે તેમાં તેની નિષ્ઠા પ્રજાપાલન ધર્મની હોઇ રોગીને આશ્વાસન અને સારી દવા આપવાની છે. લોકો બૂમ મારે છે કે 'ઇસ્પિતાલમાં લઇ જઇ મારી નાંખે છે.' પણ નહિ, ત્યાં હિંદુ પારસી અને ઇંગ્રેજ દાકતરો હોય છે. રોગીએ તેમનું શું બગાડયું હોય કે તેઓ તેમનો પ્રાણ લે? અજ્ઞાન લોકમાં ખોટી અફવાઓ ફેલાવનારા માણસો પોતે અજ્ઞાન અને તરકટી હોવા જોઇએ. મરકીથી પીડાતા બિચારા ગરીબ માણસને વિષ આપવાનું કોઇ પણ બુદ્ધિશાળી માણસ માની શકે એવું નથી. સાંભળ્યું તેવું માની લેનાર અજ્ઞાન લોકની આવી સ્થિતિ ખરેખર દયા પાત્ર છે.'

રામજીશેઠથી સોના રૂપાના ઉપયોગથી આણંદ છોડી આગળ જવાયું નહિ અને તેમને તેમના જેવા હજારો લોકની સાથે છાવણીમાં રાત રહેવું પડયું. છાવણીનો દેખાવ દયાદયા ભર્યો હતો. મોટા રાજાનું લશ્કર પડયું હોય અને જેમ ઠેકઠેકાણે માંડવા બાંધી દીધા હોય તેમ સ્ટેશનની પશ્ચિમે મોટા બહોળા વિસ્તાર ઉપર આછા ઘાસથી છાયેલા વિશાળ માંડવા બાંધી તેમાં રોગની વ્યાપ્તિના પ્રમાણસર જુદા જુદા વિભાગ પાડવામાં આવ્યા હતા. સગવડને માટે બની શકે એવો સારો બંદોબસ્ત કરેલો હતો. પોલિસના સિપાઇઓ, જમાદારો, દાકતરો, તેમના ઉપરીઓ તથા સરકારનો તે જિલ્લાના અધિકાર ઉપર નિમાયેલો જોખમદાર અમલદાર પણ તે સ્થળે રહેતા. મરકીને આગળ વધતી અટકાવવી એ તેમનો મુખ્ય ઉદ્દેશ હતો. લોકો છુપાછુપ અથવા બીજી રીતે નીકળી જતા એમ કહેવાતું, કારણ કે, ઘણે ઠેકાણે તેનો થોડો પ્રસાર થયો હતો. મુંબાઈ વડોદરા રેલવે ઉપર આણંદની છાવણી એક મોટો અવરોધ હતો. તેમાંથી છૂટવા માટે બહુ યત્ન કરતા અથવા મોટી મોટી વાતો કરી બીજાને ભય ઉપજાવતા. ગામડાગોઢડાના લોકને કદાપિ તેથી અસંતોષ ઉત્પન્ન ન થાય,

પરંતુ નાગરિકોને તો આ સ્થાનમાં રહેવું પડે એ અસંતોષકારક લાગે એવું હતું. સરસામાન માટે અહિં બજારનો બંદોબસ્ત હતો, પરંતુ ગૃહસ્થને માટે તે ન હતું. છાવણીમાં રહેવું એ તો અલબત, જરા અગવડ કરતા હતુંજ. નાહિમ્મત બનાવવા અને અડવા માંદાને પુરા માંદા કરવા જેવું પણ હતું. આખી રાત ગાડીના સામા વેગના પવનના સપાટા ખાઇ ઠંડા થયેલા, ઉજાગરાથી અર્ધ ફુલી ગયેલી અને ક્વચિત્ ઇંજિનની ધુણીથી તથા ખુંચે એવી કાંકરી પડવાથી ડહોળાયેલી આંખોવાળા અને જરા તપેલા શરીરવાળા માણસને તરત રોકી દેવામાં ઘણીવાર દાક્તરો પણ ભુલથાપ ખાઇ જતા. તાવવાળાને રોકવાનો નિયમ હતો. નાડી ગરમ હોય અને ન રોકે તો ગુનેગાર ગણાય એવો સખત ધારો હતો. આવી રીતે માંદામાં સાજા માણસોની સંખ્યાનો વધારો થતાં ધીરે ધીરે એટલાં બધાં માણસ એકઠાં થતાં કે, તેમને રહેવાને પુરેપુરી સગવડના વાંધા પડતા. આવાજ વખતમાં રામજીશેઠ પકડાયા હતા. વર્તમાનપત્રોમાં તે જે વાંચતા તે અહિં જાતોજાત અનુભવ્યું. જુદી જુદી જાતના લોકો અને જુદા જુદા મતના સત્તાવાળાઓમાં તેમને કંઇ સુજ્યું નહિ સાંજની ગાડીમાં નીકળી જવાનો તેમણે યત્ન કર્યો. ઉપરીની આગળ પોતાની સ્થિતિ રજુ કરી અને રજા આપવા વિનંતિ કરી પરંતુ તેણે ના પાડી. રામજીશેઠનું શરીર દેખાવે મજબુત પણ અંદરથી ફોકું હતું તેમનું મન ઘણું બીકણ હતું. મનમાં વહેમ ભરાયાથી રાત સુધી નાડીની ગતિ ને ઉષ્ણતા એક સરખાંજ રહ્યાં.

બની તેટલી તજવીજ કરીને થાકયા તોપણ કંઇ થાગ લાગ્યો નહિ ત્યારે નિરાશ થઇ રાત રહેવાની ગોઠવણ કરી. એકાંત જગા મળવી એ તો દુર્લભજ હતું, પરંતુ પૈસો ખરચવાથી થોડી સગવડ મળી. રાત પડી અને છાવણીનો દેખાવ જુદીજ તરેહનો થઇ રહ્યો. સૌ પોતપોતાની ગોઠવણ કરવામાં પડયું. કોઇ ખાડો ખોદી ખીચડી કરી ખાવાની ચૂલ કરવા લાગ્યા, કોઇ કાચુંકોરૂં ફાકીને પડયા અને કોઇ પોતાની પાસેનું ભાથું ખાઈ ખોકાની બાંધી માયાનાં પોટલાં

પેટમાં દાબી રાત ગાળવા તૈયાર થયા. છાવણીમાં છેટેછેટે દીવાની ગોઠવણ કરેલી હતી, પરંતુ હલકા લોકો માંહોમાંહ ચોરીએ કરતા. આવી ચોરીના ભયથી કેટલાક લોક આખી રાત ઉજાગરા કરતા. કોઇ પોતાના બિસ્તરા બિછાવી નિરાંતે ઉંઘતા, અને કોઇ દેશ ઉપર થઇને પસાર થતી આફતને માટે શોક કરતા. કોઈ સાંભળનારના હૃદયમાં ઇશ્વરભાવ ઉત્પન્ન કરે એવી રાગણીએ લલકારતા, કોઇ બિનઅનુભવી જુવાનિયા ધાબળા કાંબળી વગર આવેલા હોવાથી કોથળીની બાંયમાં કાંડાં ભરાવી એકાદ ખુણામાં વગર પાથરણે અને વગર બિછાને રાત કાઢવા લપાઈ બેઠા. છાવણીના દેખાવ જેમ શોકપ્રદ હતો તેમ મુસાફર યાત્રાળુઓના સંઘ પડયો હોય એવો રમ્ય પણ લાગતો હતો. કંઇક સાધનવાળા લોકો જ્યારે આ રીતે શિયાળાની કડકડતી ટાઢની રાત્રિ ગાળવા તૈયાર થયા ત્યારે કેટલાક ઓછાં વસ્ત્રવાળા ગરીબ લોક ઘાસ વીણી લાવી ઠેકઠેકાણે તાપણીઓ કરી તેની આસપાસ વિંટાઇને બેઠા. છાવણીમાં જગતનો તમામ ઢગરંગ જામ્યો હતો. તેમાં વૃદ્ધ જુવાન છોકરાં રૂપાળાં લુચ્ચાં અને શાણાં વગેરે દરેક જાતનાં માણસ એકઠાં થયાં હતાં. રામજીશેઠે એક ઓળખીતા માણસ શોધી કાઢી, તેણે આગળથી રોકી રાખેલા માંડવાના એક ભાગમાં પોતાની પથારી નાંખી હતી. તેમનો ઓળખીતો ત્રણ ચાર છોકરાંનો બાપ બચ્ચરવાળ માણસ હતો. આ વખતે વળી તેની સ્ત્રી ગર્ભવતી હતી. જનનકાળને મહીનાનો વિલંબ હતો છતાં ચેતીને તે મુંબાઈથી નીકળી પડયો હતો. 'ભાગ્ય બે ડગલાં આગળનું આગળ' એ કહેતી પ્રમાણે સવેળા ચેતવા છતાં તેને ભય હતો તે નડયો. બાઇડીની તબિયત ઠીક નહિ લાગ્યાથી તેને અહિં રોકવામાં આવ્યો હતો. નાનાં મોટાં ચાર છોકરાં અને ગર્ભવતી સ્ત્રી સાથે જ્યારે તેને આ માંડવામાં રાત્રિ ગાળવાનો વખત આવ્યો ત્યારે તેના કષ્ટનો પાર રહ્યો નહિ.

મરકીના પ્રસારને રોકવા માટે થયેલી ગોઠવણને પરિણામે ઉત્પન્ન થયેલી છાવણીમાં પોષ માસની ઠંડી પડવા માંડી. હાથનાં હાડ ખડખડે એવી ટાઢ હતી. એક પંક્તી એક રાતની ઘડીઓ વીતવા

માંડી અને વાતાવરણ વધારે ને વધારે શીતળ તેમ ઝાકળવાળું થતું ગયું. છાવણીના ઘણા લોકો ઉંઘી ગયા ન હતા, કારણ કે ઉંઘવા જેવી સગવડ થોડાંનેજ હતી. ટાઢના જોરે સૌને શાંત બનાવી દીધા હતા. મધ્યરાત સુધી તો સર્વત્ર જાગતિ રહી. રાતનો એક વાગ્યો અને પહેરાના સિપાઇઓ એક બીજાને 'ઓલ વેલ' કહી મોટા ડગલામાં મુખ ઘાલી પડયા. કુતરાં પણ બિચારાં શ્વાનકુંડળી વાળી તાપણીઓની પાસે ઉંઘી ગયાં. હવામાં અત્યંત ટાઢક ઉત્પન્ન થઇ. આકાશ નીતરી જતું હોય તેમ વાતાવરણ દુધિયા થઇ જઇ પુષ્કળ ઠાર પડવા માંડયો. જેમ જેમ પાછલા કલાકો જતા ગયા તેમ તેમ હાડ ધ્રુજાવે એવી સખત ટાઢ પડવા માંડી. દાંત પીસીને સૂઇ રહેલા માણસોની હિમ્મત જતી રહી, તેમનાં ડાચાં કડકડવા લાગ્યાં અને તેમાંના કોઇ કોઇ તાપણીનો આશ્રય લેવાનો ફરીને પ્રયત્ન કરવા લાગ્યા.

સર્વત્ર એકસરખો સોપો પડી રહ્યો હતો. લોકો સોડિયામાંથી આંગળી પણ દૂર કરી શકતા ન હતા. ઢોર ગાય ભેંશ વગેરે બાઉલામાં મોઢું ઘાલી શાંત થઈ પોતાના લોહીથી હુંફાળી થયેલી જમીન ઉપરથી હાલતાં પણ ન હતાં. આ વખતે ઓચિંતો દૈવકોપ થયો. કોઇ તાપણીમાંથી ઉડેલી ચીણગારીને લીધે આગ સળગી ઉઠી. ઘાસથી છાયેલી છાવણીમાં આંખ મીંચીને ઉઘાડીએ એટલામાં તો આગે ભયંકર રૂપ લીધું. શાંત જગામાં એકદમ કોલાહલ થઈ રહ્યો. અગ્નિની જ્વાળાઓથી સર્વત્ર અજવાળું પડયું પરંતુ માણસો અને જનાવરો ઓચિંતા અજવાળાથી આંધળાંભિંત થઇ ગયાં. આગ એકદમ ભડકો લઈ ઉઠી એટલુંજ નહિ પણ સપાટાબંધ મોટા વિસ્તાર ઉપર ફેલાઇ ગઈ. રાળના ભડકા જેવા ઓચિંતા ધુમાડી મિશ્ર ભડકાથી ઝાડો ઉપરનાં પક્ષી તેમાં ઝંપલાઇ પડયાં. ઢોરઢાંખર માણસની પેઠે અંજાઇ જવાથી માથે પુંછડાં લઇ બરાડા પાડતાં આમ તેમ નાસવા લાગ્યાં. કેટલાક માણસ માંડવાની બહાર નીકળી જઈ હસતા હસતા આગ જોવા લાગ્યા; ત્યારે કેટલાક બૈરક સ્વભાવના માણસો માંડવામાંથી બોપાગાળા કરતા ગભરાયેલા જનમંડળને વધારે ત્રાસ અને ભય

ઉત્પન્ન કરે તેમ મોટેથી રોઈ છાતી અને માથાં કૂટવા લાગ્યા. કોઈ' હાયરે મારા પૈસા ' કોઈ ' હાય મારો સામાન ' ' હાય મારી બાઈડી, હાય મારો છોકરો, એમ બૂમો પાડવા લાગ્યા. છાવણીની આસપાસ માઇલ દોઢ માઈલના વિસ્તારમાં આગને અજવાળે અને લોકોના ધિંગાણાને લીધે ખળભળાટ થઈ રહ્યો. સત્તાવાળાઓની ઉંઘ ઉડી ગઇ. તેઓ જાગ્રત થયા પણ પાણી કયાંથી લાવે ? માણસનાં ગળાં છાંટવાના પાણીની તંગી ત્યાં આગ કયાંથી હોલવાય ? છાવણીમાંના જુના ગામડિયા અનુભવી લોક પોટલાં ભરી ભરીને બળતા ઉપર ધૂળ નાંખવા લાગ્યા, પરંતુ આગને હોલવવાની ઝાઝી જરૂર પડી નહિ. દારૂના ભડકાની માફક ફરરરરને તે સળગી અને જ્વાળાગ્રાહી પદાર્થને પાંચ દશ મિનિટમાં ભસ્મ કરી એની મેળેજ હોલાઈ ગઈ. લાગવામાં માત્ર ચિતાના વાંસ જેવા માંડવાના ટેકાજ ઉભા રહ્યા. મોટો ભડકો સુકું ઘાસબળી રહી બંધ પડ્યો. ત્યારે મેરમેરાયા જેવા ઓડારોડા થાંભલા ધુંધવાતા અને પવનને ઝપાટે કહિં કહિં સળગતા ને બંદુકની પેઠે ભડાકો કરી ગાંઠમાંથી ફાટતા ઉભા રહ્યા. સત્તાવાળા તથા લોક જો પોતાની હોંશિયારી બતાવે તો તે હવે એ હોલવવામાંજ રહી હતી.

જેવો સંક્ષોભ એકદમ ભડકાને લીધે થયો તેવોજ ગોટાળો એકદમ આગ હોલવાઈ જઇ અંધારૂં થવાને લીધે થયો. કોની મગદુર છે કે, પોતાનું પોટલું શોધી કાઢે ? અરે પોટલાની વાત તો જાણે દૂર રહી પણ સગું કે બાળક પણ શોધ્યું જડતું ન હતું. નવરા એકલા અને દાંડિયા જેવા લોક હતા તે અંધારૂં થતાં માંડવા તરફ કોઇની માલમતા ઉપર હાથ ફેરવવા ધસી ગયા. પરંતુ જેવા તે પારકા માલને ખાનાર સાહસિક હતા તેવાજ પ્રાણને સાટે માલને સાચવનાર પણ ત્યાં હતા. આગનો ભભુકો ઉઠયો તોપણ કેટલાક મારવાડી વાણિયા અને બાઇડીઓ પોતાનાં પોટલાંને ચૂડ ભરવી ત્યાંનાં ત્યાં બેસી રહ્યાં હતાં. તેમના માથા ઉપરનું માંડવાનું ઘાસ બળી ગયું તેથી ટાઢ ઉડી ગઇ, સિવાય તેમને બીજી કંઇ પણ હાનિ થઈ નહિ. ભડકાની સાથે બહાર ગયેલા અને ટોળામાં ભળી ગયેલા જેટલું તેમને હસતા હતા તે

કરતાં અત્યારે તેમને વધારે હસવાનું થયું, કારણ કે, દોડીને બહાર જતા રહેલા તેઓ અત્યારે પોતાનાં માણસોથી અને માલમતાથી છુટા પડી ગયા હતા. માલને છાતી સાથે દાબી બેઠેલા આગની આંચમાંથી બચેલા કંજુસો અને પારકો માલ તફડાવનાર વચ્ચે કેટલેક ઠેકાણે ખેંચાખેંચી અને ગડદામુક્કી ચાલી. પરંતુ આગમાં બેસી રહેનારા ચમ્મડનોડના હાથમાંથી લુચ્ચાઓ કંઇ પડાવી શકયા નહિ. તેઓ જે પડાવી શકયા તે માત્ર ગરીબગુરબાંનીજ મતા હતી.

પોલિસના ઉપરીએ અત્રે પોતાની બુદ્ધિનો એક સમયોચિત ઉપયોગ કર્યો, કે જેનું વખાણ કર્યા વગર ચાલેજ નહિ. તેણે છાવણીના દૂર દૂરના ભાગમાં સિપાઇઓને મોકલી દીધા, અને છાવણીમાં થતી ગડબડ ઉપર ધ્યાન ન આપતાં ત્યાંથી કોઈ પસાર થઈ જાય નહિ, તેનો ખાસ બંદોબસ્ત કરી લીધો. એક તરફથી ટાઢનું જેર ને એક તરફથી કાન પડ્યે સંભળાય નહિ, તેમાં એક બીજાનાં સ્વજનને બોલાવતા લોકનો કોલાહલ અને હોંસાતુંસીને લીધે મોટી ગડબડ મચી રહી. ગોટાળામાં પડેલા મોટા લોકસમૂહમાંથી આપણે પણ હવે રામજીશેઠને શોધી કાઢીએ.

અંધારૂં હોવાથી સૌ કોઇ એક બીજાથી છુટાં પડી ગયાં હતાં. જેને જેમ ફાવ્યું તેમ જીવ બચાવવા આમતેમ ખસી ગયેલાં હોવાથી દિવસ ઉગ્યા વગર તેમનો પત્તો લાગે એમ ન હતું. સિપાઇઓ બૂમો પાડીને થાકયા, પરંતુ લોક એક સ્થળે એકઠા થયા નહિ. ટાઢે તેમને જે સ્થળે હતા ત્યાંજ શાન્ત કર્યા. સ્ત્રીઓ અને છોકરાં સૌ એકબીજાથી જુદાં પડી ગયાં હતાં. જેને દયા આવી તેમણે છોકરાંને સંભાળ્યાં અને ટાઢને લીધે તેઓ જેના તેના ખોળાનો આશ્રય લઈ શાન્ત થયાં. ઝાકળને લીધે દિશાઓ ઢંકાઇ ગઇ અને સર્વત્ર શાંતિ ફેલાઈ. રામજીશેઠે પોતાના મિત્ર સાથે જે માંડવામાં વિશ્રામ લીધો હતો તેને પણ આગે છોડી દીધો ન હતો. આગનો ભડકો જણાતાંજ રામજીનો મિત્ર પોતાનાં છોકરાં અને બાઈડીને લઈ બહાર નીકળ્યો. ભયથી ગર્ભવતીને દુખાવો થઇ આવ્યો, પરતું 'પતિની ચિંતામાં વધારો થશે' એમ વિચારી તે બધું

દુ:ખ સહન કરી રહી. આગના અજવાળામાં તે વીશીવાળાના મકાનમાં દાખલ થયો ને માગ્યા તેટલા રૂપિયા આપવાના કરી સ્ત્રી તથા છોકરાંને અંદર લેવડાવ્યાં. એક ક્ષણમાં તેને માથે દુ:ખનાં ઝાડ ઉગી ગયાં. આગ દેખતાં તે ગભરાઈ ગયો હતો, પરંતુ ગર્ભવતીનાં પુણ્યે તેને સારો માર્ગ સૂઝયો. રામજીશેઠની ખબર લેવાનો વખત તેને ન હતો એટલે પોતાનું સાચવી તે ચાલ્યો ગયો. વખત એવોજ હતો. માબાપ છોકરાંને સંભાળે એવો પણ વખત ન હતો તો ઓળખીતો રામજીની સંભાળ ક્યાંથી રાખે ?

આખો દિવસ ક્વોરેનટાઇનમાંથી છૂટવા માટે તાવવાળે શરીરે રામજીશેઠે રખડપટ્ટી અને ખટપટ કરી હતી તેથી રાતે વધારે તાવ ભરાઇ આવ્યો. તેમના મસ્તકમાંથી ગરમ વરાળો નીકળવા લાગી. મુંબાઇનો વેપારી શેઠિયો, કે જે છતરપલંગ વગર સુવે નહિ તે અત્યારે અશરણની માફક જમીનપર ધાબળી પાથરી પડ્યો. આવા આશ્રય માટે પણ તે પેલા મિત્રનો ઉપકારી થયો હતો. આગથી માંડવો ઘેરાઇ ગયો ત્યારે રામજીશેઠની આંખ ઉઘડી ગઇ, પરંતુ નાસવાનું સૂઝયું નહિ. મરણને તેણે પોતાની સંમુખ ઉભેલું જોયું. તેનો જીવ ગભરાઇ ગયો. તે ઉઠીને ઉભો થયો અને આગની બીજી તરફ નાઠો પરંતુ માંડવાની પેલી તરફ બહાર નીકળતાં અજવાળું છતાં અંજાઇ ગયેલી આંખને લીધે તેને કંઇ સુઝયું નહિ. એક થાંભલો કપાળમાં એવા જોરથી અથડાયો કે બેભાન થઇ તે જમીન ઉપર તૂટી પડ્યો. પાછળથી દોડી આવતાં માણસો તેની ઉપર થઇને ચાલ્યાં ગયાં. તાવથી શિથિલ થઈ ગયેલા રામજીશેઠ લોકને પગે ગદડાઈ બેભાન થઈ ગયા.

આગ હોલાઈ ગઇ અને લોક શાંત થયા, પરંતુ રામજીશેઠની મૂર્છા વળી નહિ. તેમના શરીર ઉપર કપડાં હતાં અને માથા ઉપર બેસ બાંધેલો હતો. જમીન ઉપર શબ પડ્યું હોય તેમ તે પડી રહ્યા. તેમની સારવાર કરનારૂં ત્યાં કોઈ ન હતું. અરૂણોદય થયો અને અજવાળું પડ્યું. સૌ કોઈ પોતપોતાનાં સગાંને શોધવા નીકળ્યાં. ઘણાં માણસો એક બીજાનાં સ્નેહીને મળ્યાં પરન્તુ રામજીશેઠની કોઇએ શોધ

કરી નહિ. મોંએ મોં સૂઝે એવું અજવાળું થયું ત્યારે તેમની જોડેના એક ઝાડ આગળ બેઠેલી છોકરીની નજર તે વૃદ્ધ નિઃસત્ત્વ થઇ પડેલા ડોસા ઉપર પડી. કેટલીકવાર સુધી તે તેમની સામું જોઇ રહી. રામજીશેઠને ઓળખી તે વિસ્મયમાં પડી. પ્રથમ તેને લાગ્યું કે 'તે મરણ પામેલ છે, પરંતુ ધારીને જોતાં તેનાથી સમજાયું કે કપાળમાં વાગેલું છે અને કપડાં ઉપર લોકનાં પગલાં પડેલાં છે તેથી તે કચરાઇ ગયેલા હશે, હજી તેમનામાં જીવ છે અને મૂર્ચ્છા વળી નથી.' પાસે બેસી મુખ ઉપર લાગેલી ધૂળ તેણે પોતાના પાલવડે લૂછી નાંખી, કપડાં ઠીકઠાક કર્યાં અને શુદ્ધમાં લાવવાને પોતાથી બની શકે તેવા ઉપાય લીધા. ગરમી આપવાને પ્રથમ તેણે ખભા ઉપરની શાલ છોડી પગે વિંટાળી.

રાતના બનાવથી ત્રાસ પામેલા લોકો અને કંટાળેલા સત્તાવાળાઓએ દિવસ ઉગતાં મુંબાઇથી આવતી ગાડીઓમાં જવાને લોકને પાસ આપવા માંડ્યા. ઘેર જવાનો પાસ લેવા તરફ સૌની નજર દોડી. છાવણીની ચોકી આગળ તેથી પુષ્કળ ભીડ થઇ ગઇ. બીજી તરફ રાતના બનાવથી દુઃખી થયેલાઓની અને ચોરીચખાડીની તજવીજ ચાલવા માંડી તથા માંદા અને ગીરદીમાં કુટાયેલા માણસોને એક તરફ રાખવા માંડ્યા. આખરે સત્તાવાળાઓએ રામજીશેઠની સંભાળ લીધી. પેલી છોકરી સાથે શેઠને પણ તેમણે માંદા માણસોની સારવારનાં ઝુંપડામાં મોકલાવી દીધા.



## પ્રકરણ ૯ મું.



### પ્રેમ પ્રસંગ.

'જીજી! માણેકશેઠાણીનો તાર આવ્યો છે.'

'શું છે દીકરા! વાંચ. અરેરે! એ વળી રામજીને પરદેશ ક્યાં ઘસડી ગઇ. દેશ પહોંચ્યાં હોય તો તો ઠીક. ચાલ વાંચ જોઇએ બાપુ.'

હંસરાજ એકવાર મનમાં વાંચી દિલગીર જેવે ચહેરે બોલ્યો કે

'આ તો વઢવાણ કાંપથી શેઠાણીએ તાર મુકાવેલો છે અને અંદર માત્ર એટલુંજ લખ્યું છે કે 'શેઠને આણંદના કવોરેન્ટાઈન કેમ્પમાં રોક્યા છે.' આવતી કાલે તે ત્યાં જઈ પહોંચશે. તમે જલદી આવજો, અને તેમની સરત કાઢજો.'

'હાય હાય! કવોરેન્ટાઇનમાં રોકયા ત્યારે તો નરમ દિલના રામજીને સારૂં નહિ હોય. મારી જમણી આંખ ફરકતી હતી તો. હંસરાજ! જરૂરજ કંઈ નઠારૂં બનશે. મારો જીવ બળે છે. હવે આપણાથી શું થાય? એમનું કાળજું પોચું છે અને આણંદમાં એકલા હોવાથી જરૂર ગભરાઇ ગયા હશે. તાર કેમ આટલો બધો મોડો આવ્યો?'

'આ તાર ટપાલમાં આવ્યો છે. એની ઉપરનું સરનામું મહાલક્ષ્મીનું છે, પરંતુ હું ધારૂં છું કે, માળીએ લીધો નહિ હોય અને મારૂં સરનામું લખાવ્યું હશે તેથી ટપાલમાં આવ્યો છે.'

'તું મહાલક્ષ્મી જઈ આવ. ત્યાં કદાપિ બીજો તાર કે કાગળ આવ્યો હશે. સવિતાને એની દાદીને ત્યાંથી સાથે લેતો જા. જા બાપુ! જા. જો કંઇ કાગળપત્તર ન હોય તો પછી તું આણંદ જા. જે થાય તે ખરૂં. ગયા વગર તો ચાલે નહિ.'

હંસરાજ તરતજ સવિતાની દાદીને ત્યાં ગયો ને તેને પોતાની સાથે લઇ વિકટોરિયા કરી પાધરો મહાલક્ષ્મી ગયો. બંગલો માળીને સોંપેલો હતો. અંદર જઈ માળીની તજવીજ કરી તો તેની સ્ત્રીએ જણાવ્યું કે, 'માળી માંદો થયો છે. તાર આવ્યો તે તમારે ત્યાં મોકલ્યો છે.' હંસરાજ અને સવિતાએ પછી બંગલો ઉઘાડયો. ટપાલની પેટીમાંથી કેટલાક કાગળ અને પેપરો મળ્યાં. પરંતુ તેમાં એકકે અગત્યનો કાગળ ન હતો.

'હવે આપણે અહિં શું કરવું? ચાલો જઇએ.' હંસરાજે કાગળ જોઈ ઉત્તર દીધો.

'તમારો વિચાર આજ રાતેજ જવાનો હોય તો ચાલો ઉપર જઈ તપાસ કરી આવીએ. કેટલેક ઠેકાણે તાળાં વાસવાનાં છે. વળી મારે મારાં કપડાં પણ લેવાં છે. વિકટોરિયાવાળાને કહો કે, બે કલા-

કનું તેને વધારે ભાડું આપીશું.'

'ઠીક છે. વિક્ટોરિયાવાળાને તેની ના નથી. જાઓ, હું અહિં બેઠા બેઠા માસિકો વાંચું છું.'

સવિતા કુંચીઓનો જુડો લઈ ઉપર ગઇ. મોટા દિવાનખાનામાં જઇ પોતાનો ખંડ ઉઘાડી કપડાં કાઢતા પહેલાં ઘરના બીજા ભાગો જોવા લાગી. રામજીશેઠના ઓરડામાં જઇ તેની બારીઓ વગેરે જોઇ પાછી ફરે છે ત્યાં જમીન ઉપર પડેલી એક છબિ જોઇ તે પગ ખેંચીને ઉભી રહી ને મનમાં બોલી કે 'કેટલી ઉતાવળથી કપડાં વગેરે બધું બાંધી લીધું છે. જીજીના કબાટ આગળ કેટલી બધી વસ્તુઓ આમતેમ વેરણછેરણ પડી રહેલી છે.' સુવર્ણની વેલી નમે તેમ નીચી નમી તેણે જમીન ઉપરથી છબિ ઉપાડી લીધી. હાથમાં લેતાં તેને નવાઇ લાગી. છબિમાંની પ્રતિમા જોનારની નજરને અનેક ખ્યાલ ઉત્પન્ન કરાવે એવી હતી. ધારીને જોયું અને આશ્ચર્યથી વળી તે મનમાંજ બોલી કે શું આ જીજીની છબિ હોય? તે આવા પોષાકમાં, અને આ જોડે કોણ? પુરૂષનો પોષાક વિચિત્ર છે.' ધારીને જોઈ 'અરે! બિહારીલાલ તો ન હોય? વેષ બદલીને ઉભેલો એજ હોય એવું લાગે છે. જીજીની લોકમાં જે વાત થાય છે તે ત્યારે ખરીજ. એમની રીતભાત કહી આપે છે તો. બિહારીલાલ રડચો કરે તે થાય એમાં પછી શી નવાઇ! જીજી એને હાથમાં રમાડે છે, નહિ તો નોકર માણસ, એના શા ભાર કે ઘરની બાબતોમાં માથું મારે. કબાટમાંથી ઉતાવળે કપડાં કાઢતાં ભૂલથી છબિ પડી રહેલી લાગે છે. પાપ છુપું રહેતું નથીતો. એક દહાડો રતિએ મને કહ્યું હતું કે 'શેઠાણી બિહારીલાલ સાથે હસતાં હતાં.' તે મેં તે વખતે માન્યું ન હતું. આજે હવે મને ખાતરી થઇ. એમની એની આંખોજ કહી આપતી. જુઓની બાપાજીને આણંદમાં રોક્યા છતાં પોતે બિહારીલાલ સાથે વઢવાણ જઇ બેઠાં? બાપરે! બાપાજી છે ત્યાં સુધી ઠીક છે. બાપાજી ગયા એટલે થઇ રહ્યું. આ માણસમાં મારાથી રહેવાશે નહિ. જુતી ઉઠાવનાર બિહારી મને કંઇ કહે? હું તો એક લગારે આ ઘરમાં ન રહું' જરા થોભી વળી વિચાર

કરીને ‘ પણ સવિતા ! તું ક્યાં જાય ?’ દાદીના ઘર સિવાય તારે ક્યાં પગ મૂકવાનો છે ? કરસનદાસના ઘરમાં તારે માટે સઘળું છે, પરંતુ લોક રિવાજના વાંધાસાંધા કંઈ ઓછા બળવાન છે. લોક છુપાછુપ ચહાય તેવો અનર્થ કરે અને સૌ કોઇ જાણે છતાં કોઈ કંઇ બોલે નહિ. ઘર મેળે નાતજાતને અને ધર્મને સૌને ધક્કો મરાય ! ફૂલના ગર્ભ જેવી સુશીલ કન્યાઓ કસાઇને દેવાય છતાં કુળ અને ખાનદાની ન હોય તો સારા વરને ન દેવાય ? અરેરે ! આ શાં કારી સંસારી બંધનો ? પ્રાચીન આર્યોમાં તો આવું લગારે ન હતું. બસ લોક ચહાય તે કહે, મારૂં ગમે તે થાય પણ હું તો હંસરાજનેજ પરણીશ. અમારો સંબંધ બંધાય તેમાં કંઇ ખોટું નથી. લોક મને નિંદો કે નઠારી કહો. ‘ એક ઠેકાણે પરણવું અને બીજે ઠેકાણે મન રાખવું ’ એના જેવું મહા-પાતક બીજું એકકે નથી. કાયિક પાપ સારૂં પણ માનસિક પાપ બુરૂં. ’

સવિતાનું યૌવનને ઉછાળે ચઢેલું અને હલેતું મન આનંદથી ભરાઇ ગયું. તેણે મન સાથે ઠરાવ કર્યો અને તે નવી શેઠાણીના ઓર-ડામાંથી પેલી છબિ લઇને બહાર નીકળતાં બોલી કે ‘ બસ, હું તો હંસરાજ સાથેજ પરણવાની. એ અમારા કુટુંબના વળનો નથી તો શું થયું ? તે મારી નાતનો તો છેજ. સુશીલ ભણેલી ગણેલી અને ઉંચા સંસ્કારવાળી કહેવાતીઓના જેવો અનર્થ અધર્મ અને પાપ હું કરવાની નહિ. ’

ઓરડામાંથી નીકળતાં અને દિવાનખાનામાં દાખલ થતાંજ, ટોપી હાથમાં રાખી ઉપર આવતો હંસરાજ સંસારી આંખનો તારો તેની દૃષ્ટિએ પડયો. એકાંતમાં તેના મનમાં જે વિચાર થયા હતા અને આવેશમાં જેને માટે તેણે મોટેથી પણ કંઇક નિશ્ચયાત્મક ઉચ્ચારણ કર્યું હતું, તેને જોતાંજ કુળવાન કન્યા શરમાઈ ગઇ. તેનું મન લજ્જા પામ્યું. ‘ રખેને એમણે મારા શબ્દો સાંભળ્યા હોય ? ’ હંસરાજ સામું જોઇ એકવાર તેણે આંખ ફેરવી નાંખી, પણ પછી તેની સામું જોઈ વાળીના મોતીનો તિરસ્કાર કરે એવી દંતપક્તિ દેખાય એટલુંજ રમણીય સ્મિત કરી બોલી કે ‘ હજી તો હું પરવારી નથી. આ તો



સવિતા હંસરાજના હાથમાં છબી આપી બોલી:—
હું શું જાણું કે તે કોની છે.'

પૃષ્ઠ ૬૪ મું.

પિતાજીને સુવાનો ખંડ બરોબર બંધ કરેલો છે કે નહિ? તેજ માત્ર જોઈ આવી. હજી તો ત્રીજે માળ તપાસી આવવાનો છે અને મારાં કપડાં કાઢવાનાં પણ બાકી છે. કેટલો વખત થયો? હજી બે કલાક છેને?'

'હવે બે કલાક શાના? એક કલાક તો મેં પેપર વાંચ્યાં. તમે ઉતર્યા નહિ તેથી હું ઉપર આવ્યો હવે જલદી કરો.' સવિતાના હાથમાં છબિ જોઈ તે બોલ્યો કે 'એ કોની છબિ છે?'

સવિતા હસી. દિવાનખાના વચ્ચે હિંદોળા ઉપર બેસતાં છબિ હંસરાજના હાથમાં આપી બોલી કે 'હું શું જાણું કે કોની છે. મને તો પેલા ખંડમાંથી જડી. તમે જુઓ કોની છે, ઓળખો.'

હંસરાજને છબિ આપી 'તે શું કહે છે' એ જાણવા–સાંભળવાને આતુર તે હિંદોળા ઉપર બેઠી. હંસરાજ એક પગ ખાટ ઉપર મૂકી મંદગતિએ તેને હલાવતો હલાવતો એક પગ નીચે રાખી ધારીધારીને છબિ જોવા લાગ્યો. તે જોતાં તે વિચારમાં પડયો. તેના મનમાં તરેહવાર વિચાર આવ્યા. 'તે નવી શેઠાણીની છે.' એમ પ્રથમ તો તેના મને માન્યું નહિ. તે તેને વધારે વધારે બારીકાથી જોવા લાગ્યો. આડીઅવળી ફેરવી ફેરવી વળી વળીને તેણે જોઇ. વાંકી આંખે નિહાળી જોઇ અને એક દૃષ્ટિએ તેમાંની બેઉ પ્રતિમાઓના ચહેરા ઓળખવા આંખને અને સ્મરણશક્તિને શ્રમ આપ્યો. 'છબિ કોની છે' તે તે સમજ્યો, પરંતુ 'સવિતાને શું કહેવું' તે તેનાથી સમજાયું નહિ અને 'શો ઉત્તર આપવો' તેના વિચારમાં પડયો. 'સવિતાને મોઢે તેની અપરમાનું નામ દેવું કે કેમ?' તે એક મોટી ગુંચવણનો પ્રશ્ન થઈ પડયો. વળી છબિ સામું જોઈ તે વિચાર કરવા લાગ્યો. એટલામાં માળીની સ્ત્રી ઉપર આવી અને બોલી કે 'શહેરમાં હુલડ થયું છે.' હંસરાજના વિચારો સમેટાઇ ગયા. માલણ તરફ જોઇ તે બોલ્યો કે 'ક્યી બાજુએ થયું છે?'

સવિતા તરત હિંદોળા ઉપરથી ઉભી થઇ. તેના નાજુક પગ, પવને કંપાવેલી કેળની માફક થરથરવા લાગ્યા. પ્રેમના રંગીલા વિચારો તેના મનમાં જે આનંદ ઉછાળી રહ્યા હતા તે એકદમ શમી ગયા. 'અરેરે! હવે શું થશે? ક્યાં જઇશું અને શું કરીશું?' એવાતેના

વિચારથી તે બહુ આકળી થઇ ગઇ. હંસરાજ અને માળણ વચ્ચે થતી વાતચીતમાં તેણે એકદમ મોટેથી પ્રશ્ન કર્યો કે ' કયાં ? કયાં ? કયાં હુલડ થયું છે ? અહિં તો કંઈ નથીને ? '

' ના બાઇ ! અહિં કંઇ નથી. મુસલમાન લોકના લત્તામાં હુલડ થયું છે. સિપાઇઓ અને ઘોડેસ્વારો દોડતા તે તરફ જાય છે. '

' હાય હાય ! મારી દાદીના ઘર તરફ તો કંઇ નહિ હોયને ? અરેરે ! આપણાથી હવે અહિંથી કેવી રીતે ત્યાં જવાશે ?' સવિતાએ ગભરાટ બતાવ્યો.

' ચાલો હું એકલોજ પહેલાં વિકટોરિયા લઇને જોઈ આવું. ' હંસરાજે મુખે લોહી ચઢી આવતાં સવિતા તરફ જોયું.

' ના, હું તમને નહિ જવા દઉં, મને તમારી સાથે લઇ જાઓ. '

' એમ તે બને ? રસ્તામાં કંઇ તોફાન થાય તો શું કરીએ ? અહિં તમને કંઈ ભય નથી. મહાલક્ષ્મી સુધી તે કદી ફેલાય નહિ. તમે બંગલામાં નિરાંતે બેસો. હું તમારી દાદી અને મારી જી પાસે જઇ તરતજ અહિં પાછો આવું છું. જો બનશે તો તેમને પણ અહિં લેતો આવીશ. '

' પણ તેઓ આ વાત સાંભળીને ગભરાઇ ગયાં હશે ત્યારે ? ' સવિતાએ તેમને માટે કાળજી બતાવી. ' હાય હાય ! લોક અને સરકાર બેઉ અણસમજુ થયાં. કોને કહીએ ? લોક રજા માનતા નથી અને સરકારે સમજતી નથી, અજ્ઞાનો સમજવા—માનવાના નહિ. આ તો પાડાને ઓસડ પાવા જેવું થાય છે. '

' જેવું છે તેવું છે, અને હાલ તોફાન થાય છે તે આપણે નજરે જોઇએ છીએ. સવિતાગૌરી ! તમે કબુલ કરો. અહિં કંઇ ભય નથી. મને શહેરમાં જઇ આવવા દો. એક કલાકમાં તો હું પાછો આવીશ. '

' ના, બા ! એટલામાં તો મારો જીવ નીકળી જાય. આવડા મોટા બંગલામાં મને એકલીને ગમે કેમ ? '

' માળણને તમારી પાસે બેસાડો તો કેમ ? '

સવિતા હસી. તેના મનમાં પાછો પ્રેમ ઉછળ્યો. ' હંસરાજ !

મને શું કરવાને સતાવો છો ? મારાથી અહિં નહિ બેસાય. આવા નિર્દય ના થાઓ. હું એકલી અહિં શી રીતે રહી શકું ? હુલડખોરો આણી તરફ દોડી આવે તો ?'

'એમ ન થાય ! અહિં શું છે તે દોડી આવે ?'

'રહો, ત્યારે થોડીવાર બેસો અને પછી જાઓ. માળણનું મારે કંઇ કામ નથી. એના વરને બિચારાને મંદવાડ છે તેવે વખતે એને અહિં બેસાડવી એ ઠીક નહિ. હું એક કલાક તો આપણી ગેલેરીમાં કાઢી નાંખીશ, દરમિયાન મારતેઘોડે તમે જરૂર પાછા આવજો. તેમને બેઉને જરૂર અહિં લઈ આવજો.

'ભલે થોડીવાર રહીને જાઉં. હવે બરોબર સમજ્યાં. બંગલો અંદરથી બંધ કરીને બેસજો.' તે હિંદોળા ઉપર બેઠો. સવિતા લજવાતી લજવાતી બીજી તરફ બેઠી. થોડીવાર આડીઅવળી વાતો કરી. સવિતાનું મન શાંત થયું એટલે હંસરાજે કહ્યું કે 'કેમ હવે જાઉં ?'

'તમે બહુ ઉતાવળ કરો છો. વારૂ, પેલી છબિ જોઇ ?'

'એવી છબિઓ ના જોઇએ. એને નાંખી દો કિંવા બાળી મૂકો.'

'પણ હંસરાજ! આ શું ?! શું તમને આવો કદી પણ શક ગયો હતો ?' નવા યૌવનમાં આવતી કુમારિકાઓ પુરૂષ સાથે હમેશ પરોક્ષ પ્રસંગને આગળ ધરીનેજ પોતાના મનને ગમતી વાત કરે છે. સવિતાએ પણ પોતાની શરમ મૂકવાના યત્નમાં આ બાબત ધીરે રહીને ઉપાડી.

'એ બાબત ઉપર ચર્ચા કરવામાં સાર નથી. રતિસુંદરી ગુમ થવામાં એજ પ્રપંચનું પાનું હોય એવો મને કંઇક શક છે.'

'હાય હાય ! તેમનું ખાનગી બિચારી રતિના જોવામાં આવ્યું હતું અને 'તે કોઇને કહી દે' એવા વહેમથી તેમણે એ બિચારીનું કાસળ કાઢ્યું હોય, એ બનવા જોગ છે. હાય હાયરે બાપ ! નઠારાં માણસ શું ન કરે ?'

'પ્રેમઘેલું માણસ ચહાય તે કરે. એ વાતજ છેડશો માં. આ જગત નઠારૂં છે. રતિસુંદરીને નામે જે છોકરીને અમે કોર્ટમાં લઇ ગયા

તે કોણ હતી, તમે કંઇ જાણો છો ?'

'ના. હું તો શું થયું તે બિલકુલ જાણતીજ નથી.'

'નહિ જાણવામાંજ સાર છે.'

'પણ મને કહો.' સવિતાએ લાડતી હોય તેમ બહુ મોહક લટકપૂર્વક તેને આગ્રહ કર્યો. 'એ બાબત બહુ લાંબી અને પ્રપંચની જાળોથી ભરેલી છે. પ્રેમરાયે તે પ્રપંચ કેવી રીતે ગોઠવ્યો તે મારા સમજવામાં આવ્યું નથી, પણ તેણે અટપટું ભયંકર તરકટ ઉભું કરીનેજ કેસ રોળી વળાવ્યો.'

'તમને તમારાં શેઠાણીએ કપટનું કંઇ લહાણુ આપ્યું ?'

'હું તેમની સેવાજ બજાવું છું. મારે શું જોઇએ છીએ સવિતા.'

'પણ તમારે પરણવું છેને ?'

'મારી બા અમસ્તી ઉતાવળ કરે છે. મારે તો હમણાં પરણવુંજ નથી.' સવિતાના ચહેરા ઉપરનો રંગ બદલાયો.

'સારી ભણીગણી કન્યા શોધવી હશે ?'

'અલબત.' તે હસ્યો ને બોલ્યો કે 'પરણ્યા પછી ભણાતું નથી અને મારે તો હજી અભ્યાસ કરવો છે.'

'તેમાં પરણનારી આડે આવશે.' સવિતા બહુ ઉંડા ગંભીર ભાવથી ગાલમાં હસી. 'કેમ નહિ ?' હંસરાજ વાર્ત્તાલાપમાં થતા વિકારભાવ સમજી જવાથી વાત બંધ કરી તરત ઉભો થયો. 'કેમ, ઉતાવળ કરો છો હંસરાજ ! પરણવાની વાત તમને ન ગમતી હોય તો ન પરણશો. રહોને, જવાય છે.'

'ના, હવે ચાલો. બહુ વાર થઇ.' તે આગળ વધ્યો એટલે સવિતા થયેલી વાતથી કંઇક શરમાતી કંઇક ખુશી થતી અને કંઇક આનાકાની કરતી તેની પાછળ નીચે ઉતરી.



## પ્રકરણ ૧૦ મું.

### હુલડ અને હડતાળ.

મુંબાઇનો દેખાવ વસ્તી થોડીજ રહ્યા છતાં અશાંત અને તોફાની થઈ પડયો હતો. માણસો મરકીથી કાયર અને હાલહવાલ થઇ ગયા હતા. કોઈ કોઇનું કોઇ કંઇ સાંભળતુંજ ન હતું. ઘેરેઘેર અને આંગણે આંગણે શોક સંતાપના કાળા ઓળા પડી રહ્યા હતા. માણસોના મુખ ઉપરથી ઉત્સાહ સ્ફુર્તી ને તેજ ઉડી ગયાં હતાં. 'ક્ષણ પછી શું થશે' તે બ્રાહ્મણો પણ કહી શકતા ન હતા. કામધંધે ગયેલો માણસ ઘેર પાછો આવશે કે નહિ? તેની તેના કુટુંબીઓને ચિંતા થતી. રસ્તા વચ્ચેજ ગરીબ નિરાધાર લોક મરણ પામતા. મરકીના દરદીઓ શોધવા ફરનારાઓને બંધ કરેલી કોટડીઓમાંથી માણસનાં શબ મળી આવતાં. અફવાઓ ઉડવામાં બાકી રહી ન હતી. લોકોએ વહેમી વાતો કરવામાં કચાસ રાખી ન હતી. આકાશનાં વાદળ જે પ્રતિદિન જુદા જુદા રૂપમાં જણાય છે અને આનંદના દિવસોમાં આકાશ ઉપર કેવા બનાવ બને છે તે જોવાની કોઇ દરકારે રાખતું નથી તે મરકી અને દુકાળના ભયંકર વખતમાં—આકાશમાં બદલાયા કરતાં વાદળે લોકને એવા વહેમી બનાવી દીધા હતા કે, સાધારણ દેખાવને પણ તેઓ અપશકુન માનતા અને વહેમી વાતોને ચમત્કાર માની અચંબાથી સાંભળતા અને ફેલાવતા. એક જણે વાત કરી કે 'મેં પુનમને દિવસે સંધ્યાકાળે ચંદ્રોદય પહેલાં આકાશમાં એક પુરૂષાકૃતિ દીઠી. ત્રણ વખત તે જણાઇ અને ત્રણ વખત અદશ્ય થઈ. તેણે પોતાના હાથ પહોળા કરી છાતી તરફ વાળ્યા અને સૂચવ્યું કે 'હું સર્વનો સંહાર કરીશ.' બીજાએ વળી કહ્યું કે 'શિવની વીશી બેઠી છે તે લોકોનો ધાણ કાઢી નાંખશે. આવતે વર્ષે સાત ગ્રહનો યોગ આવે છે તેથી માણસનો સંહાર વળી જશે. સાત ગ્રહ એકઠા થયા ત્યારે પૂર્વે કૈરવ પાંડવ વચ્ચે મહાભારત યુદ્ધ થયું હતું, યુદ્ધ નથી ત્યારે મરકી થઇ છે ને જરૂર પ્રજા નાશ પામશે.' ભૂત અને અર્ધદેવ

કાળભૈરવ, ઘંટાકરણ, જોગણીઓ અને મેલી માતાઓ વગેરેની અનેક ચમત્કારી વાતો લોક કરતા હતા. આવી આવી વહેમી વાતોથી લોકનાં મન ઉદ્વિગ્ન થઇ ગયાં હતાં. મારામારી મરકીના દરદીઓની છુપાછુપ તથા દાક્તરો અને ઉપચારકો તરફ દ્વેષની નજરથી જોવું વગેરે સાધારણ થઇ પડયું હતું. એક પછી એક કોણ જાણે કેમ એવા વહેમીને ખરાબ બનાવ બની આવતા હતા કે, વહેમીને વધારે વહેમ આવે એમાં આશ્ચર્ય ન હતું. ધંધો રોજગાર છેક મંદ પડી ગયા હતા. મરકી શમી નહિ પરંતુ જોરમાં ચાલુજ ભોગ લેતી રહી, તેમાં અધુરામાં પુરો ઇલાકાના કેટલાક ભાગમાં દુકાળ પડ્યો. લોક ગામોગામ રખડતા થઇ ગયા. આ સઘળા એક પછી એક બની આવેલા મોટી પ્રજાકીય આપત્તિના બનાવોએ લોકને વહેમી બનાવ્યા. વળી મુંબાઇમાં કાયર થઇ ગયેલા લોકે હડતાળ પાડી.

હડતાળ બહુ ભારે હતી. કોઇ વસ્તુ કહિં મળી શકતી ન હતી. આપણા મિત્ર દુર્ગાપ્રસાદ અને મદનમોહનના સંગ્રહમાં બે ચાર અગત્યની વસ્તુઓ હડતાળ દરમિયાન ખૂટી ગઈ. દુર્ગાપ્રસાદ ઓફિસમાં ગયો ત્યારે વેણીલાલને તે લાવવાનું કહી ગયો. મદનમોહનને વિશ્વાસ હતો કે ‘ તે લઇનેજ આવશે. ’ બે વાગ્યાથી મકાન ઉપર મદનમોહન એકલો હતો તેથી ક્ષણેક્ષણ તે મુંબાઇની સ્થિતિ ઉપર વિચાર કરતો હતો. વેણીલાલની રાહ જોતાં સાડાચાર વાગ્યા. છજામાં જઇ રસ્તા તરફ નજર કરી પણ કોઇને આવતું દીઠું નહિ. દિવાનખાનામાં આવી ચોપડી લઇને આરામખુરસીમાં બેઠો. એકાદ બે પાનાં વાંચ્યાં નહિ વાંચ્યાં એટલામાં વેણીલાલ આવ્યો. તે આવતાંવાંત મદનમોહને પેલી વસ્તુઓ લાવ્યાનું પૂછ્યું, પરંતુ તેના હાથમાં કાગળના એક બીડા સિવાય બીજું કંઈજ ન હતું. ‘ ભાઈ ! કહિં કશું મળતું નથી. ’ વેણીલાલ બીજી ખુરસી ઉપર બેઠો અને હાથ લાંબો કરી બોલ્યો કે ‘ જોને ટપાલ લેવાને પણ તું નીચે ઉતર્યો નથી ? જો આ કાગળો દાદરબારીમાં પડયા હતા. ’ મદનમોહને તેના હાથમાંથી કાગળો લીધા. એક કાગળ મોટો અને ભારે હતો. વેણીલાલ પોતાનો કાગળ વાંચવા

લાગ્યો ત્યારે તેણે પણ પોતા ઉપરનો પેલો ભારે લખોટો ઉકેલી નીચે પ્રમાણે મનમાં વાંચ્યો.

'સરનામું બરોબર છે એટલે તમને આ પત્ર જરૂર પહોંચશેજ. નામ ઠામ લખવાની જરૂર નથી. આની સાથે જે સીલબંધ પડબીડિયું છે તે મારો આત્મા છે એમ જાણીને સાચવજો. તમારા ઉપર બીજું કંઈ લખવું અત્યારે જરૂરનું નથી. બસ આટલુંજ કે, ઇશ્વર મેળવશે તો મળીશું નહિ તો છેલ્લાજ રામ રામ.'

ચબરખી આમ તેમ ફેરવી જોઈ પણ લખનારનું કે કોના ઉપર લખેલી છે, કોઇનું નામ જણાયું નહિ. જમીન ઉપર પડેલું પડબીડિયું ઉપાડી તે જોયું તો તેની ઉપર પોતાનું સ્પષ્ટ સરનામું જોયું. છાપ જોઈ તો એક મુંબાઇની અને બીજી રેલવેની. કાગળ કયાંથી આવેલો છે, તે સમજાયું નહિ. ચીઠી સાથેનું સીલબંધ પડબીડિયું ઉથલાવી ઉથલાવીને ફરી તપાસ્યું પણ તે તો ચારે બાજુએ કોરુંજ હતું. મદનમોહન કંઈ પણ સમજી શકયો નહિ. આ પત્રથી તે ગુંચવાયો. વેણીલાલે પોતાનો પત્ર વાંચી રહીને પૂછયું કે 'મદન! તારી ઉપર કોનો કાગળ છે?'

'મારાથી તે સમજાતું નથી, લે જો આ રહ્યો.'

વેણીલાલે પેલી ચીઠી હાથમાં લઇ વાંચી અને કહ્યું કે 'આ કોણ હશે? સીલબંધ પડબીડિયું ફોડ અને તેમાં શું છે તે જો.'

'ના, એ આપણાથી ફોડાય નહિ. જેણે આપણી ઉપર વિશ્વાસ મૂકયો તે સંપૂર્ણ પાળવો જોઇએ.'

'અરે ભલા માણસ! આજ વિશ્વાસનો વખત નથી. કોઇ માણસે કંઇ કપટ ભરેલું કારસ્તાન કર્યું હશે તો?'

'ગમે તે હોય, પરંતુ હું તે તોડીશ નહિ. લખનારે મારી ઉપર મૂકેલો વિશ્વાસ મારૂં ગમે તે થાય તોપણ હું ભંગ થવા દઇશ નહિ. ભયંકર આળ મૂકયું હશે તોપણ હું ડરતો નથી. પરંતુ મને અચંબો એ ઉત્પન્ન થયો છે કે, આવું નામ ઠામ વગર બારોબાર લખનાર કોણ હશે? મારૂં કોઇ એવું અંગત સગું કે જાણીતું નથી, કે જે

મને આ પ્રમાણે લખે. હશે ગમે તે હો, હું સીલબંધ પડબીડિયાને મારા જીવની માફક સાચવી રાખીશ.'

'લાવ મને આપ. તું મિથ્યા હઠ ના કર. એમાં શું છે તે તો આપણે જાણવુંજ જોઇએ. દુર્ગાપ્રસાદ આવશે તે પણ મારા જેવોજ મત આપશે.'

'સીલબંધ પડબીડિયું તને કે કોઇને પણ હું આપીશ નહિ. એ ચીઠી અને સરનામા ઉપર તમારે જે તર્ક કરવા હોય તે સુખેથી કરો.'

સરનામાવાળો કાગળ લઇ તેની છાપ જોઇ વેણીલાલ બોલ્યો કે 'લે હું તને એટલી ખાતરી આપું છું કે, તે અમદાવાદ અને વડોદરા વચ્ચેના કોઇ સ્ટેશનેથી પોસ્ટ થયેલો છે. તે સ્ટેશન બીજું કોઈજ નહિ પણ આણંદ હશે, કે જ્યાં હાલ કવોરેન્ટાઇન નંખાયેલું છે. ગુજરાત જનારા માંદા લોકને આણંદમાં ઉતારી પાડવામાં આવે છે. બોલ તારૂં કોઈ જાણીતું માણસ હાલ દેશ તરફ ગયું છે?'

'મુમ્બાઈથી હજારો લોક હાલ દેશ જાય છે. મારા ઓળખીતા તો તેમાં ઘણાય હશે, પણ અંગત કોઈ નથી. મારી ઉપર આવો પત્ર લખી પોતાનું વસિયતનામું મને સોંપે એવું માણસ હું યાદ કરી જોઉં છું પરંતુ કોઇજ નથી.'

'આણંદથી કોઇ માણસે તારી ઉપરના વિશ્વાસને લીધે અગત્યનો લેખ મોકલેલો લાગે છે. અસ્તુ, રહેવા દે. એકાદ બે દિવસમાં બીજો પત્ર આવશે.'

'મારો એવોજ વિચાર છે.' મદનમોહન આમ કહી ઉભો થયો અને પેલી ચીઠી પડબીડિયું તથા લખોટો વગેરે પોતાની ખાનગી પેટીમાં સાચવીને મૂક્યાં. વેણીલાલ બીજા કામમાં પડ્યો અને મદનમોહન જો કે ચોપડી લઇને બેઠો, પરંતુ મનમાં પેલા પત્ર સંબંધી વિચાર થવો ચાલુજ રહ્યો. કોઇવાર મન એમ સમજાવતું હતું કે 'ચીઠીમાં લખનારે એમ પણ નથી લખ્યું કે તમે વાંચશો કે ફોડશો નહિ.' તેણે તો માત્ર જીવની માફક સાચવી રાખવાનું લખ્યું છે, ત્યારે શા માટે મારે તે ન ફોડવું?' વળી આની સામે પાછો એવો વિચાર આવતો કે '

મને વાંચવા જેવું હોત તો સીન્ન શું કરવા કરત ?' મદનમોહનના મનમાં રતિ તો નહિ હોય, એમ ક્યારનુંએ આવ્યું હતું પણ તે સંભવિત લાગતું ન હતું. અક્ષરના મરોડે અને પત્રમાંના વિશ્વાસે તેના મનને બધી સાક્ષી આપી હતી, પરંતુ આ વાત એટલી ગુંચવાડાવાળી હતી કે અનુમાન ચાલે નહિ. તેનું મન દોલાયમાન થઈ રહ્યું, એટલામાં દુર્ગાપ્રસાદ આવ્યો. તેણે બેઉ મિત્રોને જણાવ્યું કે ' આજે તો કાગળ આવ્યો છે અને છોકરાંને ત્યાં મૂકી એ પોતે અહિં આવવાનું લખે છે.?'

' ક્યારે આવે છે '

' ગુરુવારે મેલમાં આવીશ ' એમ લખ્યું છે. આપણે કાલે સવારે ગુરુવારે અને શુક્રવારે સામા જવું પડશે. મેં ઘણીવાર ના લખી પરંતુ તે લખે છે કે ' મરકીના વખતમાં તમે ત્યાં એકલા તેથી મને અહિં બિલકુલ ચેન પડતું નથી. હું તો બસ આવવાનીજ. '

' અલબત. એમનો જીવ બળેને. મુંબાઇની સ્થિતિ અત્યારે ખરેખર એવીજ છે. મારી પર પત્રો આવે છે પરંતુ અભ્યાસ મૂકીને કંઈ ચાલ્યા જવાય ? ' શા માટે નહિ ? ગૃહરાણીનો હુકમ નહિ માનો તો પસ્તાશો. બસ તેમણે લખ્યું કે આવો, એટલે જવુંજ. ' મદનમોહન વેણીલાલની ટકોર કરી બોલ્યો કે ' નહિ જાઓ તો તેઓ અહિં આવશે. '

' હજી એ બાળક છે. એની એટલી બધી હિમ્મત નહિ. આતો ત્રણ છોકરાંની મા થઈ એટલે મોટામાં ખપે ને આવી શકે. મંજુવહુથી ન અવાય. પણ વેણી ! તું પેલો સરસામાન લાવ્યો કે નહિ ?'

' ક્યાંથી લાવું ? કોઈ પણ ઠેકાણે કોઇ પણ દુકાન ઉઘાડી હોય તો લાવુંને ? મુંબાઇમાં આ નાકાથી પેલા નાકા લગી ફરી વળ્યો પણ કશું મળતું નથી. મારા એક ઓળખીતાને બમણો ભાવ આપવા જણાવ્યું અને સમજાવ્યો પણ તેણે કહ્યું કે મારો મહાજન દંડ કરે માટે હું આપી શકીશ નહિ. ' કોઇ ઠેકાણે મળતું નથી ત્યારે ચલાવી લેવું, બીજો શો ઉપાય ? '

' મદન ! જોયું. વેપારીઓમાં કેવો સંપ છે. આપણી જુની મહાજન સંસ્થાનું બળ કેવું ? હાલની સંસ્થાઓ—સભાઓમાં એવું બળ

છે ? આપણા લોકોની નાતો, જેની ઉપર અત્યારે વજ્રકુઠાર મારવામાં આવે છે તે પણ સાંસારિક વ્યવહારનું નિયમન કરનારી એક સંસ્થા છે. હાલ નાત, લડાઇની કૌંસિલ જેવી થઈ પડી છે. આગળ સમાજના કાયદાઓની અમલ બજવણી કરનાર હતી. નાતના માણસોએ અને ઘણા શેઠિયાઓએ તેની ઉપયોગિતાનો નાશ કર્યો છે, નહિ તો તે એક ઉપયોગી સંસ્થા છે. મહાજનથી જેમ કળાઓ, ધંધાઓ અને વેપારનું યથાસ્થિત નિયમન થાય છે તેમ નાતોથી આગળ ધંધાદારી સમાજનું નિયમન થતું. સર થોમ્સ મનરોએ ૧૮૧૩ માં લખ્યું હતું કે, The caste system preserved industries at a high pitch of excellence અને ખરેખર–હાલ પણ કેટલીક નાતોમાં એની મારફતે બહુ સારૂં કામકાજ થાય છે. કાયદાનો આશ્રય લીધા વગરજ મોટા મોટા વાંધાઓ વગર ખરચે પતાવાતા. સન્નિષ્ઠા હોય તો સંપ રહે અને સંપ હોય તોજ સમૂહ બળવાળી સંસ્થા ચાલે. વેપારીઓમાં જ્યાં લગી સંપ છે ત્યાં લગી આવાં મહાજન ચાલે છે. પાદશાહી વખતમાં મહાજનનો અવાજ રાજદ્વારી બાબતોમાં બહુ અગત્યનો ગણાતો.'

'મહાજનનો બંધ હવે ક્યાં લગી રહેવાનો છે ? કાલે દુકાનો ઉઘડી જશે. મારાં ભાભી આવશે તોય આવી હડતાળ ચાલુ રહેશે ?' વેણીલાલ હસ્યો. 'હડતાલ ચાલુ રહે તો આપણે એકલા છીએ ત્યાં લગી તો જાણે અહિં પડી રહ્યા છીએ પણ એના આવ્યા પછી પડી રહેવાશે નહિ. મને વિચાર થાય છે કે, કાલે સવારે આપણે દાદર અને માટુંગા તરફ જઇએ અને કહિં ખેતરમાં ઝુંપડાં નાંખવાની ગોઠવણ કરીએ.'

વેણીલાલ–ઝુંપડાંમાં પણ ક્યાં જંપ છે ? તોફાનીઓએ પરમ દહાડે આખી છાવણી બાળી મૂકી હતી. ગરીબ બિચારા લોકને સરસામાન ગુમાવી તાબડતોબ શહેરમાં પાછા જવું પડ્યું હતું.

'ગમે તે દુઃખ પડે' મદન બોલ્યો 'પણ છાવણી નંખાવો. યાં રહેવા જવું ઠીક છે. ઝુંપડાં જેવી સલામત જગા મરકીને માટે બીજી એકકે નથી. આપણે બે જણ કાલ સવારે સ્ટેશનપર જઇશું.

જો મિસિસ દુર્ગાપ્રસાદ નહિ આવ્યાં હોય તો બારોબાર જગા જોવા જઈશું. એ ગોઠવણ કરવી ઠીક છે. અહિં આપણાથી રહેવાય છે પણ એમનાથી સોબત વગર રહેવાશે નહિ. ઝુંપડામાં બૈરાં છોકરાં સૌ હોય તેથી ત્યાં ગમશે. આપણને શી હરકત છે ? મુંબાઇમાં તમે પગ ઘસતા ઓફિસમાં જાઓ છો ત્યારે ત્યાંથી ટ્રેનમાં જવાનું મળશે. તમારા પગની પનોતી ઉતરશે. જોઇતો સરસામાન હું લાવી આપીશ પછી શું છે ?'

'એમ કર્યા વગર છુટકોજ નથી.' દુર્ગાપ્રસાદે ઉત્તર આપ્યો.

'આર્યોની અસલી ભરવાડ જેવી સ્થિતિનો પણ મુંબાઇગરાઓને અનુભવ લેવાનો કાળ આવ્યો છે.' વેણીલાલ હસતો હસતો ખુરસીમાંથી ઉઠ્યો; એટલામાં 'માર ડાલો સાલેકું' એવી રસ્તાપર બૂમ ને ધાંધલ થતી સાંભળી તેઓ દિવાનખાનામાંથી ઉઠી રમખાણ જોવા છજામાં ગયા.

---

## પ્રકરણ ૧૧ મું.



## દુર્ગા ને પ્રેમરાય.

દુર્ગાને ત્રણ ગાંઠો નીકળી, ભયંકર ને જીવલેણ મરકી થઇ પરંતુ દુખિયારીનું મરણ થયું નહિ. ત્રણ ચાર દિવસ સુધી ઇસ્પિતાલમાં અઘોર રહી પરંતુ આખરે જ્યારે ગાંઠ કાપી નાંખવામાં આવી ત્યારે તાવ હઠ્યો ને દાક્તરને તેના જીવનની આશા પડી. એક ઇંગ્રેજ નર્સે પોતાની બહેનની માફક ચાકરી કરી, તેને આશ્વાસન આપ્યા કર્યું અને આખરે સમુળગો તાવ ઉતરી ગયો. દુર્ગાને મરકી મટી. માત્ર તેની તબિયત નબળી પડી ગઈ. કાપેલી ગાંઠો ઉપર મલમપટાનું કામ ચાલુ રહ્યું તેને લીધે તે ઇસ્પિતાલમાંથી છૂટી શકી નહિ. તાવ ઉતરી ગયા પછી તેનામાં સહેજ હોંશિયારી આવી. હવે કંઇ કંઇ તેને ચિંતા થવા લાગી. પરંતુ પેલી નર્સ તેને જખમ રુઝાઇ જઈ શાંતિ વળે એવું થતા સુધી ખુશ રહેવાને સૂચવતી. એક વાર સવારે જ્યારે

દુર્ગા ખાટલા ઉપર બેઠી હતી ત્યારે તેણે મુગટલાલને જોયો. તેને બોલાવીને પૂછતાં જણાયું કે તે દાદર માટુંગા તરફ બદલીએ ગયો છે તેથી મળ્યો ન હતો. દુર્ગાએ તેને જણાવ્યું કે ‘ મહેરબાની કરી મને હું સરનામું આપું તે માણસ પર કાગળ લખી અથવા કહાવી મોકલાવી મુલાકાત કરાવી આપો તો સારૂં.’ મુગટલાલે તેમ કરવા કબુલ કર્યું.

પ્રેમરાય ઉપર ‘ દુર્ગા બોલાવે છે ’ એવો પત્ર આવ્યો ત્યારે તેની બાઈડીને ચિંતા થઈ. તે મનમાં બોલી કે ‘ રાંડ મુએલી ઉગરી. હાય ! હાય ! આ સઘળું એ લઇ જવાની ? ઓ બાપ ! રાંડને ત્રણ ત્રણ ગાંઠો થઇ કુંવારી છોકરી ગુમ થઇ તથા લાડકોડ પુરા કરનાર ધણી મરી ગયો, તોયે એને રાંડને મરણ આવ્યું નહિ. એનું કાળજુ તો વજ્રનું ! જો એકાદ બે દિવસમાં અહિં આવી તો સઘળું લઇને દેશ જતી રહેશે. ઉતાવળ અને ક્રોધનું કામ નથી. હું પણ ખરી કે એને સ્વધામ પહોં-ચાડી દઉં. મરકીએ છોડી પણ હું એને નહિ છોડું, રાંડ દુબળી થઈ ગયેલી ડાકણને મરતાં શી વાર. આમને કહીને એને અત્રે બોલાવી લેવડાવું. બે દિવસ દુઃખ પડે તો ખેર પણ એવી ચાકરી કરૂં કે લટુ થઈ જાય. પછી જોઉં છું. ટાઢે પાણીએ એવી ખસ કાઢું કે તરત રામ રમી જાય. આજેજ એ જાય આમ અને હું જાઉં તેમ. પેલી એનકારને મળીને એક પડીકી લઇં આવું. દૂધમાં ઉકાળી સાકર નાંખીને એવા હાલથી પાઇ દઉં કે, બે કલાકમાંજ સાફ થઇ જાય, આમ તેમ હાથ માર્યા વગર કંઈ દહાડો વળે છે કે ? નીતિ અને સદ્‌ગુણના પગ ઝાલીને બેસી રહીએ તો ભૂખે મરીએ, લોકમાં કહે-વત છે તે ખોટી નથી કે ‘ આમતેમ હાથ પડયા વગર પૈસો થતો નથી ’ ગુણસાગરની સંપત્તિ ઉપર હાથ નાંખવાનો આ વખત છે. આપણે કયારે ઇચ્છતાં હતાં કે ‘ તેનું આપણને મળે.’ ગુણસાગર મરી ગયો, છોકરી રાંડ મોટી મૈયર કરેલી તે લાગ મળતાં નીકળી ગઈ અને આ બાઈ રાંડ નિર્ભાગી માંદી પડી તોય જમને લાત મારી ચોકામાંથી બેઠી થઇ. મારે માટે દૈવે એને રાખી. દુર્ગા મરી ગઇ હોત ત્યારે તો બધું પચત પણ આ તો રાંડ મરકીના મોંમાંથી નીકળી

આવી. હવે મારા જતરડામાંથી ક્યાં નીકળી જવાની છે ? આ વાત ત્રીજે કાન જવા દેવી નહિ. ઘરનું માણુંસ પોચું છે માટે આપણું કામ આપણે પોતેજ કરવું. બીજાનો વિચાર લેવા જઇએ તો ચીકણું થાય. વાત પાર પડયા પછી જ્યારે વખત આવશે ત્યારે કહીશું અને નહિ કહીએ તોપણુ ચાલશે. ઘરના માણુસને શું કહેવું હતું. બસ, એજ વિચાર ઠીક છે.' પ્રેમરાયને સંબોધી તે બોલી કે મિત્રની બાઇડી સગા ભાઇ જેવા મિત્રની સ્ત્રીને ઇસ્પિતાલમાં પડી રહેવા દેવાય ? બસ અબીને અબી જાઓ. ગમે તેમ કરીને આપણે ઘેર તેડી લાવો. અડોસીપડોસીમાં સારૂં દેખાશે.' પછી પ્રેમરાય તેને તેડવા ગયો. મહાકોર કે જેની આંખો, દુર્ગાનાં ઘરેણાંના તાછને લીધે ચમકી ગયેલી હતી તે આ પ્રમાણે મનસુબો કરી પોતાની સખીને ત્યાં દુર્ગાનું મહા ઔષધ લેવા ગઈ.

આણી તરફ પ્રેમરાય દુર્ગાને જઇ મળ્યો. તેને ઘણા સ્નેહથી પોતાને ઘેર તેડી જવાની પોતાની ઇચ્છા બતાવી. એકાદ બે દિવસમાં દુર્ગાથી તેમ થાય એવું ન હતું, કારણુ કે, હજી ઇસ્પિતાલમાંથી તેને રજા-મળે તેવું ન હતું. પ્રેમરાય તેની પાસે બેઠો અને ખૂબ ખરખરો કર્યો. બેઉ જણે કેટલીક વાર સુધી દુઃખની વાતો કરી. રતિની વાત નીકળતાં પ્રેમરાયે દિલગીરી બતાવી જણાવ્યું કે 'આગલી રાતે તે ભૂલી પડી ગઇ હતી પરંતુ પાછળથી પત્તો મળ્યો હતો. જાણ્યામાં તે તમારા શેઠની સાથે ગયેલી છે.' ખોટી વાત કહેતાં તેના હૃદયે તો કાળજામાં ડંખ દીધો, પરંતુ તેમ કહ્યા વગર ચાલે એમ ન હતું. ગુણુસાગરના મરણુ માટે અત્યંત શોક બતાવી તેણે વળી કહ્યું કે 'તમારૂં ઘર મેં ખાલી કરી નાંખ્યું છે. સરસામાન મારા ઘરમાં જો કે પગ મૂકવાની જગા ન હતી તેમ છતાં લાવી નાંખ્યો છે. હવે તમારી તબિયત સારી થઇ જાય તો દુખિયાં દુખિયાં પણુ તમે છોકરીને બોલાવી અહિં રહો તો સારૂં. તમારા દિયર જેઠમાંથી કોઇનો કાગળ આવ્યો નથી. તેમને મેં ગુણુસાગરના મરણુની ખબર આપી હતી પણુ જાણો છોની, કોણુ કોનું સગું છે ? આપત્તિ વેળાએ પોતાને

મદદ કરે નહિ તે સગું શાનું ? આપણા લોકમાં જ્યાં અને ત્યાં ઘર-કજિયા તો ખરાજ. હશે, તમારે એ બાબત મનમાં લાવવી નહિ. જ્યાં સુધી હું છું ત્યાં સુધી તમારે કશી ચિંતા રાખવી નહિ. ગુણસાગરે મારી બહુ રાખી છે.' આમ બોલતાં તેણે પોતાની આંખ ભિંજાવી. દુર્ગા શોકમાં બુડી ગઈ. ભોળી બિચારી દુર્ગા શું જાણે કે નિષ્ઠુર હૃદયનો માણસ આમ મુખનોજ મીઠો છે. મુખથી ખાંડ પીરસનારા માણસોનાં હૃદય પુરૂષોથી નથી ઓળખાતાં તો બિચારી અબળાનાં શાં ગજાં કે તેનું હૃદય વાંચે. તે તો સમજી કે કંઈ કારણથી તરત ન આવી શકયા. તોપણ પ્રેમરાય મારા દુઃખના ખરેખર લાગણીવાળા ભાગિયા છે. મને દિલાસો આપનાર એજ છે. ઉપકાર કરનાર અને સદ્‌ભાવ ભર્યાં વચન કહેનાર પણ આવે વખતે બીજું કોણ છે ? પ્રેમરાયનાં હેતાળ વચનથી તેણે સંતોષ લીધો; પણ પોતાને અશરણ બનાવનાર વૈધવ્યને માટે તેનાં નેત્ર ભરાઇ આવ્યાં.

'તમે દિલગીર ન થાઓ. તમને કોઇ રીતે દુઃખ પડનાર નથી. તમારો શોકાતુર ચહેરો જોઇ મને ધીરજ રહેતી નથી અને જો ખરૂં કહું તો આટલા માટેજ હું તમને મળવા આવ્યો ન હતો.' પ્રેમરાય તેના હૃદયને જીતી લેવા બોલ્યો કે 'હોય, બધો વખત માણસનો સરખો જતો નથી. તડકો છાંયડો તો આવ્યા કરે. મનમાં માઠું લગાડવું નહિ અને માથે પડ્યું તે સહી રહેવું. મરી ગયાની પાછળ કંઇ મરી જવાય છે ? જુવાન પ્રૌઢ છોકરાને પણ માબાપ વિસારે છે, અરે કાળ સૌને વિસરાવરાવે છે. માણસના મનમાં એક સરખો શોકજ રહેતો હોય તો જીવન ટકે નહિ.'

'ખરેખર મારૂં જીવન પણ ટકનાર નથી. પ્રેમરાયભાઇ ! એમના વગર જળવિછોઇ માછલી જેવી હું જીવી શકનાર નથી. મરકીએ મને નિર્ભાગીને છોડી પણ રંડાપો મને વહેરી વહેરીને રિબાવી મારશે. હું છ મહીના થતા પહેલાં મરી જઇશ. રતિનાં લગન થઈ જાય તો બસ. એટલુંજ હવે હું જીવિતનું ફળ સમજું છું. તે થઇ જાય એટલે મારે આ જગતમાં રહેવાનું કંઇ કારણ નથી. એમની સાથે મારો તો

શ્મશાનમાંજ વાસ થવો જોઇતો હતો. મરકી મને છાંડી ગઇ તે વધારે કષ્ટને માટે તો નહિ હોય ?' દુર્ગા શોક સાગરમાં બૂડી ગઈ. તેનું સુકાઇ ગયેલું મુખ શોકના જુસ્સા ભર્યા રૂધિરથી લાલ થઈ ગયું. કપાળ ઉપર પરસેવો આવ્યો. પ્રેમરાયે તેને આશ્વાસન આપ્યું અને જેમ બને તેમ જલદી પોતાને ઘેર લઇ જવાની તજવીજ કરવા જણાવ્યું.

દુર્ગાને સરૂ લગાડી પ્રેમરાય પોતાને ઘેર આવ્યો. તેની સ્ત્રી તો દુર્ગાની રાહ જોઇને બેઠી હતી, કારણ કે, તે પોતાની તૈયારી કરી આવી હતી. 'બે દિવસ પછી આવનાર છે.' એવું સાંભળી તે વધારે ખુશ થઈ, કારણ કે, ધારેલું કામ કરવાને જોઇએ તેટલો વખત મળે તો સારી રીતે કામ થઇ શકે.



## પ્રકરણ ૧૨ મું.

### ભયંકર વિચિત્ર રાત્રી.

રામજીશેઠ આણંદની ઇસ્પિતાલમાં મરણ પામ્યા. નવી શેઠાણી વઢવાણથી એ ખબર મળતાંજ બિહારીલાલને લઇ મુંબાઇ પાછાં આવ્યાં. અહિં સવિતા હંસરાજ અને દેવકાંબાઈ વગેરે હતાં, તે વાચક જાણે છે. શેઠાણીએ મુંબાઈ આવી ઘણો શોક કર્યો. જેમ થવું જોઇએ તેમ શેઠનું ઉત્તરકાર્ય કરવામાં આવ્યું. સવિતાની દાદીએ રામજીશેઠના મુઆના સમાચાર આવતાંજ દુકાનના મુખ્ય માણસને બોલાવી બધી મિલકતના ચોપડા સવિતાને નામે પોતાને ઘેર મંગાવી લીધા. શેઠાણીએ જ્યારે તેમને બોલાવીને પૂછ્યું ત્યારેજ તેમણે તે બાબત તેને જણાવી. શેઠાણીને તેણે વધારામાં કહ્યું કે 'કોઇએ કાચા અક્ષરે લખેલો અને શેઠની સહીવાળો એક પત્ર આણંદથી દુકાન ઉપર આવેલો છે, તેમાં લખ્યું છે કે 'મરતી વખતે મારી મિલકતની મેં વ્યવસ્થા કરી છે, અને તે વિલ અમુક માણસને સ્વાધીન કરેલું છે. તે મુંબાઈ આવશે ત્યારે સઘળો બંદોબસ્ત થશે. દરમિયાન તમે કોઇને કશું નહિ બતાવતાં જેમ ચાલે છે તેમ સઘળો વ્યવહાર યથાસ્થિત ચલાવે જજો.

હું અને નરોત્તમશેઠ પેઢીનું કામ ચલાવીએ છીએ. મારી ખાનગી મિલકતની ખટપટમાં મારે પેઢીને નાંખવી નથી.' વળી પેઢીની ફાઇલમાં શેઠનો પત્ર મહેતાએ રાખ્યો છે. તેમના હાથનું વિલ જ્યાં સુધી અમારા હાથમાં આવે નહિ ત્યાં સુધી અમારાથી કંઈ થાય નહિ. વિલમાં શેઠે ટ્રસ્ટી નીમ્યા હોય તો તેઓ અમારી પાસેથી હિસાબ માગે માટે અમે તો તમને પણ જોઇતાં નાણાં આપીશું.'

સવિતાની નાનીનાં આ વચન સાંભળી શેઠાણીને નખશિખ ધુનધુન લાગી ગઇ. ચોપડાઓ સવિતાની માને આપવાની ભૂલ માટે મહેતા મુસદ્દીને તેણે ધમકાવી કાઢ્યા. અલબત, એ ભૂલને માટે તેઓ પણ પસ્તાયા, કારણ કે, તેમને ચોપડા આપવાનો કંઇ અખત્યાર ન હતો. નરોત્તમદાસ ઝુંપડાંમાં રહેવા ગયેલા તે દરમિયાન આ ભૂલ થઈ હતી. આ સુરતી ડોસો કોઇને જમી જવા દે એવો ન હતો. માણેક શેઠાણીને તેણે નગીનની સાથે કહેડાવ્યું હતું કે 'હમણાં તમારે આકળાં થવું નહિ. જે કંઈ થશે તે મારે હાથે થશે અને હું મને જેમ યોગ્ય લાગશે તેમજ કરીશ. ખાનગી મિલકત માટે મરનારે કંઈ વ્યવસ્થા કરેલી કહેવાય છે તે જણાશે ત્યારે સૌ થઇ રહેશે.' સવિતાની દાદી જ્યારે શોક કરવાને આવી ત્યારે તેની આગળ માણેકવહુએ પોતાનો ક્રોધ દર્શાવ્યો.

સવિતાની દાદી નવી શેઠાણીથી ડરી જાય તેવી ન હતી પણ નવીના શબ્દો શાંત મને સાંભળી તેણે ધીરેથી જવાબ આપ્યો કે 'તમે ઘરધણિયાણી છો તે ઠીક છે, પરંતુ રામજીશેઠની મિલકતની માલીક તો સવિતા છે. એ આપશે તે તમારાથી ખવાશે સમજ્યાં. તમારાથી આમાં કોડીનું ખરચ થાય તેમ નથી. હવે તમે સવિતાને પૂછીને વાત કરશો તોજ આ બંગલામાં પણ રહેવાશે, નહિ તો પેટ ભર્યાના પણ સાંસા પડશે. મારે ત્યાં ચોપડા છે અને અત્યારેજ છોકરીને પણ મારે ત્યાં લઈ જાઉં છું. તમારાથી થાય તે કરી લેજો.' નવીનું કાળજુ બેસી જાય એવાં વચન કહી તે મોટેથી બોલી કે 'સવિતા તૈયાર થા બેટા! ચાલ, મારી સાથે અહિં તારાથી હવે રહેવાય નહિ. આ

બાળક છોકરીનું હું ન હોઉં તો તમે શું પાલન કરો ?' ડોસી રાતી-પીળી થઈ ગઈ. તેનો વિકરાળ ચહેરો જોઇ નવી શેઠાણી—વિધવા બિચારી ડરી ગઇ, એટલામાં હંસરાજની મા આવી તેણે કહ્યું કે, 'વજીબાઈ ! આમ આકળાં શું થઈ જાઓ છો ? જે છે તે સર્વ સવિતાનુંજ છે. સવિતા સિવાય એને કોની સામે જોવાનું છે ? એ તો ઘેલી છે. તમે કરશો તેજ થશે '

'ચાલો, તમારે અમારી વાતમાં માથું મારવું નહિ. તમારે ને રામજીશેઠને હવે શું લાગે વળગે ? ને ભલો માણસ કે જુના ભાગિયાનું આટલું રાખતો. તમારી દાનત પણ હું સમજું છું. તમે જાણો છો કે મારા છોકરાને મિલકત મળે.

સવિતાએ કહ્યું કે, ' નાની એમને શું છે ? આમ શું કરે છે ? શાંત થા. તારાથી કે નવી માથી કોઈથી કંઇજ થવાનું નથી. નરોત્તમદાસ કાકા જે કરશે તે થવાનું છે. એમને ને તારે બેઉને એ કહેશે તેમ કર્યાં વગર ચાલવાનું પણ નથી.' ડોસી પછી નરમ પડીને બોલી કે 'મને ક્રોધ ઉત્પન્ન થાય એવું કોઈએ કહેવું નહિ. નવીએ વગર કારણે વાત ઉકેરી ત્યારે મારે આટલું બોલવું પડ્યું. મારે એના ચોપડા પણ શું કરવા છે ? મારૂં છે તેજ મારે વધારે છેને ? સવિતા સિવાય મારે કોને આપવાનું છે ? પરંતુ આ તો આનાં વચને મને ક્રોધ ચઢાવ્યો. હશે, ચાલ બેટા ! મારી આગળ થા. તારે અહિં રહેવાનું નથી.'

નવી શેઠાણી બોલ્યાં કે ભલે લઇ જાઓ. જો અહિંથી જાય તો પછી આ બંગલાનાં પગથિયાં ઉપર ચઢવા દેઉ નહિ.'

સવિતાની દાદી લાલચોળ થઇ ગઇ. તે એકદમ કઠોર વચન કહી સવિતાને લઇ નીચે ઉતરી. સવિતા સમજતી હતી કે નવી કરતાં દાદીની મરજી રાખવાની વધારે જરૂર છે, પરંતુ તેનું લોહચુંબક અહિં હતું, તેથી બોલી કે ' નાની ! તમે જાઓ. મને અત્યારે ને અત્યારે ના લઇ જાઓ. એકદમ તોડી નાંખવામાં સાર નથી.'

' તું એ બાબત સમજે નહિ બેટા ! માટે ચાલ.' આમ કહી ડોસી પોતાની ગાડીમાં બેઠી. હંસરાજની મા ગાડી આગળ આવી.

તેણે ડોસીની ગાડીનું બારણું ઉઘાડી અંદર દાખલ થઇ તેને વળી સમજાવી કે ' વજીબાઇ! શેઠની ચેહ બળે છે અને તમે આમ કરો તે ઠીક નહિ. તમે અત્યારે જાઓ. આવતી કાલે સવિતા તમને મળવા આવશે. તમે ઘરડાં છો, બધું સમજો છો માટે કહું છું કે મારો બોલ રાખો. ' સવિતા તેની દાદીને નમી પડી અને ડોસી તેમના બે જણના સમજાવ્યાથી સમજીને ચાલી ગઈ.

સવિતા ઉપર આવી ત્યારે નવી રોતી હતી. તેને પણ ઘણું લાગી આવ્યું હતું. ' આ વખતે તેને બોલાવવી ઠીક નથી. ' એમ વિચારી સૌ પોતપોતાના કામમાં પડ્યાં. કેટલીક વાર શોક કરી નવી શાંત પડી, એટલામાં જમવાનો વખત થવાથી હંસરાજની માએ તથા સવિતાએ તેને નમી પડી જમવા ઉઠાડી. અલબત આ બનાવ એવો હતો કે નવીને ખોટું લાગે. તે શોકાતુર થઈ ગઇ. ભવિષ્યમાં પોતાનું શું થશે, તેના વિચારમાં તે ગરક થઇ ગઈ. જમી રહ્યા પછી કેટલીક વાર સુધી સૌ તેની પાસે બેઠાં. મોડી રાતે હંસરાજ તેના ઓરડામાં સુવા ગયો. વજીબાઇ આવીને દમ ભરાવી ગયાં તેથી બંગલામાં સર્વત્ર કરૂણારસ વ્યાપી રહ્યો હતો. ચાકરનફર દિલગીર થઇ ગયા હતા. સૌ સૌના સ્થાનમાં ' ભવિષ્યમાં શું થશે ' તેનો વિચાર કરતાં નિદ્રાને આમંત્રતાં હતાં.

હંસરાજની માએ છોકરાં સૂઇ ગયા પછી થોડી વાર નવીને દિલાસો મળે એવી રીતે સમજાવી. પરંતુ પછી તે પણ પથારીમાં પડતાંવાંત ઉંઘી ગઈ. નવીને નિદ્રા આવી નહિ. તેને પોતાની આગલી અને વર્તમાન સ્થિતિ ઉપર વિચાર આવવા માંડ્યા. વળી તેને પોતાનાં કર્મનો પણ પશ્ચાત્તાપ થવા માંડયો. સમજુ માણસનું મન આખરે પોતે કરેલા કર્મ માટે પશ્ચાત્તાપ પામેજ છે. નવીને આવી રીતે પશ્ચાત્તાપ થવા માંડયો. ' રતિસુંદરીનું મેં શું કરાવ્યું ' એવો વિચાર આવતાંજ તેના શરીર ઉપર ઝણઝણી થઈ આવી. ગુણસાગરનો પડછાયો જણાયો. ' આ રતિસુંદરીના બાપને હવે શો જવાબ આપીશ ? ' એવા વિચારની મુશ્કેલીથી તે જાગતી જેવી ઉંઘની સ્થિતિમાં ભયભીત

થઇ ગઈ. તેની છાતી જોરથી ધબકવા લાગી, શ્વાસ મોટેથી ચાલવા માંડયો અને જેમ જેમ પાપી કર્મોના વિચારો વધતા ગયા તેમ તેમ ગુણસાગરને તે વધારે અને વધારે સ્પષ્ટ રૂપે જોવા લાગ્યા. દૃષ્ટિમર્યાદા ઉપર રહેલું તેનું છાયા કલેવર પાસે પાસે આવતું જણાયું. આખરે તેના કાનમાં મનુષ્યેતર વાણીના જાણે આઘાત થવા લાગ્યા. આંખો કાઢી તે જાણે કહેવા લાગ્યો કે 'તમારા કર્મનાં ફળ તમારે ભોગવવાં જ પડશે. બિહારીલાલ સાથે કરેલું પતિદ્રોહનું પાપ છુપાવવાને તમે એક નિર્દોષ છોકરીને તેનાં દુઃખી માબાપની પાંખમાંથી કવેળાએ દૂર કરાવી. પરંતુ યાદ રાખજો કે, તમારા કર્મ સર્વ વ્યાપી શ્રીહરિથી ગુપ્ત રહેલાં નથી. ચિત્રરથના ચોપડામાં તમારાં પાપપુણ્યનો જમે ઉધાર થઇ ગયો છે. તમારે એના દિવ્ય સિંહાસન આગળ ઉભાં રહી આ જીવનમાં કરેલાં કર્મોના ચોખ્ખા જવાબ આપવા પડશે. એ છોકરીએ તમારૂં કશું બગાડયું ન હતું. નિદ્રા નહિ આવવાથી તે દિવાનખાનામાં આવી અને તમને પાપીના પડખામાં બેઠેલાં જોયાં, એમાં એનો બિચારીનો શો દોષ ? તમારૂં પાપ એ ફોડી દે, એવા ભયથી તમે એને દૂર કરાવી. ધાવતી વાછડીને બળથી વછોડી દૂર લઇ ગયાં તેથી તમારૂં દુષ્ટ કર્મ છાનું રહ્યું ? અને કોનાથી ? મનુષ્યથી ગુપ્ત રહ્યું તેથી શું ! ઇશ્વરથી છાનું રહ્યું ? નઠારી વાસના માણસોથી પણ છુપી રહેતી નથી તો ઇશ્વરથી કદી પણ છાની રહી શકે ? કદી નહિ. તમે જોજો કે તમારા કેવા હાલ થાય છે.'

સ્વપ્નમાં પણ ગુણસાગરના સાદને તેણે ઓળખ્યો. તેને પોતાની સામે ઉભો રહી દીકરી માગતો સાંભળ્યો. પોતાના મુખ સામે પોતાને ફિટકાર આપતો દીઠો. તેના મન ઉપર કુકર્મનો ભાર બહુ ભારે થઈ આવ્યો. ગળું શ્લેષ્મથી ભરાઇ આવ્યું. ઉંઘેલા મુખ ઉપર જાગતાની માફક પશ્ચાત્તાપનો પડદો ફરી વળ્યો અને ગદગદ થઇ ગયેલા કંઠથી રૂદનનો અવાજ નીકળી શકયો નહિ. ઉંઘમાં રૂદન થયું નહિ અને શોકાક્રાંત કંઠથી તેનો શ્વાસ રૂંધાઇ જતાં ઓચિંતી આંખ ઉઘડી ગઇ. નવી ખરેખરી જાગી. તેણે પોતાના શરીર ઉપર ચુંટી દઇ જોઇ

ખાતરી કરી. આમ તેમ જોયું પણ કંઈ દીઠું નહિ.

ઝાંખો ઝાંખો દીવો બળતો હતો, હૉલમાં ઝીણીઝીણી મચ્છરની પાંખ વાગતી હતી, કલમદાનમાંથી ધીરો ધીરો દરિયાના ઘુઘવાટ સાથે શીળો પવન આવતો હતો, શયનગૃહની જોડેના રસોડામાં ઉંદરની દોડાદોડ અને ચુંચું કાર થઇ રહ્યા હતા તથા મહિં મહિંથી કોઇ વાસણ પડવાથી ધબાકા ને ધાતુના રણકાર પણ થતા હતા. સર્વત્ર રાત્રિની ભયંકરતા ફેલાઇ રહી હતી. પોતાની પાસે પથારીમાં હંસરાજની મા સુતી હતી, પથારી પાસે મૂકેલા ચાંદીના કળશમાંથી પાણી લઈ તેણે જરા પીધું પણ મન શાંત થયું નહિ. ચારે તરફ તેને જાણે ભય જણાવા માંડયો. પોતાના ઓરડામાં તે કોઇને દેખતી ન હતી તેમ છતાં તેને જાણે કોઈ માણુસ પોતાની આગળ પાછળ ફરતું હોય એવું લાગ્યા કરતું હતું. આંખો મીચી ફરીને તે સુતી; પણ સુતાં તથા આંખ મીચતાંવાંત પાછું ગુણસાગરનું કલેવર રતિસુંદરીની માગણી કરતું તેની દૃષ્ટિએ પડયું. નવી જાગતીજ હતી. તેણે આંખ ઉઘાડી પણ ઓચિંતી આંખ ઉઘાડતાં દીવાના પ્રકાશથી આંખના દર્પણ ઉપર તેજની કિરણ જાળનો ભભુકો જણાયો ભૂતનો ભણકારો વાગ્યો. 'હાય હાય! ખચીત રડયો ગુણસાગર ભૂત થયો અને રતિ માટે મારી પાછળ પડયો.' નવીથી મોટેથી આમ બોલાઈ જવાયું. તેણે ઉંચું જોયું આમ તેમ ગરદન ફેરવી અડખેપડખે જોયું અને પાછું મસ્તક નીચું કરી બેઠી. મનમાં ભૂતનો વહેમ પડયો ને તે પડછાયો પ્રતિક્ષણે વધતો ગયો. બહારથી ચીબડીઓ બોલતી સાંભળી નવીને ફરીને ઝણઝણી ચઢી.

પાપી માણુસ ઉપરથી ગમે તેટલી હિમ્મત રાખે તોપણ અંદરથી પાપ તેને ભય બતાવે છે. તે સુખથી શાંત નિદ્રા લઇ શકતું નથી. જ્યારે ત્યારે પાપ તેની દૃષ્ટિ આગળ તરી આવે છે અને તેને ભય બતાવે છે. માણુસનો જીવ તેને બીજા રૂપમાં શિક્ષા આપે છે. ઘણા ક્રૂર માણુસો ક્રૂરતા વાપર્યા પછી પોચા મનના અને કાયર થઈ ગયેલા જણાયા છે. અશોક કે જેને પાછળથી દેવોનો પ્રિય કહેવામાં આવેલો અને જેણે દયાધર્મનું દુનિયાં ઉપર જીવતાપહાડો ઉપરના લેખથી

ડિમડિમ વગડાવેલું તે જુવાનીમાં ઉજ્જનની સુબાગીરી વખતે અત્યંત ક્રૂર હતો. પોતાના સો ભાઇઓના રૂધિરમાં હાથ ધોયા પછીજ નિષ્કંટક થયેલી પાટલિપુત્રની ગાદી ઉપર તેણે પગ મૂક્યો હતો. ઔરંગઝેબ કે જે ગાદી ઉપર આવ્યા પછી આલમગીરને નામે ઇતિહાસ વાંચનારાઓને જાણીતો છે તે પણ તેના ભાઇઓને માર્યા બદલ અને ઉંધાં કામ કર્યાં માટે મરતાં મરતાં ખૂબ પસ્તાયો હતો, અને છેલ્લામાં છેલ્લા ઇતિહાસ પ્રસિદ્ધ ગંગાગોવિંદસિંહ કે જે વૉર્નહેસ્ટિંગ્સની મુંછનો વાળ હતો તે નિર્દોષ અને અસહાય અબળાઓનાં શીલનો ભંગ કર્યા પછી પોતાનાં ક્રૂર કર્મોના ભયંકર ઓળાઓ ઉંઘમાં તેની સામે ને સામે ફરતા જોઇ ભયથી ગાંડો અરે ! હતાશ થઇ ગયો હતો. ક્રૂર કર્મ કરનારના જીવન ઉપર દૃષ્ટિ નાંખી જોતાં જણાય છે કે, પાપે તેમને સર્વેને પૂર્ણ પશ્ચાત્તાપ અને શોક કરાવ્યો હતો. અશોકે બુદ્ધધર્મ અંગીકાર કરી દરદીઓ વગેરે માટે અન્નક્ષેત્ર અને ઔષધાલયો બંધાવી પોતાના પાપનું સંમાર્જન કર્યું હતું, અને આલમગીરે ચોકે સુતાં સુતાં પાપનો પશ્ચાત્તાપ કર્યો હતો. કોઇ રીતે પાપ છુપું રહેતુંજ નથી. પાપીનો જીવ પાપથી ડરી પોતાના જીવનને કષ્ટતર બનાવી મૂકે છે.

રત્નિજીશેઠની નવીને યત્ન કર્યાં છતાં પાપે ભયભીત બનાવી. આંખ મીચતાં ઉપરાઉપરી નવાં નવાં પાપનાં ફળ તેને દેખાવા લાગ્યાં. ગુણસાગરનું ભયંકર કલેવર તેની દૃષ્ટિ આગળથી દૂર થયું નહિ, એટલામાં શીલભંગના પાપની શિક્ષાનો દેખાવ દેખાયો. પરપુરૂષ સાથે રમણ કરનારી સ્ત્રીઓ વચ્ચે યમના દૂતોએ જાણે તેને પણ ઉભી કરી અને થરથર કંપતી પોતાનાં પાપનો પશ્ચાત્તાપ કરતી સ્વૈરિણીઓને દંડુકા મારી તપેલા લોઢાના પુરૂષો સાથે જમના દૂતો તેમને આલિંગન કરાવતા તેના જોવામાં આવ્યા. નરકના કુંડોમાં ડુબકાં ખાતી અને રતિના સુખને ધિક્કારતી સ્વૈરિણીઓને તેણે 'આવું કર્મ કોઇ કરશો માં કરશો માં' એમ પોકારતી ને ચીસો પાડતી સાંભળી. આજ સ્વૈરિણીની ગતિએ પોતાને પહોંચવાનું છે અને એજ નરકમાં નાનાવિધનાં દુઃખ સહેવાનાં છે, એમ નવીના શીલભંગના પાપે તેને બીવડાવી. આવી

ભયની ભ્રમણાઓને લીધે ચાર વાગ્યાને અમલે ફરીને તે બૂમ પાડી ઝબકીને જાગી ને ભયથી કંપતી દેવકાંને બાઝી પડી. દેવકાં કે જે ભરઉંઘમાં હતી તે ઓચિંતી 'ઓ બાપરે! કોઈ આવો' એવી બૂમ પાડી એકદમ ઉભી થઇ ગઈ. આ વખતે ભોગજોગે દીવો ઠરી ગયેલો હોવાથી મીણમીણાં અંધારૂં થઈ ગયેલું હતું. નવી જેમ ભયંકર સ્વપ્નના ભયથી ત્રાસી ગયેલી ને ગાંડા જેવી થઇ ગયેલી હતી તેમ દેવકાં પણ તે ઓચિંતી તેને બાઝી પડવાથી ભયાર્ત થઈ ગઇ હતી. તે 'બાપરે' કહીને પથારીથી દૂર ખસી ગઈ. નવી તેથી સામી વધારે ભયાકુળ થઇ. 'હાયહાય' એમ બોલી પહોળે હાથે તેને શોધવા લાગી. અંધારાને અને ભયને લીધે તેનાં પગલાં જમીન ઉપર ધબધબ બોલવા લાગ્યાં. આમ તેમ એક બે વાર ફાંફાં મારતાં પેલી ડોસી તેને હાથ આવી. નવી પોતાનામાં હતું તેટલા જોરથી ચૂડ દઇ તેને બાઝી પડી અને ડોસીએ વાઘના પંઝામાં પડી હોય તેમ પાછી ભયંકર કારમી ચીસ નાંખી. તેની ચીસથી સવિતા જાગી ઉઠી એટલુંજ નહિ, પણ બીજા ખંડમાંથી હંસરાજ પણ ત્યાં દોડી આવ્યો.

સવિતા 'જીજી! જીજી!' કરીને અંધારામાં બૂમો પાડવા લાગી, એટલામાં હંસરાજે લાત મારવાથી દરવાજો ઉઘડી ગયો. હંસરાજના હાથમાંની મીણબત્તીને અજવાળે જોતાં જણાયું કે, બેઉ જણના પગ થરથર કંપતા હતા. નવીનો ચહેરો ઉજાગરાથી વ્યાકુળ હતો. દેવકાંને હવે હિમ્મત આવી. તેણે પોતાને વળગી પડેલી નવીને માથે ઓઢાડી બરડા ઉપર હાથ ફેરવ્યો અને કહ્યું કે 'શું છે? શું થયું? કેમ ગભરાઓ છો, શાન્ત થાઓ. સવિતા જરા પાણી લાવ.' ભય દૂર થવાથી શિથિલ થયેલા પોતાની કમ્મરે વિંટાયેલા નવીના હાથ છોડવી ધીરે રહી તેણે તેને પથારીમાં સુવાડી. પાસે બેસી ફાટી રહેલી આંખો ઉપર હાથ દઈ છાતી પંપાળી. સવિતા હાથમાં પવાલું લઇ આ બધું જોઇ રહી હતી તે પણ બીજે પડખે પથારીમાં બેઠી અને બોલી કે 'જીજી! જીજી! શું થયું? તમને શું થાય છે બા, કહોની?' મધુર, સ્નેહભર્યા શ્રવણને પાવન કરે એવા ગળગળી સવિતાના બોલે નવીનો ઉંડો

ઉતરી ગયેલો જીવ પાછો ઠેકાણે આવ્યો. તેણે જમણા હાથથી પોતાની આંખો ઉપરનો દેવકાંનો હાથ ખસેડી સવિતા સામું જોઇ કહ્યું કે 'બહેન! ફિકર ના કરતી.' દેવકાં સામું જોઇ તે બોલી કે 'મને શું થઇ આવ્યું તે હું જાણુતી નથી. મારો જીવ ગભરાય છે.'

'તમને ઉંઘ આવી નથી?' હંસરાજે નીચા નમી ધીરા લાગણીવાળા સ્વરે સવાલ કર્યો.

'આખી રાત નઠારાં સ્વપ્નાં આવ્યાં છે.' આટલું બોલતાંજ તેને પાછા પેલા ભયંકર બનાવો યાદ આવ્યા ને તેના શરીરે ઝણઝણી ચઢી.

'હવે તે યાદ ન કરતાં. ઉંઘ આવતી હોય તો ફરી પાછાં જરા ઉંઘી જાઓ.' હંસરાજે કહ્યું.

દેવકાંબાઇએ કહ્યું કે 'નઠારાં સ્વપ્ન જોયા પછી ઉંઘ ક્યાંથી આવે? હવે તો વાતચીત કરો એટલે ઠીક લાગશે. ગભરાઓ છો શું? ડરીએ નહિ.' સવિતા તરફ જોઇ 'સવિતાગૌરી! તું કંઈ બોલ. તારી જીજીને ગમ્મત થાય તેવું કંઈ ગા. એમનું મન શાન્ત થાય એમ કર.'

સવિતાને હંસરાજ બેઠેલો હોવાથી શરમ આવી. મન કંઇક ઓસર્યું અને શરમાતાં શરમાતાં બોલી કે 'અત્યારે શું ગાઉં? કંઇ વાત કરો અથવા તમે કંઈ ઇશ્વરના નામવાળું પરભાતિયું ગાઓ. ઇશ્વરના પવિત્ર નામોચ્ચારથી એમનાં નઠારાં સ્વપ્નોના વિચાર તરત નાશ પામશે.'

સવિતાનાં વચન સાંભળી હંસરાજને સ્ત્રીઓની આવી ધાર્મિક વૃત્તિ માટે અપૂર્વ શ્રદ્ધા ઉત્પન્ન થઇ. તેના મનમાં વિચાર આવ્યો કે 'ઓહો! આર્ય ઘરસંસારની નીતિરીતિ કેવા ઉંડા ઇશ્વર ભાવથી ભરેલી છે. ઇશ્વરના નામથી અશુભનો નાશ થાય, એ કેવી ઉત્તમ ભાવના છે. સારૂં ખોટું બનતાં ઇશ્વરનું નામ દેવાનો જે રિવાજ લોકમાં પ્રચલિત છે તે બીજું કંઇજ નહિ, પરંતુ એક પારંપારિય શ્રદ્ધાજ છે. ઇશ્વરનું નામ ભયનો નાશ કરે છે. દુઃખમાંથી એજ જગન્નિયંતા આપણને ઉગારે છે. સ્ત્રીઓ સમજે કે ન સમજે પણ છિંકનાંનેવાર

ઇશ્વરનું નામ બોલે છે તથા નઠારા સ્વપ્નમાંથી જાગતાં માણસ 'શિવ-શિવ, હરિહરિ ' કહે છે, તે ધાર્મિક ગૃહશિક્ષણમાં પરોવાયેલી શ્રદ્ધાનુંજ પરિણામ છે. આવું પારલૌકિક જ્ઞાન આર્યોથી ઇતર લોકમાં ક્વચિતજ જોવામાં આવશે.' હંસરાજને વિચારમાં જોઈ દેવકાંબાઈ બોલ્યાં કે 'હંસરાજ ! તને ઉંઘ આવતી હોય તો જા, સૂઇ જા બેટા ! અહિં હવે તારૂં કંઇ કામ નથી.'

'હા જાઓ, સૂઈ જાઓ બાપુ.'

'મને તો હવે ઉંઘ આવવાનીજ નહિ' સવિતાએ વગર પૂછ્યે પોતાને માટે જણાવ્યું. હંસરાજ બોલ્યો કે 'વારૂં તમે સૌ અહિં બેસો. હું ઉંઘવાનો તો નથી પણ મારા ખંડમાં જઈ વાંચું છું.' તે ઉઠીને પોતાના ખંડ તરફ ગયો.

સવિતાએ વધારે નજીક જઇ માણેકશેઠાણીના મસ્તક ઉપર હાથ ફેરવી દેવકાંબાઇને કહ્યું કે 'જુઓને મારાં જીજીનું મગજ કેટલું બધું ગરમ છે ? આ વાળમાં આછો આછો પસીનો થયો છે અને લમણા ઉપરની નાડીઓ તો હજી ધડકધડક થાય છે' કમળના નાળ જેવો પોચો રૂપાળો ભાવથી ભરેલો ઓરમાન પણ છોકરીનો પવિત્ર હાથ અડતાં માણેકશેઠાણીને બહુ સારૂં લાગ્યું. તેને સવિતા ઉપર વાત્સલ્ય ઉભરાઇ આવ્યું. પ્રેમનો ઉમળકો આવતાં ધીરેથી સવિતાની આંગળીઓ આંખ ઉપર આવતાં દાબી અને કોમળ ક્ષમા ભર્યા વિચારનો પ્રવાહ ચલાવ્યો કે 'મારે કોણ છે ? હું સવિતાના સામું જોઈશ અને સવિતા મારા સામું જોશે. લડીને દૂર થઇશું તોપણ એ મારી દીકરી. સાવકી પણ દીકરી કહેવાશે. હું પ્રેમ નહિ કરૂં તોપણ લોકલાજથી એની મા કહેવાઇશ. એની દાદી બે ચાર વર્ષ જીવશે અને હું તો હજી જુવાન છું. મારે એની સાથે અને એને મારી સાથે ઘણો કાળ કાઢવાનો છે. મારે શું સાથે બાંધી જવું છે ? હું મરૂં તો આ સઘળું એનુંજ છેની. હું ભૂખી હોઇશ તે. એને કોઇ કહેનાર મળશે કે તારી મા ભૂખી છે અને એને લોકલાજ વળગશે. એનો હાથ મને અડયો અને કેવી શીતળતા થઈ. પવિત્ર છોકરી બિચારી કુંવારી છે. આંતરડાની

સગાઇની મા વગરની છે અને બાપે ચાલ્યા ગયા. જો હું એની ન થાઉં તો પછી એનું બિચારીનું કોણ? એ જીવ્યા હોત અને એને પરણાવી હોત તો હુંજ કન્યાદાન દેતને? હાલ પણ હુંજ દાન દેનાર છું. ઇશ્વર મારા મનમાં આવોજ વાત્સલ્યભાવ ચાલુ રાખો અને મારે હાથે એનું નિરંતર શ્રેય થાઓ. એના જેવડી હું હતી ત્યારે તો કેહાડાની અહિં આવી રહી હતી. બીજી એના જેવડી છોકરીઓને તો અત્રરણીઓ પણ આવી ગઇ. હવે હું એને પરણાવી દઇશ, પણ અરે, એ એની દાદીને ત્યાં જતી રહેશે તો? ના. હું એને નહિ જવા દઉં. એને પગે લાગીશ, કલાવીશ, પણ નહિ જવા દઉં. એના જેવું છોરૂ મારી આંખ આગળથી દૂર થાય તો પછી મને ગમે કેમ? આ મોટાં ઘરબાર અને વાડીબંગલા મને એના વગર સુના લાગે. એક ક્ષણે મારાથી અહિં રહેવાય નહિ. દેવકાંભાઇ અહિં રહેવાનાં છે પણ તે લોકને શું? એ ક્યાર કૌટુંબિક સગાઇનાં માણસ છે? મારે માટે તો બહેતર છે કે સવિતાને સારે ઠેકાણે પરણાવવી અને દીકરી જમાઈ બેઉને અહિં રાખવાં. મારી આંખો આગળ તેઓ રહે અને મારા વડીલપણામાં સુખભોગ ભોગવે, હું તે જોઇને રળિયાત થાઉં. સવિતાને ઇશ્વર કરે ને સારી પ્રજા થાય તો કાલે સવારે આ બંગલામાં મારામાં મારાપણું હોય તો હું બચ્ચાં છોકરાંની વડીલ માતા બનું. મારે હવે તો એ કરવું કે સવિતાને યોગ્ય અને અહિં સાથેજ આવી રહે એવા વર સાથે પરણાવવી. દીકરી ગુણવાળી છે એટલે એ મને દુભશે નહિ. અરે! શાને દુભે? જગતમાં કહેવત છેને કે 'આપ ભલા તો જગ ભલા' હું ભલી અને વાત્સલ્યની લાગણીથી વર્તીશ તો એનાથી વિરૂદ્ધ કેમ વર્તશે? પશુઓ પણ પ્રેમ અને અંતરના ઉમળકાને સમજે છે તો માણસ જેવું માણસ પ્રેમને ન સમજે? એને મારી ઉપર સ્નેહ છે, અરે એ મારે હાથે ઉછરેલી છે. એની દાદી સાથે ક્યારે રહેલી છે? સવિતા મારી પેટની જણી દીકરી.'

માણેકશેઠાણી પ્રભાતકાળમાં ઉત્પન્ન થયેલા આવા પવિત્ર અને શાન્ત વિચારમાં આંખ મીચી મૌન રહ્યાં ત્યારે સવિતાએ નજીક મુખ

લઈ જઈ કહ્યું કે, ' જીજી ! કેમ બોલતાં નથી ! તમને ઉંઘ આવે છે ? ' પવિત્ર વિચારના અંતરમાં અને વાત્સલ્યના ઉમળકામાં સવિતાની કમ્મર પાછળ હાથ નાંખી, આંખ ઉઘાડીને તે ખુલ્લા બોલે બોલી કે ' ના બહેન ! મને ઉંઘ નથી આવતી. તું ડરીશ માં. ' સવિતાએ અત્યારે પહેલીજવાર તેની આંખમાં માતાનો અંતરના ઉમળકાવાળો વાત્સલ્ય-ભાવ દીઠો. દેવકાંબાઇ બોલ્યાં કે ' માણેકવહુ ! જોને છોકરી કેવી અડધી અડધી થઈ જાય છે. તું જરા હોંશિયાર થા, વાતચીત કર અને દીકરીને ધીરજ આપ. આવું કરે તે તો ઠીક નહિ. જોને હવે અમે સૌ કેવાં રાજી થયાં. જીવને ઠેકાણે રાખીએ. હલેતાં છોકરાં ડરી જાય એવું અકળામણમાં પણ ન થવા દઈએ. ' ' ડરવાનું કંઇ નથી, ચાલો આપણે દાતણપાણી કરીએ. ભટ અને દેવજી ઉઠ્યા છે કે નહિ ? દેવકાંબાઇ ! તમે જરા તેમને ઉઠાડી પાણી અહિં મોકલાવો. બ્રાહ્મણને કહો કે, ગરમાગરમ ચા તૈયાર કરે.' માણેકશેઠાણીએ હોંશિયારી બતાવી.

' જીજી ! તમને ઉંઘ ન આવી હોય તો કાફી કરાવું. '

' બહેન ! મને એ ગરમ પડે છે. જરા ચા પીશું એટલે બસ. દેવકાંબાઇ ! તમે જાઓ અને જલદી કરાવો. '

દેવકાંબાઇ તે ખંડમાંથી ગઇ અને ઓરમાન મા દીકરી એકલાં એકાંતમાં રહ્યાં. માણેકશેઠાણીએ પોતાનો બીજો હાથ સવિતાના ખોળામાં નાંખી કહ્યું કે ' સવિતા ! તું મારૂં છોકરૂં છે બેટા ! મને મૂકીને જતી રહેવાય ? ' નવીનું મુખ ઉતરી ગયું અને તેની આંખોમાં ઝળઝળિયાં આવ્યાં.

' જીજી ! હું અહિંથી કહિંએ નહિ જાઉં. તમે ચિંતા કરશો નહિ. મારાં દાદીનો સ્વભાવ જરા ગરમ છે. તે ગમે તેમ બોલે. તમારે એના બોલ્યા સામું ના જોવું. મને ત્યાં બિલકુલ ગમતું નથી. તમે અને મારા પિતાજી મને મૂકીને '—સવિતાની આંખો ભિંજાઈ અને મુખ ઉતરી ગયું—' દેશ તરફ ગયાં કે મને અહિં જરાએ ગમ્યું નહિ.'

' તને તાવ આવ્યો હતોની બાપુ ? ' માણેક વચમાંજ બોલ્યાં, ' તાવવાળીને શી રીતે લઇ જવાય ? તું એમ ન ધારતી કે અમે તને

અહિં રહેવાને મૂકી ગયાં હતાં.'

'હું એમ કહેતી નથી જીજી! હું તો કહું છું કે, તે વખતે હું મારી દાદીને ત્યાં જઇ રહી હતી પણ તમારા વગર મને બિલકુલ ગમતું ન હતું.'

'મેં તારી તરફ કદાપિ દુર્લક્ષ આપ્યું હોય તોપણ તારે મોટા પેટની થવું અને મને છોડી જવી નહિ. તારાં દાદી મિલકતની વાત કરે છે, પરંતુ આ મિલકતને મારે શું કરવી છે? તુંજ અમારૂં એકનું એક ફરજંદ છેને બેટા! તારે ગમે તે કર. દુ:ખમાં પડેલી અશરણ અને એકલવાઇ આ તારી માતાને ન છોડતી દીકરા! હું તારૂં ભલું કરીશ. જમાઇને અને તને હું મારી આંખ આગળ રાખીશ. ઇશ્વર મને તારાં બાળબચ્ચાં પાસે 'મોટીમા' કહેવરાવે અને હું તમને હસતાં રમતાં મૂકીને જાઉં, એજ ઇચ્છું છું. મને એકલવાઇ થયેલીને આ બંગલામાં એકલી મૂકીને તું જાઇશ તો હું મરણ પામીશ.'

'જીજી! એવું એવું ના બોલો. મારાથી રોવાઈ જવાય છે. જીજી! એવું એવું ના બોલો, હું કદિં જનાર નથી.' ગળગળે સાદે સવિતાગૌરી વચમાંજ બોલી. માણેકશેઠાણીએ પથારીમાં બેઠાં થઇ તેના ભિંજાયેલી પોથી જેવા સુકુમાર પોચા અને શોકાવેશનું લોહી ભરાયાથી લાલ ધુમ થયેલા ગાલ ઉપરથી પોતાને પાલવે આંસુ લૂછી લીધાં. સવિતાને તેણે છાતી સરસી ચાંપી અને કહ્યું કે 'બસ, મારે આટલુંજ જોઇતું હતું. મારે કંઈ જોઈતું નથી બેટા મારી દીકરી! શિયાળો આવતાં હું તને પરણાવી દઈશ, અને તે પણ તું કહીશ તને ગમશે એવા વરને પરણાવીશ. તમે મારા મોં આગળ તારા પિતાની આ સૌ સમૃદ્ધિ ઘોડાગાડી ને વાડીબંગલાનો આનંદથી ઉપયોગ કરતાં આનંદ કરજો. સવિતા! તેમાંજ હવે હું મને સુખી સંતોષી, પનોતી અને એક સુખી નાના કુટુંબની માતા માનીશ.' માણેકશેઠાણીએ સવિતાના કમળસંપુટ જેવા બે પોંચા પોતાના હાથમાં લઇ તેને ચુંબન કર્યું અને પવિત્ર કુમારિકાશક્તિનો પ્રવાહ પ્રસારતા તેના કરસંપુટને નમનની માફક પોતાની આંખોએ અડકાડી પોતાને ધન્યભાગ્ય માની.

# પ્રકરણ ૧૩ મું.

## ઝુંપડાંનો વાસ.

વસંત ઋતુ ચાલતી હતી. મુંબાઈની આસપાસનાં ભાતનાં ખેતરો વિવિધ વૃત્તિના વિલાસી નાગરિક લોકથી સંકીર્ણ થઇ ગયાં હતાં. ગાડીઘોડા વગર શહેરમાં પણ જે બહાર નીકળતી નહિ તે પૌરવધૂઓ આજ ભાતનાં ખેતરોમાં કુમકુમનાં પગલાં પાડી રહી હતી. રેલવેની બન્ને બાજુનાં સપાટ અને ખુલ્લાં ખેતરોવાળા પ્રદેશમાં જાવલીનાં તથા વાંસના ખપરડાનાં ઝુંપડાંની હારો ને હારો બંધાઈ રહી હતી. નગરનો ત્યાગ કરવા છતાં વિલાસી લોકે મોજમઝા અને રંગતાન તજ્યાં ન હતાં. મુંબાઇના લોક મરકીને લીધે જંગલમાં પણ મંગળ કરી રહ્યા હતા. ગમ્મતનાં સાધનો અને તે ભોગવનાર બાળગોપાળ સૌ તેમની સાથે હતાં. લોકનો ભરાવો અને નાના પ્રકારની રમત ગમ્મત એ અહિં ખાસ વિશેષ હતું. સામસામે હારબંધ બાંધેલાં ઝુપડાંની વચ્ચે સીધા અને પહોળા ચોક પાડેલા હતા. દિવસના જો કે, સૂર્યના તાપે તે ભાગ ગરમ થતા પરંતુ રાત્રિએ ખાસ કરીને ચંદની રાત્રિએ નગરમાં સ્વપ્ને પણ નહિ માણેલી મોજ તે આપતા હતા. સાંજ થતાં ચોક ઉપર પાણી છંટાતાં અને પુરૂષવર્ગ ધંધેથી પાછો ફરી આવે એટલામાં તો ખુલ્લા ખેતરાઉ ચોક પાથરણાં અને આરામથી બેસવા યોગ્ય આસનોથી ભરાઇ જતા. સૌના મુખમાંથી રાત્રિએ એવો ઉદ્ગાર નીકળતો કે 'શહેરમાં આવો પવન, આવી ચંદની અને આવી મોજમઝા કદી અનુભવી નથી.' ખરેખર ઝુંપડાનો વાસ રમણીય, આરોગ્યને વધારનારો અને મનને આનંદ આપનારો છે. જમી રહ્યા પછી સ્ત્રીઓ પુરૂષો અને બાળકો કોઇ ચંદનીમાં રમતાં, કોઇ ગાનતાન કરતાં, કોઈ વાદ્ય વગાડતાં, કોઇ પવનમાં આમ તેમ ફરતાં અને કોઇ કોઈ બરફની છાટો જેવી ધવળ પથારીઓમાં ખુલ્લે શરીરે આનંદે સૂઈ રહેતાં. કોઇ ઠેકાણે હરિકીર્તન થતાં, કોઈ ઠેકાણે જમણ થતાં, કોઈ જુવાન જોડાં ધીરી ધીરી વાત કરતાં બીજી તરફ મિત્રનાં ઝુંપડાં

ભણી ફરવા જતાં અને કોઈ ઘરડાં એકાંતમાં બેસી ભજન કરતાં કે માળા ફેરવતાં.

વનમાં સુધરેલાં નાગરિક મનુષ્યનો વાસ થયો હતો ત્યારે મનુષ્ય જાતની સાથે હળેલાં તેમનાં પશુ અને પંખી પણ તેમની સાથેજ આવેલાં હતાં. માટુંગા અને દાદર વચ્ચેના વિશાળ સપાટ પ્રદેશમાં આવાં ઝુંપડાંની મોટી મોટી ઓળો બંધાયેલી હતી. ગુજરાતી અને દક્ષણી એક સાથે એક બીજાના સમાગમમાં આનંદ અનુભવતા હતા. ઝુંપડાંની પંક્તિઓમાંના એક ચંદનીચોક તરફ ત્યારે હવે આપણે વાર્ત્તાના પ્રસંગથી નજર કરીએ.

નરોત્તમદાસનો ચોક વિશાળ હતો. જમીન ઉપર સલો કરી તેની ઉપર જાજમ પાથરી ત્યાં બે ખાટલા નાંખેલા હતા. ખાટલાની બેઉ બાજુએ આરામખુરસીઓ મૂકેલી હતી. લિંબુ નાંખ્યું હોય તો ઉછળી નીચે પડે, એવી તંગ પાટી અને ચાદર પાથરી હમણાંજ ઘાટી ત્યાંથી ગયો હતો. ઝુંપડામાં જરા આસમાની રંગના સામસામે દીવાઓ બળતા હતા. મન પ્રસન્ન થાય એવી અહિં તહિં મજેની ગોઠવણ કરેલી હતી. ચારે તરફ જોનારનાં લોચન હસાવે એવી સ્વચ્છતા હતી. ખાટલા આગળ મૂકેલી આરામખુરસીના હાથા ઉપર ડોલર અને ચંપાની છડીઓ મૂકી હતી ત્રિપાઇ ઉપર મૂકેલી વાંસની ટોપલીમાં જરીના તારવાળી ખીચોખીચ ગુંથેલાં ગુલદાવરી અને રજનીગંધનાં પુષ્પની વેણીઓ, ગજરા હાર ને છુટાં ગુલાબ ભીના રૂમાલમાં વિંટાળીને મૂકેલાં હતાં. બે તરફ મોટાં ઝુંપડાં અને બે તરફ કનાતો ખેંચી લેવાથી આ સ્થાન ઉપરથી ઉઘાડી અગાસી અથવા સુંદર ચંદ્રશાળા હોય એવું લાગતું હતું. ચોકનું વાતાવરણ પાણી છાંટવાથી જમીનની મીઠી વાસથી મઘમઘી રહ્યું હતું, પણ આનો ઉપભોગ લેનાર ભાગ્યશાળી માણસો હજી આવેલાં ન હતાં.

પૂર્વ દિશાના અંબોડા ઉપર કમળની પાંદડીઓ દેખાતી હોય અથવા ક્ષીર સાગરમાંથી દૂધની સેરોના ફુવારા ફુટતા હોય તેમ નીલાંબર ક્ષિતિજ ઉપર ચંદ્રમાનાં કિરણો પ્રસરતાં જણાતાં હતાં. એક

તરફ વડોદરા રેલવે અને બીજી તરફથી જી. આઇ પી. રેલવેની આવતી જતી ગાડીઓનો ગડગડાટ થતો હતો. ધીરે ધીરે પવન વહાતો હતો અને ઝુંપડાંની પંક્તિઓ ઉપર આછાં કાળાં વાદળ છાયાં હોય તેવી અનેક રસોડાંની ધુમાડી પ્રસરી રહી હતી. કોઈ કોઇ પુરૂષો ગાડીઓ-માંથી પોતાનાં વાસગૃહો જોતા જોતા હજી તો આવતા હતા. કેટલીક ફરવા કે પતિને લેવા સામી ગયેલી નછોરવી સ્ત્રીઓ સ્ટેશન ઉપરથી પોતાના વરને લઇ વાસગૃહ તરફ આવતી હતી અને કેટલેક ઠેકાણે જમણની તૈયારીઓ ચાલી રહી હતી. ઉપર વર્ણવેલા ચંદનીચોકમાં ચંદની પડતાં એક સ્ત્રી આવીને ત્યાં બેઠી. સામા ઝુંપડા તરફ મુખ કરીને તે બોલી કે 'મુગટભાઇ! આ ગાડીમાં એ આવ્યા હશે કે નહિ? જુઓની, કેમ વાર થઇ. સવિતા બહેનને તેડવા ગયા હશે કે શું? કોઈ દિવસ એમને આટલું બધું મોડું તો થતુંજ નથી.'

'ઉતાવળ શાની કરો છો? હજી તો પોણા આઠે થયા નથી. ગઇ એ ગાડી અહિં ઉભીજ રહી નથી. હમણાં આવશે.' મુગટલાલે જવાબ આપ્યો.

જોતાંજ મનને હસાવે એવા આ રમણીય સ્થળને વિશેષ શોભાવતી આ એક સુખ વૈભવમાં રમતી રૂપાળી મોજી અને હોંસીલી વહુવારૂ હતી. તેની ઉમ્મર સત્તર અઢાર વર્ષની હતી. શરીર સમભાગ સર્વ અવયવોથી સંપૂર્ણ અને ગાળેલા સુવર્ણ જેવું સ્વચ્છ તથા તેજસ્વી હતું. આંખો મોટી અને લાંબી તથા ભ્રમર ભારે અને ધનુષ્યાકારે ઢળતી હતી. હડપચી ઉપર ઝીણું જંગાલનું છુંદણું પાડેલું હતું અને વગર તંબોળે ફૂટતા પિંપળાના પાનનો તિરસ્કાર કરે એવા લાલ એના ઓઠ હતા. સંઘરડે ઉતારેલા હોય તેવા સરખા ગોળ બાહુદંડ સહેજ લાંબા અને નાળને છેડે અર્ધવિકસિત પદ્મ હોય એવા રૂપાળા પોંચાથી શોભતા હતા. પાણી ભરેલી પોથી દબાતી હોય તેમ તેના શરીરના ભારથી દબાતાં રંગચોળ લાગતી અને ઉપરથી ધાતુનાં વળિયાં જેવી નસોથી અંકિત તેના પગની પાટલીઓ હતી. તારૂણ્યનો તનમનાટ બતાવતા હોય તેવા અથવા કિંશુકપુષ્પ જેવા સુંદર અંગુઠા ઉંચા હતા.

શરીર ઉપર આછા અલંકાર હતા અને સોળાનું ઝીણું કૌશેય તેના શરીરને ચોટી ગયું હતું. ચંદ્રને પણ ઝાંખો પાડે એવું ગોળ ગૌરમુખ, ઉંચું અને અણીદાર નાક તથા રૂપ, માન ને સુખવૈભવને લીધે હસતી ચંચળ મોટી આંખ અને પવનને સપાટે મસ્તક સાથે લપટાઇ જતા ઝીણા કૌશેયમાંથી જણાતો ભારે અંબોડો એના મોહક રૂપમાં વધારો કરતાં હતાં. ઘણી ઉંચી પણ નહિ, ઘણી નીચી પણ નહિ, ઘણી જાડી પણ નહિ અને ઘણી પાતળી પણ નહિ પરંતુ શરીરની સુકુમારતાને લીધે તે સર્વાંગ સુંદર લાગતી હતી. પુષ્પ છડી લઈ સુંઘતાં અંદરથી ઉડેલી ભમરી પાછી પુષ્પ કોટરમાં બેસવા જતાં તેની આંગળી ઉપરની મુદ્રિકાના રત્નથી ભુલાઈ આંગળીઓના બેવનમાં પેસી ગઇ. લીલાપૂર્વક હાથ તરછોડી છડીને તેણે નીચે નાંખી દીધી અને પુષ્પકરંડક પાસે પડેલી ચોપડી લીધી. તે ઉઘાડી અને લાલ પેનસીલથી આંકેલો એક ભાગ વાંચી તે મનમાંજ બોલી કે ‘ આ કડીઓ કોણે આંકી હશે ? મુગટભાઈ વગર બીજું કોઇ હોયજ નહિ. ઓહો ! કેવું મઝેનું વિશ્રંભકથન છે. ખરેખર આ દિવસોને યોગ્ય જ વર્ણન છે. ગાઉં:–

‘ સખિ ! ચૈત્ર અનુપમ માસ, વા'લો લાગેરે,
મુજ સેવા કરતા નાથ, બહુજ ઉલ્લાસેરે;
સખિ ! બોરસળીનું વસ્ત્ર, ડોલરનો કમખોરે,
જાવેલનો ગજરો હાથ, બંગડી સરખોરે. ’

નાયક નાયિકા બેઉ વિલાસી અને રાગે મધુર છે. નાયિકા બહુ મોજીલી હોંસીલી રસઘેલી, રસ ઝીલનારી, પતિપરાયણ વરઘેલી અને વિલાસિની છે. વાહ !

‘ એમજ છે. એનો ભાવ અને અર્થ તમે સમજ્યાં તો ખરાં હો મોતીભાભી ! મુગટલાલે પાન ચવાતે ભરેલે મોઢે ઝુંપડામાંથી ચંદનીચોકમાં આવતાં અને મોતીગૌરીને નાયિકાનાં વખાણ કરતી સાંભળી અનામંત્રિત ઉત્તર આપ્યો. તે ખુરસીમાંથી ઉઠીને બોલી કે ‘ કેમ હું ન સમજું ? ’

‘ અરે ! એ તો હું હસું છું. તમે કેમ ન સમજો ? સ્ત્રીઓ તો

એવા એવા ભાવ સમજવામાં નૈસર્ગિક કૌશલ્ય ધરાવે છે. તેમાં વળી તમે તો એ કાવ્યની નાયિકાને પણ છક્કડ મારો એવાં એક રમકડું છોને ? તમે ન સમજો એમ મારાથી કહેવાયજ કેમ ?'

'તમને મશ્કરી કરવાનું બહુ આવડે છે.' ગાડીનો ગડગડાટ સાંભળી 'લો, આ ગાડી આવી. હું ધારૂં છું કે આમાં તો જરૂર આવ્યા હશે.'

'અલબત, આ ગાડીમાં આવ્યા હશે. લાવો હું સામો જાઉં ?'

'ઘાટીને ક્યારનોએ ફાનસ લઇને મોકલ્યો છે. રાતનો વખત છે એટલે કાકાજીને એવું કહેવું પડે તેમ નથી. તે તો ક્યારનાં ફિકર કરે છે.' મોતીગૌરી ઉઠીને અંદર ગઇ અને મુગટલાલ આરામ-ખુરસીમાં બેઠા.

જે ઝુંપડાના શણગાર રૂપ નાયિકાને આપણે વર્ણવી તેનું ઓળ-ખાણ આપવું જરૂરનું છે. મોતીગૌરી સુરતના એક ખાનદાન વણિક કુટુંબની લાડકી એકપુરી છોકરી હતી. મુંબાઇમાં રામજીશેઠના ભાગિયા નરોત્તમદાસના પૌત્ર નગીનદાસ વેરે તે પરણેલી છે. પિયેરમાં એકની એક બહેન હોવાથી જેવી મુખજોઇ બહેન, તેવીજ સાસરામાં મુખજોઇ વહુ છે. નરોત્તમદાસનો મોટો પુત્ર ગુલાબ નામની અપુત્ર વિધવા મૂકી મરકીમાં મરણ પામ્યો અને નાનો પુત્ર નગીનદાસનો બાપ અને તેની વહુ પણ મરકીથી મરી ગયાં. ઘરડા ડોસાના મુખ આગળ તેથી હવે માત્ર બેજ જુવાન છોકરાં નાનાં અલ્લડ વરવહુ રહ્યાં. ગુલાબ તેમને પોતાના પેટ જેવાં છોકરાં ગણતી. નગીનદાસ કાકીને માતા સમાન ગણતો. મરકીના આઘાતથી દુ:ખી થયેલા કુટુંબનો વૃદ્ધ નાયક નરો-ત્તમદાસ તેમને મન માનતી રીતે સુખી રાખવામાંજ પોતાની સમૃદ્ધિનું સાર્થક્ય સમજતો હતો. પૈસો જોઇએ તેટલો હતો, કારણ કે સુરતના જુના જાહોજલાલીના વખતની સમૃદ્ધિ ઘસાઇ જવા છતાં મુંબાઇ આવ્યા પછી વેપાર ખેડી સ્વર્ગવાસી બે છોકરાઓ સાથે ડોસાએ સારી કમાઇ કરી હતી.

મરકીના પહેલા સપાટામાં નગીનદાસનાં માબાપ મરી ગયાં અને

બીજી મરકીમાં ગુલાબનો ધણી મરી ગયો ત્યારથી નરોત્તમદાસનું મન જરા પડી ગયું હતું. મરકીની શરૂઆત થતાંજ તે ઝુંપડાં નંખાવી દાદર માટુંગા વચ્ચે આવી રહેતા હતા. બંગાલાઓ લેવાની શક્તિ હોવા છતાં દાક્તરોના અભિપ્રાયને તે વળગી રહ્યા હતા. 'ઝુંપડાંમાં રહેવું' એ મરકીની સામે સૌથી સારો ઉપાય છે એમ તે માનતા.

નરોત્તમદાસે આ વર્ષે પણ માટુંગામાં પોતાને માટે પાંચ સાત ઝુંપડાં નંખાવ્યાં હતાં. તેમના રહેવા આવ્યા પછી મુગટલાલ વૈદક તપાસ રાખનાર તરીકે દાદર ખાતે નિમાયો હતો. 'દાક્તર પોતાની પડોસમાં હોય તો સારૂં' એવા વિચારથી એક ઝુંપડું, નરોત્તમદાસે મુગટલાલ દાક્તરને વાપરવા આપ્યું હતું. મુગટલાલ મોજીલો, રાગી અને ગાનતાની ગુલાબી માણસ હતો. તે ઝુંપડામાં રહેવા આવ્યો ત્યારથી નરોત્તમદાસને તથા બીજાને ગમ્મત પડવા માંડી એટલુંજ નહિ પરંતુ નગીનદાસ અને મુગટલાલ વચ્ચે મૈત્રી થઈ ગઇ હતી. મુગટલાલે મોતીગૌરીને એવી પરિચિત બનાવી દીધી હતી કે, તે તો કંઇ કામ હોય કિંવા નહિ તોપણ તેની સાથે નિખાલસ ગમ્મત અને ટોળટપ્પાં મારતી, બિઝિક રમતી અને હસતી. થોડા વખતમાં તેઓ વચ્ચે બહુ સ્નેહ થઇ ગયો હતો.

આપણે આગળ જણાવી ગયા છીએ તેમ દુર્ગાપ્રસાદ, મદનમોહન અને વેણીલાલને ઝુંપડાંમાં આવવાની જરૂર પડતાં તેમણે મુગટલાલને જગા શોધવાનું જણાવ્યું અને તેણે પોતાની પાસેજ તેમને માટે ત્રણ નવાં ઝુંપડાં તૈયાર કરાવરાવ્યાં. દુર્ગાપ્રસાદ અને મદનમોહન ઝુંપડાંમાં રહેવા આવ્યા પછી મુગટલાલ અને નરોત્તમદાસના કુટુંબને વધારે ગમ્મત થઇ. માણેકશેઠાણી અને વજીબાઇ વચ્ચે ચાલતી તકરાર પતાવી નાંખવાને દુર્ગાપ્રસાદે પરિચય થતાં નરોત્તમદાસને જણાવ્યું પરંતુ તેમણે 'એ મારૂં કામ નહિ' એવું કહી લક્ષ આપ્યું નહિ. દુર્ગાપ્રસાદ તે પછી પેઢીની વાત કાઢતો નહિ. માત્ર ધર્મ સંબંધી બાબતોમાં તે તેમની પાસે બેસી કંઈક વાંચતો ને સમજાવતો. એકંદરે સર્વે હળીમળી રહેતાં. જ્યારે શહેરમાં મરકીના કેસ ઉપર કેસ થતા હતા ત્યારે આ

લોકો ઝુંપડાંમાં સુખથી રહેતાં હતાં.

પોતાના ચંદનીચોકમાં મોતીગૌરીએ અજવાળી રાતે આસપાસની સખીઓને બોલાવી ગરબા ગાવાનો આજ વિચાર રાખ્યો હતો. મુગટલાલ તેની ગોઠવણ કરવામાં વ્યવસ્થાપક બન્યો હતો. આજ તે માટેજ તેઓ આતુરતાથી નગીનદાસની રાહ જોતાં હતાં, કારણ કે તે મુંબાઈથી કેટલીક અગત્યની વસ્તુઓ વગેરે લઈ આવનાર હતો.

દુર્ગાપ્રસાદ, વેણીલાલ અને મદનમોહન સૌ ગરબાના કામમાં મદદ કરતા હતા. આસપાસનાં ઝુંપડાંની જુવાન સ્ત્રીઓ મોતીગૌરીની મુલાકાતે આવતી જતી તેથી આજ તેમને આમંત્રણ કર્યાં હતાં. નગીનદાસને વાર થવાથી તેનું મન આકળું થતું હતું. તે ઘડીમાં બહાર અને ઘડીમાં અંદર જતી હતી, એટલામાં નગીનદાસને લઈને ઘાટી આવી પહોંચ્યો. ઝુંપડા આગળ ક્યારાની પાળ ઓળંગી તે અંદર આવતો હતો એટલામાં જોડેના દક્ષણી બ્રાહ્મણના નવાણના પત્થરની ઠેસ વાગતાં ઓચિંતો પડી ગયો. દુર્ગાપ્રસાદ ‘ નગીનદાસ ! નગીનદાસ ! ’ કહી પાસે જઈને જુએ છે તો તે બેભાન નિશ્ચેષ્ટ શિંગડા જેવો જણાયો. ઝુંપડાંમાં બધે હોહા થઈ ગઈ. સૌ કોઈ તેની આગળ એકઠાં થઈ ગયાં. નરોત્તમદાસ ડોસો, કે જેની વૃદ્ધ આંખો આ જુવાન છોકરા ઉપરજ ઉઘાડી હતી, તે ‘ અરેરે ! મારે માથે કેમ વજ્રપાત થતો નથી ’ એવી તીવ્ર બૂમ પાડી માથે હાથ દઈ ઉતાવળો ઉતાવળો નગીનદાસ પડયો હતો ત્યાં ગયો. ઝુંપડાંમાંનાં સૌ કોઈ ખિન્ન થયાં અને ગરબા ગરબાને ઠેકાણે રહ્યા.



## પ્રકરણ ૧૪ મું.

## ખોદે તે પડે.

દુર્ગાને ઇસ્પિતાલમાંથી ઘેર જવાની પરવાનગી મળતાંજ પ્રેમરાય તરત તેને પોતાને ઘેર તેડી લાવ્યો. મહાકોરવહુ દુર્ગાની દુર્બળ સ્થિતિ જોઈ રોઇ પડી, એટલુંજ નહિ, પરંતુ તે ઘરમાં આવી કે તરત પ્રેમરાયને લડવા લાગી કે 'જાઓ, જાઓ, તમે તે કેવા માણસ છો? ભાભીજીની આવી સ્થિતિ થઇ ગઈ અને હું તેમને મળવાને મોંમાં જીભ પણ ઘાલતી ન હતી તોપણ તમે મને એકકે દહાડો ઇસ્પિતાલમાં લઇજ ગયા નહિ.' પતિ સામું મુખ મચકોડી બે હાથે ઝાલી દુર્ગાને ખાટલામાં બેસાડતાં વળી તે બોલી કે 'આપણને બાઈ! આવી ખબર નહિ. આપણે ક્યાંથી જાણીએ કે આવું શરીર થઇ ગયું હશે? પ્લેગ થયો તેથી સહેજ શરીર નંખાઈ ગયું હશે, કંઇ આમ છેક હાડ ગયું હશે એવું ક્યાંથી જાણીએ? કોઇ કોઇને મોઢે તો કોઇ ના કહે, પણ મનમાં તો તોલ કરેજ, કે કોઇ કોઈનું કોઇ સગું નથી. આ તો જાણે ઠીક છે કે ઇશ્વરે સારૂં કર્યું; પણ કંઇ બીજુંજ બન્યું હોય તો મારાથી ઓળખીતાંમાં મોં કાઢીને બોલાત કેમ? આવી હઠ તો સારી નહિ. ઇસ્પિતાલમાં જવું કરવું એ તો આપણને સરકાર દરબારમાં જવા જેવું લાગે, એટલે ઘેર ચિંતા કરતાં બેસી રહીએ બીજું શું? આપણા મનમાં કેવું થાય છે તે કંઇ સામાને ખબર પડે છે કે?'

'વાલેસરી હોય તેને તો થાયસ્તો. તમે હવે એ વાત જવા દો. હું જીવતી આવી ને આપણે મળ્યાં એંજ ઇશ્વરનો મોટો ઉપકાર છે.' દુઃખે ભરાઈ ગયેલી અને ઘણા દિવસ લગી શોકને રૂંધી રહેલી દુર્ગાએ ઉંડો દુઃખ ભર્યો શ્વાસ લેતાં લેતાં ગદ્‌ગદ્ કંઠે ઉત્તર આપ્યો ને આંખ ઢાળી ઓસીકા ઉપર માથું નાંખી સુતી. પ્રેમરાયે હાથ ઝાલેલો હોવા છતાં દાદર ચઢવાથી તે થાકી ગઈ હતી.

મહાકોરે તેના કપાળ ઉપર અને આંખ ઉપર હાથ ફેરવીને કહ્યું કે 'ભાભીજી!' પ્રેમરાયના સામું જોઈ કૃત્રિમ ગુસ્સો કરી વળી

તે બોલી કે 'આમ ઉભા શું રહ્યા છો ? જરા પાણીનો પ્યાલો તો લાવો. આ તો હજી બહુજ અશક્ત છે. હાય હાયરે બાપ ! આવી સ્થિતિમાં ઇસ્પિતાલમાં તે શી ચાકરી થઇ હશે ?' પ્રેમરાય પાણી લાવ્યો અને ખીસામાંથી રૂમાલ કાઢી પત્રાલામાં થોડું કોલનવૉટર નાંખી દુર્ગાના કપાળ ઉપર પોતું મૂકી શીતોપચાર કર્યો. મરકીના લોખંડ પણ તપી જાય એવા તાવથી દુર્ગા છેકજ નિઃસત્ત્વ થઇ ગયેલી હતી. બોલતાં પણ તેને હજી શ્રમ પડતો હતો. ઇસ્પિતાલમાંથી ઘેર આવવાના શ્રમે તે લેવાઇ ગઇ. કપાળ ઉપર શીતોપચાર કરવાથી તેને જરા ઠીક લાગ્યું. આંખ ઉઘાડી મહાકોરને 'ચિંતા ન કરો' એમ તેણે કહ્યું. દુર્ગા બિચારી ક્યાંથી જાણે કે મહાકોરના હૃદયમાં વિષ ભરેલું છે. તે તો તેનાં સવાસલાંથી અંજાઇ ગઇ. દગાખોર માણસ બહુજ નમતું રહે છે, તેમ મહાકોર પણ દુર્ગાની આગળ અત્યારે ખૂબ નમ્ર થઇ ગઈ. તેણે સગી બહેનથી પણ વધારે વહાલ બતાવ્યું. બહારથી તે અમૃત જેવાં વચન બોલતી હતી પરંતુ તેના હૃદયમાં હળાહળ ઝેર ભરેલું હતું, કારણ કે દુર્ગાને જોતાંજ તેને ખાતરી થઇ હતી—કે આને ઝેર દેવામાં આવશે તો મરણ થતાં વાર લાગશે નહિ અને કોઇ અડોસી પડોસીને પણ ખબર પડશે નહિ. આવું નિર્બળ માણસ સહેજે મરી ગયું હશે એમ સૌ કોઇ ધારશે અને આપણું કાર્ય વગર શંકાએ પસાર થઇ જશે. આવા વિચાર કરતાં કરતાં બે ત્રણ વાર તેણે કોલનવૉટરનાં પોતાં દુર્ગાના મસ્તક ઉપર મૂક્યાં દુર્ગાએ તેને પોતાના કામમાં ભળવાનું કહી 'જરા ઉંઘ લઉં' એમ જણાવ્યું. તેણે પાસું ફેરવીને આંખ મીંચી અને મહાકોર તથા પ્રેમરાય પછી પોતપોતાના કામ તરફ વળ્યાં.

દુર્ગાના જીવમાં હવે જીવ આવ્યો. તેને રતિસુંદરી સંબંધી વિચાર આવવા માંડ્યા. જ્યાં સુધી તે ઇસ્પિતાલમાં હતી ત્યાં સુધી ઘર સંબંધી વિચારો તેના મનમાં આવતા, તોપણ બહુ અસર કરતા નહિ. માણસ પોતાના સ્થાનથી દૂર હોય ત્યાં સુધી તે સ્થાન સાથે રહેલી ચિંતાઓ પણ તેનાથી દૂર રહે છે. જ્યારે તે પાછું કર્તવ્યના

સ્થાનમાં આવે છે ત્યારે પેલી સઘળી ચિંતાઓ અને ફરજો તેની આગળ આવીને ઉભી રહે છે. દુર્ગાને પણ એમજ થયું. પ્રેમરાયને ઘેર આવી મહાકોરનાં હેત ભર્યાં આશ્વાસક વચનો સાંભળ્યા પછી થાકની તંદ્રામાં પડતાંજ તેને રતિસુંદરી યાદ આવી. વળી પોતાના ઘરની વસ્તુઓ ક્યાં હશે, તેની કેવી વ્યવસ્થા થઇ હશે, અને દેશમાંથી કોઇ આવી ગયું નહિ તે શું ? એવા તેવા વિચારો એક પછી એક તેના મનમાં ઉભરાયા.

મહાકોરે સાંજના તેને માટે કાંજી તૈયાર કરી ઘણો આગ્રહ કરી કરીને પાઇ. એક બે દિવસ આ પ્રમાણે તેની ખાતર જમા કરવામાં આવી અને પ્રસંગે પ્રસંગે મહાકોરે તેને સદ્‌ભાવ બતાવ્યો તેથી દુર્ગાનું મન બહુ પ્રસન્ન થયું. મહાકોરે પોતાની ક્રૂર ધારણા કેવી રીતે અને ક્યારે પુરી કરવી, તે ઉપર વિચાર ચલાવવા માંડ્યો. ઘણો વિચાર કર્યા પછી તેણે નક્કી કર્યું કે 'ચાના પાણી સાથે સોમલ ઉકાળીને પાઇ દેવો અને તે એવા વખતે પાઇ દેવો કે જે વખતે ઘણી હોહા થાય નહિ. રતોવાઇ મારવા કે જેથી સૂર્ય ઉગતા પહેલાં તો તે ચિતામાં બળતી હોય.' આ વિચાર નક્કી કર્યા પછી વધારે વધારે આગ્રહ કરી સાંજના ત્રણ વાગે દુર્ગાને થોડુંક સારૂં સારૂં ખવડાવ્યું. ખૂનની ભયંકરતા તેને બીવડાવતી. એક તરફથી પવિત્ર આત્મા તેને વારતો ત્યારે બીજી તરફથી મોહે પરાજિત થયેલું મન તેને લક્ષ્મીની લહેર બતાવતું. તેનું મન સોનાની ચક્ષી હાથ આવવાના વિચારે પ્રસન્ન અને પાપ ઉઘાડું પડી જવાના વિચારે કંપી જતું હતું. હિમ્મત રાખી દુર્ગાના મનમાં પેસી જતી હોય એવી કૃત્રિમ સ્નેહાળતાથી એક રકેબીમાં તેને મિષ્ટ ભોજન આપી કહ્યું કે 'ભાભીજી! સારા ખોરાક વગર કંઇ પગમાં આય આવે ? દાક્તરો અને વૈદો તો માંદા માણસને પથ્ય કરાવીનેજ અડધું મારી નાંખે છે. આમાં શું છે ? ઘી અને સાકર માણસના શરીરને અમૃત જેવી અસર કરે છે. અલબત્ત, જરા વધારે ખવાય તો ભારે પડે પરંતુ આપણે શું એવાં મૂર્ખ છીએ ? લો, બે કોળિયા ખાઓ. એમ કરશો તો પછી હોંશિયારી ક્યારે આવશે ?' દુર્ગા

બિચારી ક્યાંથી જાણે કે 'મહાકોર તેને ખાટકીની ખંતે ખવડાવે છે. પ્રીતિને લીધેજ તે આટલું બધું કરે છે' એમ તે તો સમજતી હતી. દુર્ગાએ રકેબી હાથમાં લીધી અને પોતાને ભાવે તેટલું ખાધું. જેમ જેમ તે ખાતી ગઇ તેમ તેમ મહાકોરે વધારે વધારે આગ્રહ કરવા માંડ્યો, અને કહ્યું કે 'એમાં શું છે? સાંજે ન જમ્યાં. જે વસ્તુ ઉપર ભાવ હોય તે ખાવી. ભાવવાળી ચીજ ખાધાથી તો રોગ સામો મટી જાય.' દુર્ગાએ સાંજે ન જમવાના વિચારે પોતાને પ્રિય લાગતી વાનીઓ જરા ભાવથી ખાધી અને તે ખાતાંવાંત તેનામાં જરા હોંશિયારી આવી તથા સારૂં લાગ્યું. 'હવે તમે જરા ઓઢીને સૂઇ જાઓ. ડાબે પડખે સૂઇ જવાથી પચી જશે. હું જરા બહાર જાઉં છું.' આમ કહી તે બહાર ગઈ. દુર્ગા પેટભરીને ખાવાથી અન્નની કેફથી થોડીવાર સારી રીતે ઉંઘી. સાંજ પડી અને પ્રેમરાય જ્યારે સાડા પાંચ વાગે ઘેર આવ્યો ત્યારે અસુરી દીવાનિદ્રાને લીધે અને ભારે ખાવાથી દુર્ગાને ઠીક લાગ્યું નહિ. સાંજ પડી અને મહાકોર બહારથી આવી ત્યારે પ્રેમરાયે કહ્યું કે 'મને ઠીક નહિ હોવાથી હું અત્યારે ભોજન કરવાનો નથી.' દુર્ગાએ પણ જમવાની ના કહી. સૌએ સાંજે જમવાનું માંડી વાળ્યું. મહાકોરે કહ્યું કે 'ઠીક છે. જમવાની ઇચ્છા ન હોય તો રાતે નવેક વાગે જરા ગરમાગરમ ચા પીજો. પેટમાં ગડબડ હશે તો મટી જશે.' આ વિચાર સૌને પસંદ પડ્યો. મહાકોર જો કે તેમની સાથે વાતો કરતી હતી તોપણ તેના મનમાં પેલી વાત ઘોળાયા કરતી હતી. આઠ વાગ્યા અને 'હવે તો હું શગડી સળગાવું' કહી તે ઉભી થઇ. પ્રેમરાય અને દુર્ગા વાત કરવા લાગ્યાં ત્યારે દુર્ગાએ કહ્યું કે 'રાયજી! તમે ગમે તેમ કહો, પરંતુ હવે તો મહાકોરભાભીજી હોંશિયાર થયાં હોય એમ લાગે છે. શરૂઆતમાં જ્યારે તમે એમને હાડછેડ કરતા ત્યારે તમારાથી વિરૂદ્ધ રહેતાં, પરંતુ હવે તો તમને અનુસરે છે. એ તો મુંબાઇ શહેરજ એવું છે કે ગમે તેવું ખડાષ્ટકું હોય તોપણ વરવહુને મેળ કરાવે. આજ તમે પણ એમનો બોલ ઉથાપતા નથી. હું તમારા ઐક્યની ઇર્ષા કરતી નથી પરંતુ આ તો જે જોઉં છું તેજ કહું છું.

જ્યારે ખડાષ્ટકું ચાલતું ત્યારે પણ તમારાથી હું ધારૂં છું કે, તે ડરતાં નહિ. 'પગ ઘાલીને સાસરામાં રહેવું'. એ આપણા લોકના જુના ડોસી શિક્ષણને તે વળગી રહેતાં હતાં. હાલ તમે મોટા થયા અને એ પૈસા લાવવા માંડ્યા ત્યારે તમારાં થઇને રહેતાં પણ તેમને આવડી ગયું. જુઓની, કેવી સફાઈથી બોલે છે અને કેવું કામકાજ કરે છે. તમે પણ પહેલાં તો જરા આડા હતા.'

'ના ના, એવું કંઈ નથી. હજી પણ એ તો એવીને એવીજ છે. હું નમતું મૂકી ચલાવી લઉં છું, નહિ તો દિવસમાં બે ચાર બોલાબોલ થાય.' પ્રેમરાયે ખુલ્લે મને ઉત્તર આપ્યો. દુર્ગા બોલી કે 'આમાં તમારી શોભા અને આબરૂ છે. પતિપત્નીને રાતદિવસ બિયાબારું રહે તે સારૂં કે મોજમઝામાં રહો તે સારૂં ? હું તો તમારા સંપથી ખુશી થાઉં છું. તમે રળી જાણ્યું અને એ સાચવી જાણે તેવાં છે. એક પઇ પણ કમજરે જવા દે એવાં નથી. ઘર તો એવાં બૈરાંથીજ ચાલે.'

પ્રેમરાય—એ વાત ખરી. બીજી સ્ત્રીઓની માફક આ છેતરાઈ જાય એવી નથી. અડોસીપડોસીના પેટમાં પેસી જઇ તેમનું પણ ટીલું ચટી ખાય પણ પોતાનું ખાવા દે તેવી નથી. માળામાં પડોસીઓની સ્ત્રીઓ પણ પ્રેમ રાખે છે અને એ સૌની સાથે મળતી રહે છે. એક ખામી છે તે સુધરી જાય તો હવે બસ. મારી તબિયત ઉડાવવામાં તો હવે એ બહુ ખંત રાખે છે. હું બીજો કોઈ પણ દોષ જોતો નથી.'

'હવે દોષ દેખાયજ નહિ.' દુર્ગાએ મશ્કરી કરી, એટલામાં મહાકોર ચાના પ્યાલા લઇ દિવાનખાનામાં આવી. દુર્ગાને હસતી જોઇ બોલી કે 'કોની, મારી વાત કરો છો ?'

દુર્ગાએ ફરી હસીને ઉત્તર આપ્યો કે 'હવે તો રાયજી તમારાં વખાણ કરે છે. કહે છે કે મારી તબિયત ઉડાવવામાં બાકી રાખતી નથી.'

'એ તો મશ્કરીમાં એમ બોલતા હશે. જ્યારે ને ત્યારે મારી નિંદા કરવી એ એમનું કામ છે.'

પ્રેમરાય—લાવ લાવ, પ્યાલા આપ. જન્મારો ઉલટા અર્થ લેવા-

માંજ કાઢીશ કે શું ? કોઇ પણ વાર તેં ખરાને ખરૂં તો માન્યુંજ નહિ. દુર્ગાભાભી ! એ વાત જવા દ્યો, મશ્કરીમાં પણ એ સમજતી નથી.

મહાકોર ગુસ્સે થઇ. રકેબીઓ સાથે પ્યાલા નીચે મૂકતાં બોલી કે 'લો તમને તો મારૂં મોંજ ગમ્યું નહિ. હવે હું કંઈ નાની છું. તમે કોઇ નાનું મોટું બેઠું હોય તોપણ મને ઉતારી પાડો છો તે સારૂં નહિ. આ તો જાણે દુર્ગાભાભીજી છે અને તેમની આગળ મારે કંઈ માન જોઈતું નથી, પરંતુ તમારી આવી રીતથી હું કંટાળી ગઇ.' દુર્ગાનો પ્યાલો પ્રેમરાયને ને પ્રેમરાયનો દુર્ગાને આપી ગુસ્સામાં ને ગુસ્સામાં તે પડોસણના ઘરમાં જઇ બેઠી.

'અહિં આવો અહિં.' દુર્ગાએ બોલાવી પણ પ્રેમરાયે કહ્યું કે 'બોલાવશો નહિ. હમણાં આવશે. બોલાવી તો છાપરે ચઢી બેસશે.'

'તમારે એમ ન કરવું રાયજી ! હવે એ કાંઇ નાની છે ?' 'અરે આ તો બહુ ઉની છે મારે આટલી બધી ચા નહિ જોઇએ, લો.' દુર્ગાએ રકેબીમાંની થોડી ચા તેને આપી, અને મહાકોરનાં વખાણ કરતાં કરતાં પીધી.

ચા પિવાઈ રહી એટલામાં ઘાટી આવ્યો તે પથારીઓ કરી પ્યાલા લઈ ગયો ત્યાં સુધી મહાકોર આવી નહિ. અડધો કલાક થઇ ગયો અને પ્રેમરાય માળીએ ચઢી સુતો. પડોસણો સાથે ખૂબ ગપ્પાં મારી કેટલીક વારે મહાકોર ઘરમાં આવી. દુર્ગાને જોતાંજ તેના મનમાં પેલો વિચાર આવ્યો અને 'આ હવે મરી જવાની' એમ જાણી તેની સાથે સારૂં સારૂં બોલવા લાગી. પ્રેમરાય કેવી રીતે વર્તે છે તે ઉપર તેણે ખૂબ ઉભરો કાઢ્યો. આખરે જ્યારે દુર્ગા વાત સાંભળતાં સાંભળતાં ઉંઘવા લાગી ત્યારે મહાકોર 'તેને ઝેર ચઢવા માંડયું' એમ જાણી તેનાં ઘરેણાં અને પૈસા ભોગવવાના વિચારે બારણાં બંધ કરીને નિરાંતે સુતી.



# પ્રકરણ ૧૫ મું.

## તારુણ્યના તરંગ.

'આ તે મને ભ્રમણા થાય છે કે મેં ખરૂંજ સાંભળ્યું' 'હું તને મન ગમતો વર પરણાવીશ.' શું જીજીએ મને એમ નથી કહ્યું? ના કહ્યુંજ છે. શું મારી ભ્રમણાએ મને એ વચન ભણકારે સંભળાવ્યાં. માણસના મનમાં જે વિચાર ફરતા હોય અથવા જે પ્રિયજનની માણસને રાત્રિદિવસ ઝંખના થતી હોય તેના શબ્દો ઘણી વાર ઓચિંતા તેજ બોલતું હોય તેમ સાંભળવામાં આવે છે. તેના ભણકારા વાગે છે એટલુંજ નહિ, પણ માણસ પોતાના હૃદયમાં રહેલા પ્રિયજનને ઉઘાડી આંખે સર્વત્ર પોતાની આસપાસ ફરતું દેખે છે. માલતીમાં મુગ્ધ થયેલા માધવે નથી કહ્યું કે, 'માલતીને હું મારી દૃષ્ટિ મર્યાદામાં બધેજ દેખ્યા કરૂં છું.' ભવભૂતિ જેવો મનુષ્યનાં હૃદય ચીતરનાર કવિ એ ભાવ શું અમસ્તો મૂકે? મને એવો ભ્રમ થયો હોય તો કોણ જાણે? જીજી શું એવું ના કહે? કહે. મારા ઉપર એમની પ્રીતિ શઈ છે.' આમ બોલી વિચારમાં ને વિચારમાં કેટલીક વાર લગી અનિમેષ દૃષ્ટિએ સવિતા બારી સામું જોઈ રહી.

સવિતાનું મન કયાં લાગેલું છે, તે વાચકને ફરીને કહેવાનું કંઈ કારણ નથી. તારુણ્યના જોસદાર પ્રેમમાં ઝૂલતાં માણસના મનનો યથાર્થ ચિતાર આપવા માટે તેમ છતાં એટલું કહેવું જોઇએ કે, સવિતા કામકાજ કરતી અને વાંચતી, પરંતુ રાત્રિદિવસ તેનું મન તો હંસરાજ પાછળજ ફર્યા કરતું. તેનાં દરેક વર્તન તેને મોહક લાગતાં. અનુભવી પ્રેમીઓએ કહેલું છે તેમ, જેમ જેમ તેનાં નેત્રમાં રાગનું અંજન અંજાતું જતું તેમ તેમ તે હંસરાજમય થતી જતી. એનું રૂપ સવિતાની આંખ આગળ કામદેવનો પણ તિરસ્કાર કરાવતું. એના બોલ શ્રવણને અમૃત જેવા પ્રિય લાગતા અને એની તરફ જોવું એ તેનાં નેત્રની સાર્થકતા જેવું લાગતું. કન્યાઓનો પ્રેમ નિરંતર મનમાં વસેલાના ઉપર વધતો જાય છે સવિતાનો પ્રેમ મનોરથોએ બહુ વધી ગયો હતો

તેમાં પણ માણેકશેઠાણીએ 'તને ગમતો વર પરણાવીશ' એમ કહ્યું ત્યારથી તો, સવિતા ખરેખર ગાંડી ને ઘેલી થઇ રહી હતી. કાદમ્બરીની માફક સ્વપ્નમાં પણ તે હંસરાજ સાથે રમતી. એકાંતમાં તેનું નામ દઈ દેતી. કેટલીક વાર હંસરાજના વિચારમાં ને વિચારમાં પ્રેમની નિદ્રામાં જાગતી છતાં ઉંઘતી હોય એવાં સ્વપ્ન અનુભવતી. હંસરાજ તરફ તેની જે વૃત્તિ રહેતી તેથી માણેકશેઠાણીથી એટલું તો સમજાયું હતું કે, સવિતા ઉપવર થઇ છે અને તેનું અંતઃકરણ હંસરાજને ચહાય છે. તે જુવાને તેના મનમાં વાસ કર્યો છે. એકવાર સવિતાના ખંડ આગળ થઇને જતાં હંસરાજથી તેની પોતા ઉપરની દૃષ્ટિ પણ સમજાઈ હતી.

સવિતાના જેટલો તેને અનુરાગ ઉપન્યો ન હતો, પરંતુ પહેલાંના કરતાં એ પ્રસંગ અંતરાત્મા સાથે વધારે જોરથી અથડાયા પછી શુદ્ધ બુદ્ધિએ વારણ કરવા છતાં પણ તેનાં રૂપઘેલાં નેત્ર સવિતા બેઠી ઉભી કે વાત કરતી હોય તે તરફ ખેંચાતાં. સવિતાને પણ એ ખબર પડી ન હતી અને હંસરાજના મને એ વિષય તરફ પ્રેમ ભર્યું વળાંણ લીધું ન હતું, તથાપિ અંતરમાં સવિતાનાં દર્શનની તેને મોહની લાગી હતી. તારુણ્યના ખીલતા બહારમાં પ્રતિદિન મોહક અને તરુણજનની નજર ખેંચાય એવી થતી જતી સવિતા અત્યારે ખરેખર દેવકન્યાનો પણ તિરસ્કાર કરે એવી આકર્ષક બની રહી હતી. પગની ચંચળતા નેત્રમાં આવી હતી અને મનોહર મુખની આગળ પાછળ સૌંદર્યની આકર્ષક પ્રભા ઉઠી રહી હતી. ચૌદ પંદર વર્ષની લક્ષ્મીના ઉત્સંગમાં ઉછરેલી ધનાઢ્યની કન્યા જાણે જ્યોત્સ્નાને ઘટ કરી ઘડી હોય તેવી ગોર, ભરાઉ અને સમ ભાગે ખીલેલાં ગાત્રથી આરસની પુતળી જેવી સુંદર લાગતી. સુઘટિત શરીરને યોગ્ય ચંચળ અને વિશાળ નેત્ર, તેજની ધાર જેવું મનોહર સ્નિગ્ધ અને અણીદાર નાક, મૌક્તિકની શુક્તિનો પણ તિરસ્કાર કરે એવા સુંદર કોમળ અને કમળપત્ર જેવા ઈષત્ લાલ રંગના કાન, રતિએ નીલમની મુદ્રિકાવાળા હાથે મધ્ય ભાગથી પકડેલા કામધનુષ જેવી વાંકી ભારે ભ્રમરો, હીરાકણીઓનું ઉપહાસ્ય કરતી હોય એવી સુંદર દંતપંક્તિ અને હીરના લાછા જેવા સુંવાળા તથા

સુદીર્ઘ કેશ કલાપથી તે બહુજ સુંદર લાગતી. તેના અંગ ઉપર આછા પણ કીમતી અલંકાર હમેશ પહેરેલાજ રહેતા. રૂપને અનુકૂળ વિલાસી અને મોજીલો તેનો સ્વભાવ હતો. વસ્ત્રની પસંદગી પણ તેના રૂપને શોભાવે તેવીજ તે કરતી. વળી કન્યાભાવને દર્શાવતો તેનો ઓઢણી ચણિયાનો પહેરવેષ તેના યૌવનને હવે ઢાંકી શકતો નહિ. તેની દૃષ્ટિ અને હાસ્ય કોઈ પણ માણસના હૃદયમાં નૈસર્ગિક પ્રેમનો ઉછાળો આણે તેવાં હતાં અને તે પોતે પણ પોતાના અનુપમ રૂપને માટે કોઇ કોઇ વાર પોતાના મનમાં અભિમાન લેતી.

સવિતાના આવા સ્વરૂપે હંસરાજના મનમાં પ્રીતિ ઉત્પન્ન કરી હતી, કારણ કે, તે પણ નાયિકાની માફક તારુણ્યના આવેશવાળી દ્વિતીયાવસ્થાનાં વર્ષોમાં આવેલો હતો. સવિતા તેને ઇચ્છે છે, તેનાં સ્વપ્ન જુએ છે અને અંતરમાં તેનેજ જાણે આલિંગન કરી રાત્રિઓ આપી ગાળે છે, એમ તે જાણતો ન હતો, પરંતુ પ્રસંગ સાધી દૃષ્ટિ ચોરી સમય મળતાં તે તેનાં ગાત્રની સુંદરતા જોવાને લલચાતો. ઉભય સહેજસાજ કામે પણ એક બીજાને મળવા અને મુખ જોવા ઉત્સુક રહેતાં. ઉભયનાં અંતઃકરણ એકજ પ્રેમને માર્ગે પળતાં હતાં. અંતર ખૂટી જતાં વાર લાગે એમ ન હતું. સવિતા હવે કામથી કાયર થઇ હતી. હંસરાજના વિચારે તેના મનને છેક મથી નાંખ્યું હતું. એક દિવસ પોતાના એકાંત ઓરડામાં બેઠી બેઠી તે વિચાર કરતી અને મનોરથને હિંદોળે આનંદથી ઝૂલી રહી હતી, એટલામાં તેના ખંડનો દરવાજો ઉઘડ્યો અને ચાનો પ્યાલો લઇ બ્રાહ્મણ અંદર આવ્યો. સવિતા વિચારમાંથી જાગ્રત થઈ વસ્ત્ર સંકેરી બ્રાહ્મણ સામું જોઈ બોલી કે 'શું જીજીએ ચા પીધી?'

'જી હા, તેમણે પીધી અને હંસરાજને પણ તેમના ખંડમાં જઈ પ્યાલો આપી આવ્યો.'

'તે શું કરે છે?' સવિતાએ પ્રેમના જોસથી સહસાજ પૂછ્યું.

'માથા ઉપર ભીનો રૂમાલ મૂકી ખાટલા જેવી ખુરસીમાં સુતા છે.' બ્રાહ્મણ આમ કહી પ્યાલો મૂકી ગયો.

'લાવ હું ઉપર જાઉં. ઠીક મિષ છે. જાઉં?' સવિતાએ પોતાના અંતઃકરણને સવાલ કર્યો. અંતઃકરણે તે સવાલ વળી બુદ્ધિને પૂછ્યો દરમિયાન મેળાપવેલું મન તે વિચારને પુષ્ટિ આપવા લાગ્યું. તે તેને ઉપર જવાને ઉશ્કેરતાં સમજાવવા લાગ્યું કે 'ચાલ, ખુશીથી ચાલ. એનું મુખ જો, એની તબિયતની ખબર પૂછ. આ પ્રસંગ મુલાકાતને માટે ઠીક છે.' સવિતા હાથમાં ચાનો પ્યાલો લઇ મનના વિચારને સાંભળતી હોય તેમ થોડીવાર સ્તબ્ધ રહી. ઉભે ઉભેજ ચાના એક બે ઘુંટડા ભર્યા. બુદ્ધિએ જાણે એટલામાં તેને જવાબ આપ્યો કે 'તું જુવાન છે. તારાથી એકલાં પુરૂષના એકાંતમાં જવાય?' અંતઃકરણે એ વિચારને ટેકો આપ્યો અને જીવ નીચે બેઠો, પરંતુ ચાની ગરમીએ મન પાછું ઉશ્કેરાયું. તે પૌરાણિક અને ઐતિહાસિક ઉદાહરણો આગળ ધરી અંતઃકરણ અને બુદ્ધિની સામે થયું. આખરે સર્વે ઇંદ્રિયોના એકજ મતના બળથી તેમને 'ના, ના, કહેતાંજ' રહેવા દઇ જુસ્સાએ બળાત્કારે. તેને ઉભી કરી અને હંસરાજના ખંડ તરફ પ્રેરી.

હંસરાજની મેડી બે ખંડમાં વહેંચાયેલી હતી. આગલા ખંડમાં એક સોફા અને ચોપડીઓ મૂકવાની બે ઘોડીઓ હતી. એક લખવાનું ટેબલ, બે ખુરસી અને એક નાનું કબાટ હતું. એ ખંડમાંથી બારણામાં થઇ બીજા ખંડમાં જવાતું. તેમાં તેને સુવાનો પલંગ આરામખુરસી પાણીનો કુંજો ટુવાલ અને કપડાં મૂકવાની ઘોડી વગેરે અંતર્ગૃહનો ફરનિચર હતો. બેઉ ખંડનો દેખાવ જોનારને તે ખંડો બ્રહ્મચારી વિદ્યાર્થીના બતાવતો. હંસરાજ બીજા એટલે સુવાના ખંડમાં નાના ટેબલ ઉપર ચાનો પ્યાલો મૂકી આરામખુરસીમાં પડયો હતો. આ બે ખંડો વળી બંગલાને છેલ્લે મજલે હતા. તે એવા એકાંતમાં હતા કે, ભાગ્યેજ ઘરનું કોઇ માણસ કદી ત્યાં જતું આવતું. હંસરાજ, ક્વચિત્ તેનો એકાદ મિત્ર અને કાર્ય પ્રસંગે ચાકરનફર વગર બીજું કોઇ પણ ઘરનું માણસ ખાસ કામ વગર મેડીએ જતું નહિ.

ચા આવ્યા પછી ઉપર જણાવ્યું તેમ તે આરામચેરમાં પડયો પડયો વાંચેલા વિષયનું સ્મરણ ને મનન કરતો હતો. કપાળ ઉપર

કોલનવોટરથીભીનો રૂમાલ મૂકેલો હતો, ચા ઠંડી થતી હતી અને તે વિચાર કરતો હતો; એટલામાં સવિતાગૌરી ઉપર આવી. આગલા ખંડના મધ્ય ભાગમાં ઉભી રહી તેણે ખુણામાંના ટેબલ તરફ દૃષ્ટિ કરી, પરંતુ ત્યાં હંસરાજને દીઠો નહિ. 'શું તે નીચે ગયા' એમ મનમાં વિચાર આવતાં તે ઉભી રહી. પરંતુ સામા બારણાની સામેના શયનગૃહના તખતામાં પડેલી પ્રતિબિંબની પ્રભાએ શયનગૃહની બારી પાસેના ખુણામાં બેઠેલા હંસરાજની નજર ખેંચાઇ. તેણે તખતા સામું જોયું અને અવળા પોકને દેખાડતી દર્પણની પ્રતિમાએ સવિતાનાં સવળી દૃષ્ટિએ ન દેખાય એવાં અંગો અને યુવકને ઉન્માદે ચઢાવે એવું તેનું સૌંદર્ય દેખાડયું. 'આ શું ? સવિતા ઉપર કેમ આવ્યાં ? કોઈ દિવસ નહિ અને આજ. શું તેમને કોઈ પુસ્તક જોઇતું હશે ? પણ નહિ, પુસ્તક તો તે ઘણીવાર ચાકર પાસે મંગાવે છે. ત્યારે આજ કેમ અહિં આવ્યાં ?' એક ક્ષણમાં આટલા બધા સવાલ થયા. હાથમાં ચાનો પ્યાલો લઇ ખુરસી ઉપરથી ઉઠી તે સામે આવ્યો, કારણ કે સવિતા પણ કિંચિત થોભી અંદરના ખંડમાંજ જતી હતી. વચલા બારણા આગળ બેઉ એક બીજાની સંમુખ થયાં. સામ સામે થતાંવાંત સવિતાએ પૂછ્યું કે 'કેમ હંસરાજ ! તમને ઠીક નથી કે શું ?'

'નહિ, મને સારૂં છે.' એવો ઉત્તર આપી તે અંદરના ખંડ તરફ પાછો ફર્યો ને સવિતા સામી ગતિએ ખંડમાં દાખલ થઇ. તે એક ખુરસીના હાથ ઉપર બારણાની સામે ઉભી રહી. હંસરાજે આરામ ખુરસી ઉપર બેસી સામેના ટેબલ ઉપર પ્યાલો મૂકી હસીને સવિતાને પૂછ્યું કે 'કેમ ઉપર આવ્યાં, કંઇ કામ છે ?'

'તમે ચા પીઓ ઠંડી થઇ જશે. કંઇ કામ નથી. મને ભટે કહ્યું કે તમને ઠીક નથી.'

'મેં તેને એવું કહ્યુંજ નથી. હંસરાજે ચાનો પ્યાલો હાથમાં લઈ ચા પીતાં પીતાં કહ્યું. કદાપિ મારા કપાળ ઉપર રૂમાલ જોઇ પોતાની મેળેજ તેણે તમને એમ કહ્યું હશે.'

'હા, એમ હશે.' સવિતાએ ધીરે સાદે સાદોજ જવાબ દીધો.

હંસરાજે તેના મુખ તરફ જોયું તો લજ્જાનાં અને કંઈક સાહસનાં ચિહ્ન જણાયાં. તેના મનના વિચાર જાણે રોકાઈ રહ્યા હોય તેમ તેને લાગ્યું. પરિચય હોવાથી બીજી કન્યાઓને જેમ થાય છે તેમ સવિતાને થયું નહિ. પરંતુ સારી રીતે વાત કરી જાણનાર વિદ્વાન માણસ જેમ શાંતિ ફેલાતાં સજ્જ થઈ બેઠેલા પોતાને જાણીતા માણસોની સભામાં પણ ભાષણના પ્રસંગ ઉપર બોલવાને ઉભો થતાં પોતાને અને વિષયને ભૂલી જાય છે તેમ સવિતા 'હવે શી વાત ઉપાડવી અને કેમ કરી બે ત્રણ મિનિટ જેટલો વખત વાતચીત કરવી' તેના વિચારથી વ્યાકુળ થઇ ગઇ. હંસરાજ ધીરે ધીરે ચા પીવા લાગ્યો. તેને પણ વાતનો વિષય જડયો નહિ. બે ત્રણ અને ચાર સેકંડ જેટલુંજ તેઓ મૌન રહ્યાં પરંતુ એટલો કાળ પણ તેમને લાંબો અને ન ખૂટે એવો લાગ્યો. તેમનાં મને એટલા ટુંકા વખતમાં અનેક બાબત વિચારી જોઇ વાતનો વિષય શોધ્યો. હંસરાજે ચા પુરી પી જઇને પ્યાલો નીચે મૂક્યો, એટલામાં તો તેને પણ જાણે યુગ વહી ગયો હોય એવું થયું. તેનું મન જાણે ઉડી જતું હોય તેમ લાગ્યું. છેવટ સવિતાએ મૌન ભાગ્યું ને પૂછ્યું કે 'મેં તો જાણ્યું કે માથું દુખતું હશે.'

'ના ના, એવું કંઇ નથી. આ તો અભ્યાસથી મારૂ મગજ જરા ગરમ થયું તેથી રૂમાલ પલાળી કપાળ ઉપર મૂક્યો. નીચે શેઠાણી અને બીજાં કોઈ આગળ તો તેણે આવું બકી દીધું નથીને?' શંકા કરી હંસરાજે ઉત્તર દીધો.

'મને તેની ખબર નથી. ચાલો ત્યારે હું નીચે જાઉં.' સવિતા મનને કાબુમાં લઇ પાછી ફરી. હંસરાજ ખુરસી ઉપરથી ઉભો થયો. તેઓ આગલા ખંડમાં આવ્યાં, એટલે સવિતાએ બુકશેલ્ફ આગળ જરા થોભી જવું નહિ ગમવાથી નીચાં નમી ચોપડીઓ જોવા માંડી. હંસરાજ તેની નજીક ઉભો રહ્યો. નીચે મુખે ચોપડીઓ જોતી સવિતાના ચોટલા ઉપર અને સ્ફટિક ફલક જેવા સુંદર તથા પિરોજી ઓઢણીમાંથી દેખાતા તેના ઉભા કદલીપત્ર જેવા રૂપાળા વાંસા ઉપર તેની નજર પડી. જાપાની ફેશને નીચે ઢાળે ગુંથેલો તેનો ચોટલો અને

તેમાંના ગુલાબ ઉપર આંખ ફરી વળી. હંસરાજનાં જુવાન નેત્રો તેનાં મોહક અંગ ઉપર અચળ થઇ રહ્યાં. તેના મનમાં ન સહેવાય ને ન રોકાય એવો ઉત્પાત થવા માંડ્યો. હૃદય જોરથી ધડકવા લાગ્યું અને રગોમાં ઉશ્કેરાયેલું ગરમ રૂધિર પૂરે ચઢેલી નદીની માફક ઉછાળા મારતું વહેવા લાગ્યું. મન તુરંગમ બહુજ તોફાને ચઢ્યો. ગરમ થયેલું રૂધિર મસ્તક ઉપર ચઢી ગયું. તેનાં નેત્રો સવિતાનાં અંગ સિવાય બીજી વસ્તુ માટે જાણે દૃષ્ટિરહિત થઇ ગયાં. સઘળી ઇન્દ્રિયોમાં એટલો ઉત્પાત અને સંક્ષોભ થઇ રહ્યો કે, તે પોતાને ભૂલી ગયો, પોતે ક્યાં છે તે તેને સમજાયું નહિ અને પોતપોતાની મર્યાદામાંથી ઉશ્કેરાઇ ખસી ગયેલી સર્વેન્દ્રિયના ઉગ્ર બળ સામે મર્યાદા રૂપી મહા પ્રતિબંધક વારણ લઇ ઉભાં રહેલાં બુદ્ધિ અને અંતઃકરણ ડગુમગુ થવા લાગ્યાં. નીતિએ રોકેલા ઉગ્ર ઇન્દ્રિયગ્રામથી તેના શરીર ઉપર પ્રસ્વેદ આવી ગયો. કંપારી સાથે સર્વત્ર રોમોદ્ગમ થયો અને એક મુહુર્તમાં આટલું થયું તોપણ તેને ઘણું લાગ્યું. સવિતા ચોપડીઓ જોતીજ રહી અને હંસરાજની દૃષ્ટિ બુદ્ધિના અંકુશમાંથી બહાર ધસી રૂપ જોવા આગળ વધી. શ્રવણનો પશ્ચાત્ ભાગ અને ત્યાંથી ઓપેલાં સુવર્ણફલકના જેવો ઉતરતો કંઠ અને હડપચ્ચા તરફનો ભાગ તેણે વધતા જતા ઉત્સાહના પૂરથી જોયો, ગલ્લસ્થળ અને ધંતુર પુષ્પના જેવા રંગ તથા આકારના કૌશેય વસ્ત્રથી નેત્રાભિરામ લાગતી નમતી ગરદનનું નિરીક્ષણ કરી મોહને માર્ગે વહેતી દૃષ્ટિ વધારે સાહસિક થઇ અમર્યાદ બની. કન્યાવસ્થા તજી યૌવનાવસ્થા ધારણ કરતા તુંગોન્નત અવયવો જોતી આંખોએ હંસરાજને ઉન્મત્ત બનાવી દીધો. વાણીએ બુદ્ધિના અંકુશમાંથી બહાર નીકળી મનને છલકાવી રહેલા રસના ઉભરાને સ્પષ્ટોચ્ચારમાં આ પ્રમાણે પ્રકટ કરાવરાવ્યો—

**अन्योन्यमुत्पीडयदुत्पलाक्ष्या:**
**स्तनद्वयं पाण्डु तथा प्रवृद्धं**

સવિતાની શ્રવણેંદ્રિય ઉપર આ ઉચ્ચાર પડતાંજ તે જાણે ચોંકી, અને શ્રવણેન્દ્રિય મારફતે થયેલા મગજ ઉપરના આઘાતક ઉચ્ચારને

લીધે સંમોહ નિદ્રામાંથી જાગ્રત થઇ તે એક ચોપડી ખેંચી લઇ ટટાર થઈ તેની સામે ફરી. હંસરાજથી ઉચ્ચારાયેલા પદ ઉપરથી તેનું મન જાણી તે બોલી કે 'એ તો કુમારસંભવનો શ્લોક છે નહિ વારૂ ?'

તે પોતાની સામે ફરતાંજ હંસરાજ એકદમ પાછો ખસ્યો ને ખસવા સાથેજ પેલા અવિવેકી વિચારો શમી ગયા. મર્યાદદ્રોહ કરવા તત્પર થયેલો ઇંદ્રિયગ્રામ બુદ્ધિના અંકુશમાં આવ્યો અને સવિતાના પ્રશ્નનો ઉત્તર આપતાં જણાવ્યું કે 'હા કુમારસંભવનો પાર્વતીના રૂપ વર્ણનનો શ્લોક છે. હમણાં હું તે વાંચું છું તેથી યાદ આવી ગયો.' પોતાના વિચારનું ગોપન કરવા તેણે આમ કહ્યું, પરંતુ તેના ચહેરા ઉપરથી સવિતા તેની સ્થિતિ સમજી ગઇ. 'તમે કેમ બોલ્યા એમ કંઈ હું પૂછતી નથી' આમ કહી રસ રસને રસથી ભરેલાં નેત્રે તેની સામું જોઈ મજેનું સ્મિત કરી તે બોલી કે 'હું તો થોડુંજ જાણું છું પરંતુ ખરેખર બહુ સરસ વર્ણન છે. ઓહો ! શું મજેના એ બધા રસિક શ્લોકો છે ? કાલિદાસનું કોઈ બીજું પુસ્તક ગુજરાતી ભાષાંતર સાથે હોય તો મને આપો. ગદ્ય કરતાં પદ્ય વાંચવું મને બહુ ગમે છે.'

'એ વાત ખરી. લાંબાં અને તરેહ તરેહવાર બાબતોથી ભરેલાં પુસ્તકો વ્યવસાયી રસિક વાચકને ગમતાં નથી. એવાં પુસ્તકોમાં પ્રપંચનું સ્ફોટક જોવાની ઉત્કંઠાજ માત્ર વાચકને ઉશ્કેરે છે. મહાકવિઓનાં કાવ્ય તેથી જુદી જાતના રસથી ભરેલાં હોય છે ને કાળાંતરે પણ તે નીરસ થતાં નથી. તેમાંનો રસ નિત્યે નવો નવોજ લાગે છે, ને વાંચનપર વાંચનનાં પારાયણ થવા છતાં પણ તેનો રસ ખૂટતો નથી. મહા કવિઓનું સંક્ષિપ્ત લખાણ હજારો વર્ષ સુધી એવાને એવાજ રસથી ભરેલું રહે છે, તેનું કારણ એ કે, તેમાં બહુજ અલૌકિક વસ્તુ હોય છે. એ કાવ્યો વડેજ કવિઓ અમર રહેલા છે. એ કાવ્યો તેમની યશકાયા છે. તમારે વાંચવું હોય તો મારી પાસે શાકુંતલ છે.'

'એ તો મેં વાંચ્યું છે. મેઘદૂત કંઇક વાંચ્યું છે પરંતુ હું તે બરોબર સમજી નથી.'

'ભાષાંતર કરતાં મૂળ વાંચ્યું હોય તો ઠીક.'

'ઠીક છે, ઇશ્વર એવો વખત આપશે ત્યારે વાંચીશું.' સવિતાએ જરા ખૂટ થઈ કહ્યું. 'પણ તમે હમણાં બોલ્યા તેનો શો અર્થ ?'

'સહેજ. એનો અર્થ કંઇ બહુ રમણીય અથવા તમારે જાણવા જેવો નથી' હંસરાજે 'અર્ધું કેમ કહેવાય ?' એવા વિચારે ઉડાવનારો જવાબ દીધો, પરંતુ તે ન હતો જાણતો કે છોકરાઓ કરતાં છોકરીઓ વધારે ચાલાક સમજવાળી હોય છે અને તેણે ઉપરનો પ્રશ્ન જાણી જોઇનેજ પૂછ્યો હતો.

'ના, રમણીય વગર તમે બોલો નહિ.'

'તે બોલાઇ જવાનું કારણ અભ્યાસનું રટણ છે.' •

'ના, રટણને લીધે તે રટાયો નથી. કંઇક કારણ છે. હું તે સમજું છું. ભલેને ના કહેશો.' સવિતાએ રૂપના અભિમાનથી સાહસિક થઈ ઉત્તર આપ્યો. હંસરાજનું મન પાછું ઉશ્કેરાયું. કન્યાનાં સકામ ભાવયુક્ત વર્તન તેને સમજાયાં અને તેના શરીર ઉપર ફરીને રોમોદ્ગમ થયો.'

'તમારા મનમાં કંઈ કંઈ છે.' સવિતા હસીને પાછી સંકોચાઇ.

'મારા મનમાં કંઇ નથી, તમારા મનમાં હશે.' હંસરાજે બુદ્ધિના અંકુશથી મન અશ્વને ખેંચી રાખી ઉત્તર આપ્યો.'

'મારા મનમાં તો ઘણુંએ છે, હું તમારી પેઠે ખોટું શું કરવાને બોલું. તમારે માટે મારા મનમાં તો ઘણુંએ છે.' સવિતાએ મોહભર્યું સ્મિત કરી જવાબ આપ્યો. આ ઉત્તરથી તરૂણ વધારે ઉશ્કેરાયો તેના શરીરમાં પાછા ગરમ રૂધિરના તરંગો ઉભરાવા લાગ્યા. એ તો સિદ્ધજ છે કે, સ્ત્રીઓ ચંચળ સ્વભાવની અને મોહક હોવા છતાં પ્રસંગ ઉપર પોતાના મન ઉપર અસાધારણ અંકુશ અને વૃત્તિની શાંતતા રાખી શકે છે. પુરૂષ જાત મોહને વશ થતાં પોતાના મનને જો કે વશ રાખે છે તોપણ ઉત્સેક એ પુરુષ ધર્મ છે એટલે તેનો ઇંદ્રિયગ્રામ બહુ ઉત્પાતક અને ઉગ્ર બની જાય છે. કામના આવેશમાં પુરૂષજ હમેશ સાહસિક બને છે. પ્રેમના જુસ્સામાં બીજાધાનનો ઉછાળો નરનો અને ધારણ–ઝીલન નારીનું છે. પશુ પંખી

વગેરે સૌમાં નરનો ઉછાળો અને હરખભેર નારીથી તેનું ઝીલન થતું જણાય છે. મર્યાદદ્રોહની ઉશ્કેરણીનું કારણ વામા પોતે હોવા છતા તે કદી પણ જોસે ઉભરાતી નથી. સ્ત્રીજનની સ્વાભાવિક શાંત પ્રકૃતિ ક્ષમા અને ગાંભીર્યની કસોટી તેના પહેલા સંસારના આરંભના પ્રસંગમાંજ થાય છે. સ્ત્રીઓના સ્વભાવને માટે પુરૂષો ગમે તેવા અભિપ્રાય આપો, પરંતુ તેમના કેટલાક કસોટીએ કસાયેલા ગુણોનુ મનન કરતાં નિષ્પક્ષપાતે વિચાર કરનારને સહેજે સમજાય તેમ છે કે, તેઓ પુરૂષ કરતાં વધારે ગંભીર, ક્ષમાવાન સહનશીલ અને મન ઉપર અંકુશ રાખનારી છે. સવિતાની આવી ગંભીરતા અને મન ઉપરનું અસાધારણ કાબુ અત્યારેજ તેના સમજવામાં આવ્યું, પરતુ તેના ક્ષણે ક્ષણ નવનવા મોહને ઉપજાવતા સ્વરૂપાલોકનથી તે પોતાના મનને વાર્ત્તાની ધારામાં રાખી શકયો નહિ. તે બોલ્યો કે ‘ તમારા મનમાં મારે માટે ઘણા દિવસથી જે હશે, તેના કરતાં લાખ ગણું વધારે મારા મનમાં છે પણ—’

‘ બસ મારે એટલુંજ જાણવું હતું. એ વિચારને સિદ્ધ કરવાનો હવે ઉદ્યોગ કરજો, એવી આ દાસીની વિનંતિ છે.’ સવિતાનું મન છેલ્લા શબ્દનું ઉચ્ચારણ કરતાં લજવાયું, ઉંડું ઉતરી ગયું અને જાણે તેણે મોટું સાહસ કર્યું હોય એમ તેને ક્ષોભ થયો. તે એ વાકયને અંતેજ નીચું જોઇ આગળ વધી. હંસરાજની મેડીમાં કોઈ અલૌકિક રસ જામી રહ્યો. ચાકરે આવીને જો આ એકાંતનો ભંગ ન કર્યો હોત તો કામદેવે તેમનાં હૃદય અત્યારેજ એક કરી નાંખ્યાં હોત, કદાપ કન્યાને તથા વરને વ્યવહાર અને રૂઢિના અતિક્રમણ માટે પાછળથી કંઈક પશ્ચાત્તાપ કરવાનો પણ પ્રસંગ આપ્યો હોત. મોહનો ઉગ્રપ્રવાહ અન્યોન્યની આંખો પ્રતિ વહન થઇ રહ્યો હતો એટલામાં નીચેથી ચાકર આવ્યો તેણે મોટેથી કહ્યું કે ‘ સવિતાબહેન ! શેઠાણી આપને બોલાવે છે. ’

બેઉ તેનો સાદ સાંભળી મોહનિદ્રામાંથી ચમકીને જાગ્યાં અને સવિતા ‘ હા ચાલ ’ એમ કહી એકદમ આગળ થઇ. ચાકર અંદરના

ખંડમાં જઇ હંસરાજનો ચાનો પ્યાલો લઇ આવ્યો. વારંવાર પાછું વાળીને જોતી ભારે રસ ભર્યા અંતઃકરણે અને લજવાતા મને તે દાદર ઉતરી.



## પ્રકરણ ૧૬ મું.

### મુસાફરીની વિડંબનાઓ.

સુકાઇ ગયેલી એક તળાવડીના કિનારા ઉપર મોટા કુવાની નજીક નવાં આવેલાં પત્રની ઘટાથી શીતળ છાયાવાળા એક મોટા જુના ગંભીર વડ તળે કેટલાક વટેમાર્ગુઓ અને એક ગાડું છુટયું હતું. બળદિયા ધોંસરા આગળજ તેમને માટે છુટા કરી આપેલા જારના પુળા ખાતા હતા. ગાડીવાન ગાડા તળે બેસી મીઠી દાઢે જાર બાવટાનો મોટો રોટલો અને કાચા કાંદા ખાતો હતો. ગાડામાંના માણસો ગાડા અને કુવાથી થોડે થોડે દૂર શીતળ રેતી ઉપર એકાંતે બેસી ટીમણ કરતા હતા. બીજા વટેમાર્ગુઓ તેમનાથી સહેજ છેટે બેઠા હતા. કુવાની આસપાસ મોટા વિસ્તાર ઉપર વડવાઇઓ ફૂટી ફૂટીને ચારે તરફ વડ ફેલાયેલો હતો. તેની વડવાઇઓનાં થડ જમીનમાં ચોંટીને એવાં મોટાં થઇ ગયાં હતાં કે, પ્રવાસીઓ ભાગ્યેજ મૂળ થડને પારખી શકે. લીલાકુંજાર એક મહેલને કુદરતે વનમાં ઉભો રાખવાને ટેકા મૂકયા હોય તેમ ઘણી વડવાઇઓ દરવાજાના આકારમાં સ્તંભના આકારમાં અને વાંસડાપેરે ભોંયમાં ચોંટી ગયેલી હતી. હિંદુસ્તાન જેવા ગરમ દેશનાં જંગલોમાં વડ, એ મનુષ્ય પશુ પંખી અને બીજાં સર્વ વનચરને વિશ્રામ લેવાને માટે કુદરતે ઉભી કરેલી એક મોટી ધર્મશાળા જેવો છે. ચોમાસું શિયાળો અને ઉનાળો ગમે તે ઋતુ હોય તોપણ પ્રાણીઓને તેની નીચે વિશ્રામ મળે છે. પંખીઓ અને બીજાં પ્રાણીઓની પેઢીઓ તેના આશ્રયે રહે છે. આ વડ પણ એક એવોજ મોટા વિસ્તારવાળો ઉંચો ઘટાદાર અને જુનો હતો. પાસે તળાવડી અને કુવો હોવાથી વટેમાર્ગુઓ તેનો આશ્રય લેતા. જેમ તે વિસામાને માટે વટેમાર્ગુઓમાં જાણીતો ... તેમ દૂર

દૂર આવેલાં તેની બન્ને સામસામેની દિશાઓ તરફનાં બે ગામડાના મધ્ય ભાગે આવેલો હોવાથી 'ચોરવડની ચોકી' ને નામે પણ ઓળખાતો હતો. 'ચોરવડ' વટાવી ગયાં તે વટેમાર્ગુ અસલના વખતમાં ભયથી બચ્યાં એમ માનતાં. હાલ બ્રિટિશ રાજ્યમાં સર્વત્ર પાંકો બંદોબસ્ત છે તોપણ વેળા કવેળા ચોરવડ આગળ લુંટ થવી, એ કંઈ અસાધારણ ન હતું. તેની ઘટા એવી હતી કે, ઘણીવાર ચોર લોક તેમાં છુપાઈ રહેતા. આસપાસનો દેખાવ રમણીય હોવા છતાં એકલડોકલ માણસ ક્વચિતજ તેની તળે ઉતારો લેતું.

મધ્યાહ્ન થઇ ગયા હતા અને આપણા વટેમાર્ગુઓ તથા એક ગાડું ઉપર જણાવી ગયા તેમ થોડોજ વખત થયાં ત્યાં આવીને છૂટયું હતું. સ્ત્રીઓ સાથે હોવાથો તેમના મનમા લુંટનો ભય હતો, કારણ કે ગાડાના પ્રવાસીઓ બેપૈસે સુખી વેપારી વાણ્યા હતા. સૌએ ટીમણ કર્યું અને પાણી પીધું, પરંતુ ગાડીવાને બપોર તપતા હોવાથી ગાડું જોડવાની ના પાડી. નમતાં કિરણ થાય ત્યાં સુધી વિસામો લેવાનુ કરતાં એક માણસ તેને સંબોધીને બોલ્યો કે 'ઠાકોર! ચોરબોર આવી ચઢશે તો તમે શું કરશો?' 'તમારે તેની શી પંચાત છે મારા ભાઈ. તમારા કરતાં મારી પાસે વધારે જોખમ છે.' ગાડીવાને પોતાના પશુધનના અભિમાનથી તેમને ઉત્તર આપ્યો. 'ઠાકોર રૂપિયાણુપિયા બાંધી લાવ્યા છો કે શું?' એક જણે મશ્કરી કરી.

'રૂપિયા નહિ પણ મારા બળદ રૂપિયા છેને. બે જોડ મળીને બહેં અઢીહેંની છે. તમે હું હમજો? તમારે વાણિયા બેમણને જેવો દાગીનો તેવો અમ લોકનો આ જીવતો દાગીનો.' એમ કહી ખુશીથી તેણે પોતાના માનિતા બળદ ઉપર હાથ ફેરવી તેના લોહિયાળ થાપા ઉપર થાપ મારી. પ્રવાસીઓમાંનો એક બ્રાહ્મણ બોલ્યો કે 'ખરી વાત છે ઠાકોર! ભરતખંડના લોક અસલના વારાથી પશુનેજ પોતાનું ધન માનતા આવેલા છે.' બીજા સાથીઓ સામું જોઇ 'વેદકાળથી આર્યોની સમૃદ્ધિ તો પશુજ ગણાય છે. નાણાંનો વ્યવહાર તો આજકાલનો છે. પશુઓ ખેડુતોની ખરી સમૃદ્ધિ છે. પશુપાલન ને ખેતીનો ત્યાગ કરીને આપણે

વૈશ્ય ધર્મમાં પડ્યા છીએ. હવે વળી કનિષ્ઠમાં કનિષ્ઠ સેવા વૃત્તિ તરફ વળ્યા છીએ. આપણા ધર્મમાં તો સેવાને કુતરાવૃત્તિ કહેલી છે. બ્રાહ્મણે કદી પણ સેવા કરવી નહિ જોઇએ, છતાં હાલ તો બ્રાહ્મણો નોકરીમાં મોટાઇ માને છે. દેશકાળ ફર્યો તે પ્રમાણે વૃત્તિ ફરે પણ સ્વતંત્રતા ગુમાવવી જોઇએ નહિ. ધર્મ આપણને કર્તવ્ય બતાવે છે, પણ હાલ તો આપણા અસલ ધર્મના માર્ગ ઉપરથી આપણે બહુ દૂર નીકળી ગયા છીએ. થોડાઓથીજ પોતાનો અધઃપાત સમજાયો છે. કણના મણને છોડી આપણે હાલ ક્ષુલ્લક અને પરાધીન એવી નોકરી પાછળ મચ્યા છીએ. સ્પર્ધાવાળા વૈશ્યધર્મને વશ થયા છીએ. જ્યાં સુધી ખેતી તરફ આપણે દુર્લક્ષ રાખીએ છીએ ત્યાં સુધી આપણો કદી પણ ઉદય થવાનો નથી.'

'બાપુ! તમારાથી ખેતી થાય નહિતો. ઢોર બળદિયાનાં છાણ મુતર ઉલેચવાં અને કાદવકચરામાં ભેંને લુગડે હોળ છેડવું, એ તમથી ન બને? તમે છાયામાં બેઠી પેંખું ફેરવો બસ્તો.' ગાડીતે ટાણો મારી બધાને ખૂબ હસાવ્યા.

'અમારાથી એ કામ થતું નથી એજ અમારૂં દુર્ભાગ્ય છે.' બ્રાહ્મણ હસ્યો પરંતુ ખેડુત ગાડાવાળો એ વાક્ય ન સમજવાથી તેની તરફ દુર્લક્ષ કરી ગાડા તળે નજીકજ બળદોને ઘાસ સંકોરી આપી અંગુછાનો કકડો પાણીમાં પલાળી રેતી ઉપર હાથનું ઓસીકું લઇ નિરાંતે સુતો. 'આ તો સુતો મહારાજ' વાણિયાએ કહ્યું 'અને મને નથી લાગતું કે ત્રણ વાગ્યા પહેલાં ગાડું જોડે.' 'એને જેમ ફાવશે તેમ કરશે. આપણે એને આધીન છીએ. સખત તાપમાં અને તપેલી રેતીમાં બળદોની ખરીઓ બળી જાય. પોતાના જીવ કરતાં પણ એ લોક બળદોનું વધારે રક્ષણ કરે છે.' 'પણ આ સ્થળેથી સલામત નીકળી જવાય તો ઠીક?' એક જુવાન છોકરાએ પેલો લુંટનો ભય બતાવ્યો. 'તમે વાણિયા લોક ઘણા બીકણ હો છો. ચોર આવશે તે પણ માણસ છે અને આપણે પણ માણસ છીએ એમાં વળી ડરવું શું?' 'મહારાજ! ડર જીવનો નથી, જીવનગાળાનો છે. તમે મોટી મોટી

વાતો કરો છો પરંતુ તમને શાનો ભય હોય? તમારી પાસે શું છે? લંગોટી ને તુંબડું ચોરાયાં તોય શું ને ન ચોરાયાં તોય શું?' સર્વે હસ્યા. બ્રાહ્મણ ચૂપ રહ્યો, કારણ કે, તેની પાસે કંઇ જોખમ ન હતું. તેને નરમ પડી ગયેલો જોઇ પેલા મજાકી વણિકે કહ્યું કે 'તમે શૂરવીર હો તો પરાક્રમ કર્યા કરજો, અમારે એ માન નથી જોઇતું.'

આ પ્રમાણે ટોળટપ્પાની વાતચીત થતી હતી એટલામાં દૂરથી કેટલાક ભીલો આવતા જણાયા. વાણિયા અને સ્ત્રીઓનાં હૃદય તેમને જોઇ થરથરી ગયાં. એક જણે સોડો તાણી સુતેલા ગાડાવાળાને ઢંઢો-ળીને ઉઠાડચો. તે ઉઠ્યો અને તેમને વડ તરફ આવતા જોઇ તેને પણ શક પડયો, કારણ કે તેઓની પાસે હથિયાર હતાં. પ્રવાસીઓમાંની એક ડોસીએ પોતાની વહુ ને બીજી સ્ત્રીઓના મોંઘા મૂલના દાગીના જોતજોતામાં ઉતરાવી નાંખ્યા એટલુંજ નહિ, પરંતુ વિજળીની ઝડપે તેણે ટ્રંક ઉઘાડી તેમાંથી રૂપિયાની પાકીટ કાઢી લઇ, તે સઘળું આમ તેમ રેતીમાં દાબી દીધું. ડોસી જમીન ઉપર અમસ્તીજ લોટતી હોય એમ કરવા લાગી. જુવાનિયાની બુદ્ધિ ન પહોંચે તેવી રીતે રેતીની તિજોરીનો આશ્રય લઇ તેણે બધું ઘરેણું સંતાડી દીધું. ભીલ લોક પાસે આવતા જણાતાં પેલો ટોળી વણિક બોલ્યો કે 'મહારાજ! પરશુરામજી! હવે તમે તમારૂં પરાક્રમ દેખાડજો. અમે તમારે શરણે છીએ અને આપનો આભાર ભૂલીશું નહિ.'

તેણે મશ્કરી કરી પણ બ્રાહ્મણને તો પોતાને પરશુરામ કહેવાથી હાડોહાડ લાગી આવ્યું, ગુસ્સે થઇ તેણે તેને ગાળ દીધી. તેના ભાઇએ પેલાને તમાચો ખેંચી કાઢયો. ચોર પાસે આવ્યા એટલે સૌ કોઇ ચૂપ થઇ ગયા. ગાડીવાને સળગાવેલા દેવતા પાસે બેસી બે ત્રણ જણે બીડી સળગાવી અને એક જણે ભાંગની માગણી કરી. બ્રાહ્મણને એમ થયા કરતું હતું કે કયારેને આ લોકને લુંટી લે, કારણ કે તે ગુસ્સે થયેલો હતો. તે જરા આઘો જઇને બેઠો એટલે ભીલમાંના એક જણે કહ્યું કે 'અલ્યા ભામણ! ચમ નાહેછ?' તેણે આમ કહી કામઠાની પણછ ચઢાવી. પ્રવાસીઓમાંનાં છોકરાં તેની આંખો તથા દેખાવ જોઇ રડી

પડ્યાં. તેણે કામઠાપર તીર ચઢાવ્યો અને બ્રાહ્મણ સામે તાક્યો. નિખાલસ મનના ગાડીતે ઉભા થઈ ભીલનો ખભો ખેંચી કહ્યું કે 'અરધા ભેમણને બચારાને શું છે, એણે તારૂં કાંઈ બગાડ્યું છે?'

બ્રાહ્મણ તેના તીરથી ડરી ગયો ન હતો, કારણ કે તેણે પોતાની વટલોઇ ઉપર તીર ઝીલી લેવાની તૈયારી કરીજ હતી. ચોરે પાછા ફરીને પગે આંટી દઇ ગાડીતને નીચે નાંખી દીધો. બીજાએ ઉઠી તેને બે પાટુ મારી. તેઓ ઉન્માદે ચઢ્યા. એક જણે વાણિયાને લાત મારી અને બીજાએ તેને માથેથી પાઘડી ઉપાડી લીધી. ત્રણ ચાર વણિક ત્રણ ચાર સ્ત્રીઓ અને બીજા બે ત્રણ જણ હતા, તેમને ચાર ભીલોએ કામઠાં તીર અને છરાથી બીવડાવી દીધાં. ગાડીતને નીચે નાંખી એક જણ છરો કાઢી તેની છાતી ઉપર ચઢી બેઠો અને ત્રણ જણ લુંટ ચલાવવા લાગ્યા. 'તમારે ખપે તે અમારે ન ખપે' એમ બોપાગાળા કરી વાણિયાઓએ જ્યારે કપડાં વગેરે ઉતારી આપ્યાં ત્યારે પેલાઓએ વધારે મસ્તી ઉપર ચઢી તેમના કાનનાંની કડીઓ• ખેંચવા માંડી. વાણિયા અને બીજાઓની આંખમાં આંસુ આવ્યાં અને સ્ત્રીઓ તો હબક ખાઇ ગઇ.

દિવસનો વખત હતો, જગતને અજવાળતો સૂર્યનારાયણ તપતો હતો અને સાત આઠ પ્રવાસીઓને ત્રણ ચાર ભીલ આમ વકરીને દુઃખ દેતા અને લુંટતા હતા, તે દૂર ઉભેલા પેલા બ્રાહ્મણથી ખમાયું નહિ. વણિક પુત્રના 'પરશુરામ' વાળા સંબોધને તેને વધારે ઉગ્ર બનાવ્યો હતો. બોઠ પીસી કાળા વાંસની લાકડી ઉગામી તે એકદમ 'તારી માનાં કોળચાં' એવો શૂર ભર્યો હુંકારો કરી તેમની ઉપર તૂટી પડ્યો. પ્રથમ ગાડીતની છાતી ઉપર ઉઘાડો છરો લઇ ચઢી બેઠેલા ભીલના માથામાં તેણે એવો સખત ફટકો લગાવ્યો કે તે ઉભો થતાં ચક્કર ચક્કર ફરી તમ્મર ખાઈ જમીન ઉપર તૂટી પડ્યો. બ્રાહ્મણના શૂરાતને ગાડીતને શૂર ચઢાવ્યું અને તેણે ગાડાનું મોટું આડું લઇ પોતાની ઉપર બેસનાર બ્રહ્મદંડને ભોગ પડેલા ભીલનો રોટલો કરી નાંખ્યો. વાણિયા અને સ્ત્રીઓને લુંટનાર પેલા ત્રણ જણ બ્રાહ્મણ અને

ગાડીતથી ડરી તીરકામઠાંનો ઉપયોગ કરવા જરા છેટે ખસી ગયા.

ત્રણે જણે કામઠાં ઉપર તીર ચઢાવી બ્રાહ્મણ ઉપર નિશાન માંડયું, પરંતુ બ્રાહ્મણ ખરેખર પરશુરામના સ્વરૂપમાંજ આવી ગયો હતો. તેને એવા સરસ પટા ખેલતાં આવડતા હતા કે ત્રણ તો શું પણ ત્રીસ ભીલ સાથે તેની ઉપર ચોટ ચલાવે તોપણ એકકે તીર તેને લાગે નહિ. બે ત્રણ વાર બ્રાહ્મણ ઉપર તેમણે તીર નાંખ્યાં, પરંતુ તેની લાકડીના ગમન માર્ગમાં આવતાં તે સઘળાં કકડે કકડા થઇ દૂર ઉડી ગયાં. તેઓ હવે તેનાથી ભય પામ્યા ને ગાડીત ઉપર લક્ષ લગાડ્યું. એક તીર તેના પગમાં વાગ્યો. જેમ ગાંડો થયો હોય તેમ ભાડું ઉગામી અત્યંત ક્રોધથી આંધળી આંખે તે પોતાની સામે તકાયેલા તીરોની દરકાર ન કરતાં તેમની ઉપર ધસી ગયો. સારે ભાગ્યે પેલાઓના તીર નિશાન ચૂકી ગયા અને બીજા તીર તેઓ કામઠા ઉપર ચઢાવે તે પહેલાં તો તે નજીક જઇ પહોંચ્યો ને બે જણને આડાના મારથી જમીન ઉપર લાંબા કરી નાંખ્યા. પછી એકલો પડી ગયેલો એક ભીલ રહ્યો તે જીવ લઇને નાસી ગયો.

વાણિયા અને સ્ત્રીઓએ બ્રાહ્મણના પગ આગળ જઇ માથાં નમાવ્યાં અને ગાડીવાન બોલ્યો કે ‘ ગોર ! તમે તો અમને જીવતદાન આપ્યું.’ ‘અરે ! બહુ કર્યું. ઓહો ! શું શૂરાતન !’ એમ કહી બે જણે તેના પગ ચાંપવા માંડયા. બ્રાહ્મણ એટલો બધો તપી ગયો હતો કે, તેનું શરીર ધ્રુજતું હતું. આંખો લાલઘૂમ થઇ ગઇ હતી. નાડીઓમાં લોહી ઉછળતું હતું. ગાડીવાન તે સમજી ગયો. પાણી લાવી તેણે બ્રાહ્મણના હાથ પગ અને મુખ ધોવડાવ્યું. થોડું પાણી પીને તે છાયામાં બેઠો ત્યારે કેટલીવારે ઉશ્કેરાયેલો જીવ ઠેકાણે આવ્યો. બે ચોર અધમુઆ જેવા થઇ જઇ જમીન ઉપર પડ્યા હતા. તેમની સામે કોઇએ દૃષ્ટિ પણ કરી નહિ. બનેલા બનાવથી હબક ખાઇ ગયેલાંનાં મન જરા શાંત થયાં એટલામાં પેલી ડોસીએ ધૂળમાંથી સઘળાં ઘરેણાં અને રૂપિયા શોધી બહાર કાઢયા. ગાડીવાને ગાડું તૈયાર કર્યું અને મુસાફરોનો સંઘ પાછો ‘ ચોર મરી જાય કરે ’ તેની પંચાતીમાં

ન પડવાની બીકે માર્ગે પડ્યો.

તેઓએ સીધો માર્ગ લીધો નહિ, કારણ કે તેવે માર્ગે જતાં કોઈ સરકારી માણસ મળે અથવા પેલો નાસી ગયેલો ચોર બીજા સાથીઓને લઈ આવે, તો વળી જીની બાજી હારવી પડે. ઉમાર્ગે હેલા ને ઠેલા ખાના ખાતા તેઓ આગળ વધ્યા, અને સપાટાબંધ ત્યાંથી બે ત્રણ માઇલ દૂર નીકળી ગયા. સામે એક નાનું ગામ દેખાયું અને તેના પાદરમાં જઇ ફરીને જરા વિશ્રાંતિ લેવાનો વિચાર કેટલાક જણે કર્યો. આ વખતે બ્રાહ્મણને તેમણે પ્રેમથી પોતાની સાથે ગાડામાં બેસાડ્યો હતો અને તેમ કરવાની જરૂર પણ હતી, કારણ કે, ચોરને મારવાનું શૂર ઉતરી ગયા પછી તેનું મન અને શરીર છેક શિથિલ થઇ ગયાં હતાં. માથે ચઢી ગયેલા લોહીથી તેનું મગજ ધમધમી ગયું હતું. તે ઉભો રહી શકતો ન હતો. ગાડીવાનને તેની ઉપર બહુજ ભાવ થઇ આવ્યો હતો. તેણે આગ્રહથી ઘાસ પાથરી પોતાની ગોદડીની ગાંઠ વચ્ચે તેને પથારી કરી આપી હતી. દૂર જણાતા ગામને પાદરે પહોંચવાને હજી વાર હતી, એટલામાં તેણે પાણી માગ્યું. ગાડીવાને તરત એક ઝાડ તળે ગાડું ઉભું રાખી તેની ઝોળીમાંથી દોરીલોટો કાઢ્યાં, અને કુવા તરફ પાણી લેવા ગયો. વાણિયાઓને આ પસંદ તો પડ્યું નહિ પણ શું કરે? ઉપકારમાં દબાયેલા હતા તેથી કંઇ બોલ્યા નહિ.

જે ઠેકાણે ગાડું ઉભું રાખવામાં આવ્યું હતું ત્યાંથી ત્રણચાર ખેતરવા દૂર પિંપળાના ઝાડ આગળ ઉંચા થાળાવાળો એક જુનો કુવો હતો. થાળા તરફથી તે સારો હતો તોપણ સામી બાજુથી પિંપળાના પીલાઓ ફૂટી તેનું મોં ઢંકાઇ ગયેલું હતું. કુવા ઉપર જનાર જો સાવધાની ન રાખે તો તેમાં પડી જાય. પિંપર અને બીજા ઘણા છોડવાઓથી તે એટલો બધો ભરાઇ ગયેલો હતો કે અંદર પાણી છે કે નહિ તે પણ લોટી ફાંસી જોયા સિવાય સમજાય એવું ન હતું. ગાડીત આવા કુવાઓનો ભોમિયો હોવાથી થાળા ઉપર ચઢ્યો અને લોટી ફાંસી. ઘણી દોરી મૂકી અને લોટી પાણી વગરની કોરી જમીન

ઉપર અથડાઇ તેનો રણકો સંભળાયો. 'ભાઇ મને કાઢો' એવો ખોખરો સુકાઇ ગયેલો અને ઝીણો અવાજ તેને કાને પડયો. ગાડાવાળો ગામડિયો વહેમી હતો. તેણે નીચું જોયું, કંઇ જણાયું નહિ એટલે ભૂતનો વહેમ ખાઈ લોટી પાછી ખેંચી પરંતુ અંદરના માણસે તે પકડી રાખી. ગાડીતનો વહેમ વધી પડયો ને તેણે 'ઓ મારા બાપરે !' એવી ભયંકર ચીસ પાડી. દોરલોટો મૂકી તે ત્યાંથી છલંગ મારી નાઠો અને પાછું વાળીને જોયા વગર ગાડા આગળ આવતો રહ્યો.

તેને નાસતો અને સભય દોડી આવતો જોઇ એકવાર લુંટાયેલા પથિકો પાછા ફરીને ગાભરા પડી ગયા. તેઓ ચિત્રમાં ચીતર્યાં હોય તેમ ઊભા બની ગયા. 'વળી શું ભય આવી પડયો' એવા વિચારથી સૌ ગભરાઈ ગયાં. ગાડીવાન પાસે આવી શ્વાસભર્યે ઘાંટે બોલ્યો કે 'કુવામાં ભૂત છે અને તેણે લોટો પકડી લીધો છે.' સ્ત્રીઓના શરીરે ઝણઝણી ચઢી, તેમનાં રુંવે રુંવાં ઉભાં થઈ ગયાં. એક સુરતી વાણિયો કે જેના દાંત તાજાજ રંગેલા હતા તે તો ચનોઠીના જિંડવા જેવું મોં ફાડે ઘેલા જેવો દેખાવ કરી બોલ્યો કે 'અલ્યા ! તને ખેંચી લીધો નહિંક ?'

બ્રાહ્મણ બેઠો થયો. તેના શરીરમાં પાછું શરતનું જોર આવ્યું અને બોલ્યો કે 'ધોળે દહાડે ભૂત શાનું ! જગત ઉપર ભૂતજ નથી. ચાલ, હું તારી સાથે આવું છું.' ગાડાવાળાના પગમાં હવે જોર આવ્યું. તે બેઉ જણ કુવા તરફ ગયા. ગાડામાંના વણિકો 'તેમનું શું થાય છે' તે જોવાને આતુર થઇ રહ્યા. બ્રાહ્મણે થાળામાં ઉભા રહી આડીએ વિંટાયેલી દોરી હાથમાં ઝાલી ખેંચી કે તરત પૂર્વની માફક આછો અને ધીરો 'મને કાઢો' એવો અવાજ સંભળાયો. તેણે પૂછ્યું કે 'તું કોણ છે?' 'હું દુઃખી છું, મને કાઢો.' બ્રાહ્મણે કહ્યું કે 'તારાથી જો પકડી રહેવાય તો લોટાને બે કાનેથી પકડી રાખ. મારી દોરી મજબુત છે. હું તને ખેંચી લઉં છું.' ગાડીવાન બોલ્યો કે 'જોજો ગોર ! ઉપર આવતાં ભૂત હશે તો ભડકો થઈ જશે અને આપણને નાસતાંએ ભોંય ભારે પડશે.'

'કંઇ નથી થતું. ધીરજ રાખ.' આમ કહી બ્રાહ્મણે જોરથી મોટે લસરકે દોરી ઉપર ખેંચવા માંડી. જેમ જેમ તે ઉપર આવતી ગઈ તેમ તેમ ગાડીવાનને તે માણસ હોય એવી ખાતરી થતી ગઇ, અને જ્યારે કુવામાંનું માણસ એક છોકરી છે, એમ સ્પષ્ટ જણાયું ત્યારે તેણે બ્રાહ્મણને મદદ આપી. બે મિનિટ પણ ભાગ્યેજ થઈ હશે એટલામાં તો તેમણે કુવામાં પડેલી એક દુખિયારી છોકરીને બહાર ખેંચી કાઢી.

ગાડીતે નીચા નમી તેને પોતાના હાથમાં લઇ લીધી. તેને ગાડા ઉપર જવાનું કહી બ્રાહ્મણ બીજા કુવા ઉપર પાણી લેવા ગયો. ગાડીવાન બેહુત એક નાજુક બાંધાની નાતવાન છોકરીને લઇ આવ્યો, તે જોઇ પેલા પંથીઓ આશ્ચર્ય પામ્યા. તેમણે જમીન ઉપર ગોદડી નાંખી તેને સુવડાવી. થોડીવારે બ્રાહ્મણ પાણી લઇને આવ્યો. છોકરીના મોંમાં ધીરે ધીરે પેલી ડોસી પાસે ટપકું ટપકું પાણી મુકાવ્યું. છોકરી નિર્બળ થઈ ગઈ હતી. ભૂખ અને તરસથી તેનું ગળું બેસી ગયું હતું. તેનાથી બોલાતું પણ ન હતું. છોકરીને જોતાં સર્વના મનમાં દયાની લાગણી ઉત્પન્ન થઇ. તેની આસપાસ વિંટાઇ વળી સૌએ તેની સારવાર કરવા માંડી. પાણી પીવાથી તેને જરા ઠીક લાગ્યું. કેટલીક વારે તે બોલી ને સૌ ખુશી થયાં.

થોડીવાર બોલી તેથી થાકી ગઇ અને એકદમ આંખ ઢાળી દઇ નિદ્રામાં પડી. પથીઓને ભય લાગ્યો કે રખેને તે મરણ પામે. તેઓ માંહોમાંહે એક બીજાની સામું જોવા લાગ્યા. ગાડીત તથા બ્રાહ્મણ ગભરાયા નહિ. તેમણે જણાવ્યું કે 'કોઈ સારા માણસનું છોકરૂં છે અને કોઈ રીતે અચાનક કુવામાં પડી ગયેલું લાગે છે. દુઃખ પડવાથી શરીર ખરાબ થઇ ગયું છે અને 'હું સારા માણસની સારવારમાં છું' એમ જાણી ઉંઘે છે. તમે એને માટે ભય પામશો નહિ.'

'ભય પામવાનું કંઇ કારણ નથી, પરંતુ અશક્તિથી મરણ થાય તો આપણે નાહક પંચાતીમાં પડવું પડે, તેનો વિચાર થાય છે.' એક વાણિયાએ જવાબ દીધો. 'ધિક્કાર છે તમારા જીવતરને' બ્રાહ્મણે

આંખ કાઢી તેને ઉત્તર આપ્યો. તે બિચારો ચૂપ થઇ ગયો અને બીજા બ્રાહ્મણના ઉપકૃત હોવાથી કંઇ બોલ્યા નહિ. સૌ કોઇ મુંગે મોઢે તેની બરદાસ્ત કરવા લાગ્યા.

સૂર્યનારાયણ નમી ગયા અને સાંજ પડવા આવી પરંતુ ગાડીવાને ગાડું જોડયું નહિ, બ્રાહ્મણે તેમને રજા આપી નહિ તેથી તેઓ દિલગીર થયા તેઓ બોલ્યા નહિ પણ બ્રાહ્મણથી તેમનું મન છુપું રહ્યું નહિ. નિર્બળ છોકરી ઉંઘમાંથી જાગી નહિ ત્યારે છેવટ બ્રાહ્મણે કહ્યું કે 'ભાઇઓ! તમે તમારી મેળે આગળ જાઓ. હું મારે એની સારવાર કરીશ. સારૂં થશે તો તેને ઘેર પહોંચાડીશ અને બુરૂં થશે તો તેને ઠેકાણે પાડીશ. તમે મને આ ગામ પહોંચાડતા જાઓ.' સૌ આટલુંજ માગતાં હતાં. ગાડીવાને ગાડું જોડયું અને સંધ્યાકાળ થતાં થતાંમાં સામે ગામ પહોંચ્યા.

ગામ નાનું હતું. ભાગોળે એક શિવમંદિર અને પથિકોને રહેવા માટે ધર્મશાળા હતી. ગાડું કરી આવેલા માણસોને જે સ્ટેશને જવું હતું તે ખબર કાઢતાં જાણવામાં આવ્યું કે ઘણું દૂર ન હતું, પરંતુ તેટલું છેટું પણ રાતને વખતે કપાય તેમ ન હતું. ગાડીવાને આગળ વધવાને ના પાડી અને એકવાર લુંટાયેલા હોવાથી સૌએ રાતવાસો ધર્મશાળામાં રહેવાનું ઠરાવ્યું ધર્મશાળાના ચોકમાં ગાડું છોડી નાંખવામાં આવ્યું. સૌ પોતપોતાનો સામાન લઇ ઓસરીમાં ઉતર્યા. પેલી દુર્બળ છોકરીને ગાડામાંથી ઉતારી એક ખુણે સુવાડવામાં આવી. વાણિયા વગેરેએ ટીમણ કર્યું ત્યારે બ્રાહ્મણે ગામમાંથી ખીચડી મંગાવી. ધર્મશાળામાંથી છાશ પણ મળી આવી. તે જમવાને તૈયાર થયો ત્યારે રાતના નવ વાગવા આવ્યા હતા. પેલી છોકરી હજી ઉંઘમાંથી જાગી ન હતી. તે ગમે તે નાતની હશે તોપણ બ્રાહ્મણની રસોઈ હોવાથી વાંધો નથી, એમ કહી એક વાડકીમાં થોડી ખીચડી છાશમાં ચોળી તેને પાવાનો વિચાર કર્યો. ઘણી વાર ઢંઢોળ્યા પછી તે સહેજ જાગ્રત થઈ અને બીજાઓને દૂર કરી બ્રાહ્મણે તેને ચોળો પાઇ દીધો. થોડું પાણી પાઇ બરડે હાથ ફેરવ્યો કે જેથી તેના ખાલી પેટમાં ગયેલું અન્ન ઉગળો મારી બહાર

નીકળી આવે નહિ. ખીચડીનો ચોળો પીધા પછી તરત તે પાછી બિછાનામાં પડી અને લસલસાટ ઉંઘી ગઇ. 'અન્ન સમા પ્રાણ' ડોસીએ સ્વાભાવિક સત્ય ઉચ્ચાર્યું.

બ્રાહ્મણ ભોજન કરી રહ્યો પછી સૌ બિછાનાં કરી સુતાં. વૃદ્ધ વાણીકે હવે કહ્યું કે 'દુઃખી છોકરી ભૂખી તરસી અને ખૂબ થાકી ગયેલી લાગે છે. હજી તેની ઉંઘ પુરી થઇ નથી. ગભરાવા જેવું નથી. તે કંઇ માંદી કે મરે એવી નથી. દુઃખથી છેક નિઃસત્ત્વ થઈ ગયેલી છે. પેટમાં અન્ન ગયું છે એટલે સવારે હોંશિયાર થશે.' મોડા સુધી તેમણે સૌએ આ પ્રમાણે છોકરી સંબંધી વાતો કરી.

ધર્મશાળા વટેમાર્ગુઓથી ભરાઇ ગઇ હતી. સૌ કોઇ પોતપોતાનો સરસામાન ઓસીકે ઘાલી ઉંઘતાં હતાં. એક માણસ ખોંખારતાં સૌ કોઈ પોતાની જાગ્રદવસ્થા બતાવવાને ખોંખારતાં. ધર્મશાળા બંધ હતી તોપણ કોઇને એક બીજામાં વિશ્વાસ ન હતો. કેટલાક ચોરી કરવાને વટેમાર્ગુના વેષમાં ધર્મશાળાઓમાં પેસી જાય છે, અને ધર્મશાળા સર્વનો સમાવેશ કરે છે. તે એક એવું સ્થાન નથી કે જેમાં વિશ્વાસથી માણસ નિદ્રા કરી શકે. રાતના બે વાગ્યા ત્યારે પેલી છોકરીએ જાગ્રત થઇ પોતાની મેળેજ પથારીમાં બેઠી થઇ પાણી માગ્યું. આ વખતે પેલી ડોસી જાગતી હતી. બ્રાહ્મણના લોટામાંથી તેણે પાણી આપ્યું એટલે તે પોતે બોલી કે 'માજી! આજ તમે મને જીવતદાન આપ્યું.' 'બેટા! મેં કંઈ નથી કર્યું. અમારી સાથે આ પરગજુ મહારાજ છે તેમણે અમને અને તને જીવતદાન આપ્યું છે.' આભાર ભર્યા વચને તેણે ઉત્તર આપ્યો. બ્રાહ્મણ ઉંઘમાંથી જાગ્યો અને પૂછ્યું કે 'શું પાણી પીવું છે?' 'હા એણે પાણી પીધું.' ડોસીએ ઉત્તર આપ્યો અને પેલી છોકરીએ તેની સામું જોઈ કહ્યું કે 'ભાઇ! તમે મને જીવતદાન આપ્યું.' 'મેં શું કર્યું છે બહેન! તને હવે જરા ઠીક લાગે છે? તું કોણ છે અને કુવામાં કેવી રીતે પડી ગઈ?' તે પોતાની પથારીમાં બેઠો થયો અને પેલી બાલિકાએ તેને કહ્યું કે 'ભાઇ! એ વાત ઘણી લાંબી છે. આજથી થોડાક દિવસ ઉપર હું મારાં માત-

પિતાથી મુંબાઇમાં છુટી પડી હતી. મારા પિતાને મરકી થઇ, મારી માતા ત્યાં તેમની ચાકરી કરવા ગઈ. પછી તેમની પાસે લઇ જવાનું કહી એક પરદેશી મને કોઈ સુના માળામાં લઇ ગયો. હું હજી પણ સમજી શકતી નથી એવા કોઇ કારણે તેણે મને એક બે દિવસ કેદ રાખી. ત્યાંથી કોઇ પુરૂષ મને સ્નેહીઓની પાસે લઈ જવાનું કહી આગગાડીએ લઇ આવ્યો અને જ્યારે મને આણંદમાં ઉતારી પાડવામાં આવી ત્યારે તે માણસ જણાયો પણ નહિ. ત્યાં વળી હું એકલી અશરણ જેવી હતી તેથી ઝાડ તળે બેસી રાત્રિ કાઢી. સવારમાં મરકીથી પીડાતો અને આગની ધમાધમમાં ચગદાઇ ગયેલો મારા બાપનો શેઠ બેભાન અવસ્થામાં પડેલો રસ્તામાં મારા જોવામાં આવ્યો. સત્તાવાળાઓ તેને ઇસ્પિતાલમાં લઈ ગયા તેની જોડે હું ગઇ. ત્યાં તે મરી ગયો ત્યાં સુધી મેં તેની ચાકરી કરી. ત્યાંથી દુઃખના અતિશયે ગભરાયેલી હું પાસેને ગામ જવા નીકળી. રસ્તામાં ભૂલી પડી ઉલટે રસ્તે ચઢી ગઇ. બેફામ જેવી વિકળ દશામાં કોણ જાણે ક્યારે હું કુવામાં પડી ગઈ તેની મને કશી ખબર નથી. ત્યાંથી તમે દયાળુએ બહાર કાઢી એટલુંજ જાણું છું.'

આટલું બોલતાં બોલતાં તેની આંખો આંસુથી ભરાઈ ગઇ કંઠ રૂંધાઇ ગયો અને તેનાથી વધારે બોલાયું નહિ. વણિક ડોસીએ તેને છાતી સરસી ચાંપી કહ્યું કે 'દીકરી! ચિંતા કરીશ માં, તને અમે મુંબાઈ મોકલાવી આપીશું, પરંતુ તું હોંશિયાર થશે ત્યારે મોકલીશું. અમારી સાથે સુરત ચાલ. તારે કોઇ પણ જાતની ફિકર ચિંતા કરવી નહિ. અમે તને દીકરીની માફક રાખીશું.' બ્રાહ્મણ બોલ્યો કે 'બરોબર છે માજી કહે છે તે ઠીક છે. આ લોક ખાનદાન છે. તેમની સાથે તું સુરત જા અને શરીરને ઠીક થાય ત્યાર પછી કોઇનો સારો સંગાથ જોઈ મુંબાઇ જજે. ઘરડાંનું વચન પાછું ઠેલી ખાલી આગ્રહ ન કરતી. તારા ગ્રહ હમણાં અનુકૂળ નથી અને આપમત કરવા જતાં કંઇ વધારે દુઃખી થઇશ.'

આ છોકરી કે જે આપણી વાર્ત્તાની નાયિકા રતિસુંદરી હતી તે

બ્રાહ્મણ સામું જોઇ બોલી કે ' ભાઈ! હું તમે કહેશો તેમજ કરીશ. હું સમજું છું કે, મારી ગ્રહદશા સારી નથી. તેમ ન હોય તો મારે માથે આવી ઉપરા ઉપરી આપત્તિઓ આવીજ પડે નહિ. મેં આ ગુજરાતનાં ખેતરો, આવો તાપ તડકો ને દુઃખ દીઠેલાં નથી. તમારા જેવા શુદ્ધ ચિત્તના માણસોનો મને પહેલોજ અનુભવ થાય છે. મુંબાઇમાં હું ઉછરી છું. મેં માત્ર સારૂંજ જોયું છે. આજ લગી નિરંતર સુખમાં રહેલી છું. આજ કેટલાક દિવસ થયાં મારી ઉપર અણધાર્યા આવા બનાવ બની આવે છે. હું હેરાન થઈ ગઇ છું. મારૂં શું થશે તે માટે મારૂં મન હમેશ ભય પામતું રહે છે. હું સમજું છું કે દુઃખ આવ્યું તે કંટાળવાથી ફીટવાનું નથી. ધીરાં રહીને દુઃખ સહન કરવામાં માણસની કસોટી છે. જે દુઃખ પડે તે આપણે સહન કરવાનાં છે. મારી ઉપર આપે ઉપકાર કર્યો છે અને તે ઉપકારને લીધે હું આપ પ્રતિ પૂજ્યભાવ રાખીશ. હાલ હું તમારા કહેવા પ્રમાણે કરીશ પણ અરેરે ! મારાં માબાપનું શું થયું હશે? હમણાંજ ઉંઘમાં મને સ્વપ્ન આવ્યું કે ' જાણે મારી માતા બિચારી નિરાધાર કોઈ સ્થળે મરણ પામી. મુંબાઈના દાક્તરોએ તેના શબને ઝેરના શક ઉપરથી ચીરીને તપાસ્યું. રોતી અને કકળતી હું જાણે મારી જનેતાને મળવા ગઇ અને તેના વિરૂપ શરીરને જોઈ ચકરી ખાઈ જમીન ઉપર તૂટી પડી અને આંખ ઉઘડી ગઇ. '

બ્રાહ્મણ બોલ્યો કે ' તારે એવાં સ્વપ્નથી ભય ધરવો નહિ, કારણ કે મનુષ્ય જેમ નબળું પડે તેમ તેને ભયંકર સ્વપ્ન આવે છે. માંદા માણસની નજરે નડારા અને ભયંકર દેખાવો પડે છે તેનું કારણ બીજું કંઈજ નહિ પરંતુ તેના શરીરની નબળાઇ છે. સ્વપ્ન ઉપર વિચાર કરનારાઓ તેનાં ઘણાં વહેમી કારણો આપે છે. આંતરડાંમાં વ્યાધિ હોય તેને બહુધા સર્પનાં સ્વપ્ન આવે છે. મગજની નબળાઈ હોય તે ચારે તરફથી પોતાની ઉપર આફતો પડતી જુએ છે અને શરીરની નબળાઇ હોય તે બીકણ બની જાય છે. તારાં માબાપ સૌ સારાં હશે અથવા તેમનું શું થયું હશે, તે ઉપર વિચાર કરવાનું તને કારણ

નથી, કારણ કે તું તેમની સંભાળ લેવાને યોગ્ય નથી.'

આ પ્રમાણે વાત ચાલતી હતી એટલામાં ધર્મશાળાના ખુણામાંથી એક નાની વયની છોકરીએ તીણી અને કારમી ચીસ પાડી. સૌ કોઈ નિદ્રામાંથી જાગી તે તરફ દોડી ગયાં. એ ચીસ પાડનાર છોકરી માત્ર પાંચ છ વર્ષની હતી. તેના મોં આગળ તેની મા મરણની છેલ્લી ઘડીએ ઉપર પડેલી હતી. મરવા પડેલી સ્ત્રીની છાતી ઉપર સાત આઠ મહીનાનું ગભરૂં જેવું બાળક મુખમાં સ્તન લઇ પડ્યું હતું અને પેલી સ્ત્રીને છેવટની હેડકીએ આવતી હતી. લોક તેની પાસે દોડી ગયા અને મરનારની છાતી ઉપરથી એક દયાળુ માણસે પેલા બચ્ચાને ઉપાડી લઈ ધું. પેલી સ્ત્રી થોડી વાર ટચકાં ખાઇ મરણ પામી.

સઘળા લોકની આંખમાં પાણી ભરાઇ આવ્યાં. સૌ કોઇ 'તે કોણ છે,' તેની તજવીજ કરવા લાગ્યાં. પાંચ છ વર્ષની છોકરી કે જેને હજી તો પુરૂં બોલતાં પણ આવડતું ન હતું તે પોતાનો હેવાલ શું કહે? છતાં લોકના પૂછવાથી તેણે જે કંઇ તોતળી તૂટક વાણીમાં જણાવ્યું તેનો સાર એ હતો કે—તેઓ મુંબાઈથી આવતાં હતાં. તેમનાં સઘળાં સગાં મરકીમાં મરણ પામ્યાં હતાં. મરનાર બાઇ એ બાળક લઈ નીકળી હતી. આજે સાંજના તે પોતાને ગામ જતાં ધર્મશાળામાં આવી હતી. તાવમાં વધારો થયો અને એ ત્રણ દિવસથી નીકળેલી ગાંઠની અસહ્ય પીડાથી કોઈની પણ સારવાર વગર રાતે સન્નિપાતની અસર થયા પછી બેભાન થઇ ગઈ. એ નાનાં બાળકને અશરણ અડધે રસ્તે મૂકી મરણ પામી. તેઓની જાત જાણવામાં આવતાં વાણિયા લોકોએ તેને છેવટની ક્રિયા કરવાનો વિચાર કર્યો, પરંતુ મરનાર બાઇ મરકીથી મરણ પામેલી હોવાથી કોઇ તે પંચાતમાં પડવાને તૈયાર થયું નહિ. ધર્મશાળામાં ઉતરેલા માણસો ઉલટા તેને ગાળો દેવા લાગ્યા. જ્યારે તેમ કરવાને ના પાડવામાં આવી ત્યારે બોલ્યા કે 'ભાઇ! તમે શિખામણ દેવા આવો છો પરંતુ એ રાંડ મરકીવાળી ધર્મશાળામાં દાખલ થઈ અને અહિં મરણ પામી તેથી અમને કેવી કેવી મુસીબતો પડશે તે કંઈ જાણો છો? ધર્મશાળાની

કેટલીએ વસ્તુઓ પોલિસપટેલ બાળી નંખાવશે, મરનારનું અહિંયાં પંચાતનામું થશે અને થાણાવાળાઓ ધર્મશાળાને તપાસી સાફ કરાવશે, ત્યારે અમારૂં ઠેકાણું પડશે. મરનાર તો રાંડ મરી ગઇ પરંતુ અમને કેટલી પીડા પડવાની તેનો તમે વિચાર કર્યો ?'

ધર્મશાળાવાળાનાં આવાં કઠોર વચન સાંભળી આપણા જટાશંકરભાઇનો મિજાજ ગયો. તેનું ચાલે તો તેમને મારી નાંખે, પરંતુ શું કરે ? અત્યારે તેનો ઇલાજ ન હતો. તેમનાં વચનથી એને એટલું બધું ખોટું લાગી આવ્યું અને તેનું દયાળુ મન આ બાળક છોકરાં જોઇ એટલું બધું પોચું થઇ ગયું કે, કપાળે હાથ દઇ ઓસરીના ઓટલા ઉપર જઇ તે મૌન ધારણ કરી બેઠો. લોકોએ ગામમાં ખબર મોકલાવી અને સવાર થતાં પટેલ તથા બીજા માણસો તપાસ કરવા આવ્યા. પોલિસના થાણા ઉપરથી આવેલા જમાદારે ધર્મશાળાના માણસો મેળવી પંચાતનામું કર્યું અને બાઇનું શબ કેટલાક લોકની ઉદારતાથી સારા માણસો ઉંચકી ગયા. તે બાઇના શબને બાળવા લઇ ગયા ત્યારે બાળક છોકરીએ એટલું કલ્પાંત કર્યું કે જટાશંકર ઓટલા ઉપરથી લાગણીની ભારે અસરથી નીચે પડી ગયો. પોલિસ છોકરાંનો કબજો લઇને ગઇ અને ધર્મશાળામાંથી લોકને બહાર કાઢવામાં આવ્યા.

અત્યાર સુધી જેની વાત ચાલી તે ગાડાના મુસાફરોનું અત્રે થોડું ઓળખાણ આપવાની અગત્ય છે. જે સુરતી કુટુંબને આપણે અત્યાર સુધી બાધેભારે વગર નામે વર્ણવ્યું તેમાં જમના કરીને એક ડોસી અને રંગીલદાસ તથા ચમનલાલ કરીને તેના બે છોકરા અને અંબા તથા વજેકાર નામે બે વહુઓ હતી. જમનાડોસી જટાશંકરના ઉપકારને વિસરી જાય તેવી ન હતી. તેણે ધર્મશાળામાંથી બહાર નીકળી કુવા પાસે લિંબડા તળે જઈ બેસતાં જટાશંકરને બોલાવરાવ્યો. રતિસુંદરી આ લોકની સાથેજ રહી હતી. જટાશંકરને કેટલીક સમજાવટે રંગીલદાસ લઈ આવ્યો. તે લિંબડા તળે આવ્યો ત્યારે તેની આંખોમાંથી આંસુ વહેતાં હતાં. પેલી અજાણી સ્ત્રીના મરણની કોઇ એવા પળ ચોઘડિયાની તેને ખરાબ અસર થઇ ગઇ હતી કે તેનું મન શોકમાં

ડૂબી ગયું. જમનાડોસીએ જટાશંકરને પોતાની પાસે બેસાડી તેના ખભા ઉપર હાથ ફેરવી કહ્યું કે 'મહારાજ! આમ શોક શું કરો છો? એક તરફથી તમે જેટલા શૂરવીર છો, તેટલાજ બીજી તરફથી દયાળુ અને પોચા મનના છો? આ જગતમાં અનેક માણસ મરી જાય છે અને લોક કાચાં કુવારાં મૂકી આશા ભર્યા ભરજુવાનીમાં ચાલ્યાં જાય છે. આવાં મરણથી શોક થાય એ વાત ખરી, પણ તમે તો તમારા અંગત ઓળખીતા કે સાચા સગા માણસ કરતાં પણ વધારે શોક કરો છો. મારી એક જુવાન છોકરી સુવાવડમાં આઠ દિવસનું નાનું છોકરૂં મૂકીને મરી ગઇ હતી. હું કેમ એ દુઃખને સહન કરી શકી હોઈશ? આ બનાવ કરૂણાજનક છે, પરંતુ આપણે શું કરીએ? બે બાળકોની અમને પણ બહુ દયા આવે છે. આપણે શું કરીએ. શાંત થાઓ અને ખીચડી ઓરી ખાઓ. અમારી ગાડી એકાદ વાગે આવશે ત્યારે અમે હવે જઇશું.'

જટાશંકર બોલ્યો કે 'માજી! આપ કહો છો તે બરોબર છે. પરંતુ એ સ્ત્રીના મરણે ને તેનાં બાળકોની અશરણ સ્થિતિએ મારા મનમાં અસાધારણ શોક ઉત્પન્ન કર્યો છે. મારા કુટુંબમાં આવાં કારી મરણ મેં નજરે જોયેલાં પરંતુ આટલી બધી અસર મને તે વખતે થયેલી નહિ. આજ મને જે અસર થઇ તે માત્ર એજ વિચારે કે, આવાં બાળક છોકરાં બિચારાં હવે કોને આધારે જીવવાનાં અને જીવશે તોપણ તેમનું જીવન ઓશિયાળા જેવુંજ જવાનુંને? ખરેખર આ સંસારને વિદ્વાનોએ નિઃસાર કહ્યો છે તે નિઃસારજ છે. સંસાર ઉપર મને અભાવ છે તેમાં વળી, સંસારને ખોટો સિદ્ધ કરી આપનારા આવા બનાવો જોવામાં આવતાં મને બહુ શોક થાય છે. માજી! હું એકલવાયો છું. મારી આગળ પાછળ કોઇ નથી. ધોળે લુગડે હું સંન્યાસી જેવોજ છું. સંસારી જિંદગીનાં દુઃખ સહન કરી વ્યવહારમાં વર્તવું તેના કરતાં તો ભગવાં લુગડાં પહેરીને જ્ઞાનના માર્ગ તરફ પ્રવર્તવું એ સારૂં છે. બસ સંન્યાસ લેવાનો મેં આજ પાકો સંકલ્પ કર્યો છે. તમારી સાથેજ હું તમારાવાળી ગાડીમાં નર્મદા જઇશ. તેના પવિત્ર કિનારાઓ

ઉપર કોઈ મઠમાં જ્ઞાનશીલ સંન્યાસીની પરિચર્યામાં રહી જ્ઞાનનો બોધ લઇશ ને જનહિત કરવામાં જીવન ગાળીશ. આ જગત ખોટું છે. માણસ પોતાની ઉમેદથી કે ક્રોધથી કંઇ કરી શકતો નથી. ધારેલું કોઇનુંજ થાય છે, અને આપણે માયાના પાસમાં ખાલી ભટકીએ છીએ. જગતમાં કોઇ કોઇનું નથી. હવે હું તમારા સાથમાં રહેલો જટાશંકર નથી. એક ઝાડ ઉપર એકઠાં થયેલાં પંખીઓની માફક માણસ આ સંસારવૃક્ષ ઉપર એકઠાં થાય છે અને કાળ આવતાં એક બીજાનો સાથ છોડી દઈ જ્યાં ત્યાં પોતાનો સ્વાર્થ જણાય ત્યાં ઉડી જાય છે. માણસ જેને મારૂં મારૂં માનીને જતન કરે છે તે દેહ પણ આખરે જીવથી જુદો પડી જાય છે તો પછી બીજું કોણ સાથી હોય ? બસ આ બધું જગત મિથ્યા છે. 'બ્રહ્મ સત્ય ને જગત મિથ્યા' એજ ખરૂં સત્ય છે. 'મારાથી એ સત્ય ઓચિંતું સમજાયું છે અને હવે હું જટાશંકર નથી.' આમ બોલી આવેશમાં આવેલો બ્રાહ્મણ ઉભો થયો ને '**શિવોऽहं, શિવોऽहं, શિવોऽहं, શિવોऽहं**' એમ મોટે ઘાંટે બોલી જમનાડોસીની પાસેથી ઉઠીને સીધોજ ચાલ્યો ગયો.

તેનું લાંબું અને ત્યાગાવેશથી ભરેલું ભાષણ સાંભળી ડોસી દિઙ્મૂઢ થઇ ગઇ. તે નજર બહાર ગયો ત્યાં સુધી તેના તરફ જોયા પછી જમનાડોસી બોલી કે 'હાય ! હાય ! આ શું ? આ બ્રાહ્મણ ગાંડો હશે કે શું ? કોઇ માણસ મરી ગયું તેમાં એને આટલું બધું શું ? રંગીલા ! જાને બેટા, તું એને સમજાવી લાવ. મુઓ ચક્રમ જેવો લાગે છે.'

રંગીલદાસ બોલ્યો કે 'જી ! એ ગાંડોએ નથી અને ચક્રમે નથી. સ્વભાવનો તીખો સત્યવાદી અને લાગણીવાળો છે. ઘણી લાગણીવાળા માણસોને આમ ઓચિંતીજ અસરો થાય છે. ચીન જાપાન અને ટિબેટ વગેરે દેશોમાં ચાલતા બુદ્ધધર્મના પહેલા આચાર્ય બુદ્ધદેવને આની માફક ઓચિંતીજ અસર થઈ હતી. તે એક રાજકુંવર હતા. માણસ અપંગ હોય છે, દુઃખી હોય છે, માણસને ઘરડપણ આવે છે, રોગ થાય છે અને મરણ આવે છે, એવું કંઈ પણ તેમને તેમના પિતાએ જાણવા કે જોવા દીધું ન હતું. સુખ સુખ ને સુખજ તેને બતાવ્યું

હતું. એકવાર તે નગર બહાર ફરવા ગયા ત્યાંથી પાછા ફરતાં જો કે રાજાએ ઢંઢેરો પિટાવી કુંવરને ખરાબ અસર થાય નહિ તે માટે લોકને ચેતવણી આપી હતી તેમ છતાં પણ દૈવયોગે કુંવરનો રથ નગરમાં પેસતાં એક અપંગ માણુસ સામે મળ્યો. સારથિને પૂછતાં તેણે કુંવરને 'એવા તો ઘણાય માણુસો હોય છે' એમ જણાવ્યું. તે પછી એક દુર્બળ અને વૃદ્ધ માણુસ સામે મળ્યો. આગળ જતાં વળી સ્મશાનમાં લઇ જવાતું શબ અને તેની પાછળ કલ્પાંત કરતા જતા ડાઘુઓ સામા મળ્યા. કુંવરે 'આ શું?' કરીને પૂછ્યું અને સારથિએ તેનો ખુલાસો આપ્યો. રાજકુંવરને 'સંસાર દુઃખમય છે' એમ આ ઉપરથી લાગ્યું એટલુંજ નહિ, પરંતુ એવો વૈરાગ્ય આવ્યો કે, રાજપાટ, સુખવૈભવ અને સ્ત્રી છોકરાં સૌ મૂકી સંસારના દુઃખમાંથી છૂટવાના માર્ગનો ઉપદેશ કરવાનો ભેખ લીધો. દુનિયાંનો ત્રીજો ભાગ હાલ તેમનો ધર્મ પાળે છે. વળી ગોપીચંદન અને તુલસીદાસને પણ ઓચિંતા અમુક બનાવો બનતાંજ વૈરાગ્ય ઉત્પન્ન થયા હતા. આપણો વેદાંતિ અખોકવિ, જેને જી! તું વારંવાર વાંચે છે તેને પણ એક વિધવા બ્રાહ્મણી, કે જેને તે પોતાની બહેનથી પણ વધારે ચહાતો હતો તેના અવિશ્વાસથી વૈરાગ્ય આવ્યો હતો. તેણે અખાને સોનાની એક કંઠી કરવા આપી હતી. અખાએ તેમાં થોડું સોનું પોતાના ઘરનું ઉમેરી કંઠી ઘડી. તે તૈયાર થઇ ત્યારે પેલી વિધવા બ્રાહ્મણીને બોલાવી તેણે આપી. કંઠી વધારે થઈ તેનો અખાએ ખુલાસો કર્યો. તેમ છતાં તે બાઇને બીજાઓના કહેવાથી અખા ઉપર અવિશ્વાસ આવ્યો. તે બીજે દિવસે અખાની દુકાને ગઈ અને કહ્યું કે 'અખાભાઇ! મને કંઠી ગમતી નથી, માટે મારૂં સોનું પાછું આપો.' અખાને આ વખતે ઓચિંતી એવી અસર થઈ કે સોનું તેને પાછું આપ્યું એટલુંજ નહિ, પરંતુ પોતાનાં બધાં ઓજારો કુવામાં નાંખી દઈ વૈરાગ્ય લીધો. જી! આને પણ એવી ઉગ્ર અસર થઇ હોય એમ લાગે છે. ગાંડો નથી.' 'હોય, એમ પણ હોય. જોને બસ, એકદમ ચાલ્યો ગયો. રતિએ એને યાદ આવ્યું નહિ. બ્રાહ્મણ નિખાલસ ખરાવાદી

ને તીખો બહુતો બા ! હશે ત્યારે આપણે શું કરીએ ?'

પછી લિંબડા તળેના વટેમાર્ગુ સ્ટેશન તરફ જવા ઉપડયા તેમની સાથે જમનાડોસી પણ પોતાનું કુટુંબ અને રતિને લઈ ગાડામાં બેઠાં. રસ્તે જતાં બીજી કેટલીક વાતો સાથે મુંબાઈની વાત નીકળતાં જમનાએ પોતાની દીકરી મોતીગૌરીની પણ વાત કાઢી. રતિસુંદરી ધ્યાનથી સાંભળી ખુશી થઇને બોલી કે, 'કોણ મોતીભાભી ! મારાં મોતીભાભી ! તમારાં દીકરી થાય ? માજી. હેં માજી ! તમારાં દીકરી થાય ?' 'તું એને ઓળખે છે બેટા !' જમનાંએ વિસ્મય થઇ પ્રશ્ન કર્યો.

'હા હા, માજી ! કેમ ના ઓળખું ? એ તો અમારાં અન્નદાતા. નગીનભાઇ અમારા નાનાશેઠ અને મોતીગૌરી મારાં શેઠાણીભાભી. મારા પિતા એમની પેઢીના મુનીમ. એમને હું કેમ ના ઓળખું ?' હરખથી ઉતાવળે સાદે 'ત્યારે માજી ! તમે તેમને તાર કરો ને મને મુંબાઈ મોકલાવી આપો.' 'એ તો હાલ ઝુંપડામાં જઇ રહેલાં છે બેટા ! તારે હવે શી ઉતાવળ છે. સાજી થાય ત્યાં સુધી સુરત રહેજે. ઘેર જઈને કાગળ લખીશું. જવાબ આવે ત્યારે તારે જવું હોય તો સુખેથી જજે.'

રતિસુંદરીને ઘણું આશ્વાસન મળ્યું. તેને શાતા વળી અને મન મુંબાઈ તરફ ગયું. ઉત્સાહની હોંશિયારી આવી. સ્ટેશન આવતાં સૌ નીચે ઉતર્યાં. રતિસુંદરી પોતાના મેળે ચાલીને સ્ટેશન ઉપર ગઇ. જમનાડોસી, રંગીલદાસ અને વહુઓ સૌ ઓળખાણ નીકળવાથી બહુ ખુશી થયાં. ગાડાની દુઃખદ મુસાફરી પુરી થઇ. ડોસીએ ગાડીમાં બેસતાં વાત કર્યું કે 'રંગીલ ! હવે તો જાણે ઘરમાં બેઠાં.'



# પ્રકરણ ૧૭ મું.

## રસ રસની રેલ.

શીખ સાસુજી દે છેરે કે વહુવર રહો ઢંગે,
આવડો શો આસંગોરે કે શામળિયા સંગે;
કહ્યું કોઇનું ન માન્યુરે, દીઠું મારી જાતે,
ઘડીએ ને પલકે રે કે વળગો છો વાતે. દયારામ.

નગીનદાસને ઓચિંતો અકસ્માત નડ્યો અને ગરબા ગાવાની તૈયારી કરેલી રહી ગઈ તે આપણે વાંચી ગયા. મુગટલાલે નગીનદાસની તેવામાં એવી સારવાર કરી કે, ઘરમાં સૌને માનિતો થઇ પડયો. નગીનદાસ મોતીગૌરી અને મુગટલાલ વચ્ચે ખૂબ સ્નેહ બંધાયો. તેઓ એક બીજાની સાથે અત્યંત પરિચિત થઇ ગયાં. ગુલાબને કદી મોતીગૌરી અને મુગટલાલનું એકાંતે બેસી રમતું હસવું ને તડાકા મારવા, તે ગમતું નહિ પણ તેનાથી કંઇ બોલી શકાતું ન હતું. ગુલાબને બોલવાનું કારણ પણ મળ્યું ન હતું. આસપાસનાં તમામ માણસ તેમનો ગમતી સહવાસ દોષ રહિત માનતાં અને હતું પણ તેમજ. મુગટલાલ રસિક હતો પરંતુ અહિં તેને એવો ગાઢ પરિચય થઇ ગયો હતો કે તેનાથી વિકારી આંખે જોવાતુંજ નહિ. સારૂં ઓળખાણ અને ઘણાઓ વચ્ચેનો સહવાસ એક ક્ષણવારમાં તૂટે અને આબરૂના કટકા થઇ જાય. મોતીગૌરીનું સૌંદર્ય અને સ્વાભાવિક સુરતી સંસ્કારી નાગરિક મજેનો વિલાસી રીતભાત, મુગટલાલને તેની ગમ્મતમાં રહેવાને લલચાવતાં. મનમાં આવતા વિચારો કદી કદી તેના રુધિરને ગરમ કરતા. મોતીગૌરીને કે નગીનદાસને મુગટલાલ વગર એક ઘડી પણ ચાલતું-ગમતું નહિ. રાતના અગિયાર અને બાર બાર વાગ્યા સુધી તેઓ ખાનગીમાં વાતો કરતાં, બિઝિક રમતાં અથવા ટોળટપ્પા મારતાં. નગીનદાસ હોય કિંવા ન હોય તોપણ મોતીગૌરી મુગટલાલના ઝુંપડામાં અને મુગટલાલ તેના અંતઃપુરમાં બેધડક જઇ બેસતાં ને વાતોચીતો કરતાં.

એક વાર બપોરના અગિયાર બાર વાગે કાર્ય ઉપરથી આવી

મુગટલાલ જમ્યો. ઝીણું બંગાળી ધોતિયું અડધું પહેરી અડધું શરીર ઉપર નાંખી મોતીગૌરીના અંતઃપુરમાં ગયો, ત્યારે તે પલંગમાં આડી પડી પડી પાસે પડેલો ' સ્કવેરપઝલ ' ગોઠવવાની માથાફોડ કરતી હતી, મુગટલાલને અંદર આવતો જોઈ તે બોલી કે ' મુગટભાઇ ! તમારા પેલા મિત્ર છેકે ? '

' મારો મિત્ર તમારો કંઇ સગો થાય કે નહિ ? ' મુગટલાલે હસીને મશ્કરી કરી.

' દાક્તર ! તમે પણ બડા બાધડ માણસ છો. મારા મિત્રને માટે હું તમને શા માટે પૂછું ? તમારા મિત્ર મિ. મદનમોહન છેકે ? '
' હા છે. શું કામ છે ? ' આમ સીધું બોલો તો તો મને ગમે.'

' ગઇ કાલે મારા ભાઇનો પત્ર આવ્યો છે. તેમાં લખ્યું છે કે, રતિસુંદરી રસ્તેથી તેમને મળી આવ્યાં છે અને એક બે દિવસમાં દુર્ગા સાથે તેને ગામ જનાર છે. તમે જરા મિ. મદનમોહનને એ વાત કહેતા આવો. હું તો વિસરી ગઇ હતી. જાઓ એટલું કહીને આવો અને પછી આ પઝલ ગોઠવી આપો જોઇએ ? '

' પાન ખાઇને જાઉં.' મુગટલાલ પાનપેટી લઇ ખુરસીપર બેઠો.

' નહિ, નહિ, પાનબાન કરવાની તસ્દી ના લેતા. હવેલીમાંથી સસરાજી બીડાં લઇ આવેલા છે તેમાંની સરસ પાનબીડી મારી પાસે તૈયાર છે તમે જરા મદનમોહનને એટલું કહીને ઉભા ઉભા પાછા આવોની. પાન ખાઇને જશો તો ત્યાં તડાકા મારવા બેસશો. જાઓ એટલું કહીને આવો.' મોતીગૌરીએ ઓસીકા ઉપરથી હાથ ઉંચો કરી તેની ઉપર મસ્તક મૂકતાં મૂકતાં કહ્યું. મુગટલાલ ઉઠીને મદનમોહનના ઝુંપડામાં તેને પેલા સમાચાર કહેવા ગયો.

મોતીગૌરી ઝીણું છાયલ પહેરી પાનથી લાલઘૂમ હોઠ અને મઘમઘાટ મુખ કરી જમ્યા પછી પલંગમાં વામકૂક્ષી કરવા પડી હતી. તેના લોહિયાળ મુખ ઉપર ઝીણો ઝીણો પસીનો આવવાથી તંદુરસ્ત ત્વચા જે ગૌર અને લોહીથી લાલ સુરેખ લાગતી હતી તે વધારે તેજસ્વી–ઝાકળ ભર્યા લાલ ગુલાબ જેવી બની રહી હતી. તેના અધર

અને હડપચી વચ્ચેના સૌભાગ્યદર્શક ખાડામાં જેમ અમૃત ઝર્યું હોય તેમ ઝીણા ઝીણા મોતીના કણ જેવા સ્વેદ કણ બાઝયા હતા. લલાટનો તાજો આંલ્લો પ્રસ્વેદથી કપાળની આયુષ્યદર્શક રેખાઓમાં આમ તેમ પ્રસરી જઈ કમળનાં કેસરાંની માફક તેના સુભાગી સૌભાગ્યને શોભાવી રહ્યો હતો, અને કાળીભમ્મર જેવી મોટી તેજસ્વી આંખ ઉપરની ભારે ભમરો રસથી ભિંજાયેલા કામધનુષ્યની માફક મધ્યાહ્નના ઘામથી સહેજ ભિંજાઈ રહી હતી. પદ્મ ઉપર હંસ બેઠો હોય તેમ કરકમળ ઉપર ગોઠવેલા સુંદર ચહેરાને વારંવાર કટાણો કરતી અને ફરી ફરીને યત્ન કરતી 'સ્કવેરપઝલ' ને આમ તેમ ગોઠવવાની તજવીજ કરતી હતી, એટલામાં મુગટલાલ પાછો આવ્યો. તકિયા તળેથી પાનબીડી કાઢી તેને આપતાં તે બોલી કે, 'લો, આ પાન જમો. એની લહેજત ઓરજ છે અને આ પઝલ ગોઠવી આપો.'

મુગટલાલ જુવાન ભરાઉ મોંનો માંસલ ગૌર અને એવો સીનાદાર ચઢતી જુવાનીનો પુરુષ હતો કે, દુર્ગાપ્રસાદની વહુથી કેટલીક વાર ખરા સ્નેહને લીધે એમ કહેવાઈ જતું કે, 'મુગટભાઈ! તમારે ઉઘાડા ના ફરવું. કોઈની નજર લાગે.' સુખથી રળતો અને આનંદમાં રહેતો તે એક ગુલાબી માણસ હતો. આરોગ્ય તથા તેની સુંદર આકૃતિએ કોઇ કોઇ વાર મોતીગૌરીને તેને જોઈ રોમોદ્‌ગમ કરાવેલો પણ ખરો. પાન ચાવતાં વાત કરતાં અને પઝલ ગોઠવતાં ગોઠવતાં એક પગ નીચે રાખી તે મોતીગૌરીવાળા મોટા પલંગમાંજ એક પડખે ઉત્તમાંગ નાંખી પઝલના વૈષમ્યમાં ઉતર્યો. એક પછી એક પાનાં ગોઠવવાની તેની મુશ્કેલી જોતી હસતી ને ગમ્મત મેળવતી મોતીગૌરી ધીરે ધીરે ઉષ્ણકાળના જોરે એક બાજુએ ઉંઘી ગઇ. મુગટલાલ પઝલ ગોઠવતાં ગોઠવતાં એવો એકતાર થઇ ગયો કે 'પોતે ક્યાં છે' તે ભૂલી ગયો અને નીચે રહેલો પગ ઉપર લઇ પઝલની અને પઝલની માથાફોડમાં પેલી પાનબીડીમાંના માદક મસાલા અને એક ધ્યાનને લીધે નિદ્રિત થયો. બેઉ નિર્દોષ બેઉ નિખાલસ અને બેઉ નિષ્પાપ એક પર્યંકમાં નિદ્રાને વશ થયાં. પાપનો જરાએ અવકાશ ન હતો

પણ જોનાર અલખ્ત, પાપ દેખે એમ હતું.

સામેના ઝુંપડામાં જમ્યા પછી મદનમોહન આરામખુરસી ઉપર જરા ઉંઘી ગયો હતો. કેટલીક વારે તે ઉઠ્યો અને ઘડિયાળમાં જોયું તો તેણે પોતાને બહાર જવાનો વખત થઇ ગયેલો જોયો. મુગટલાલને બોલાવવા તે નગીનદાસના ઝુંપડા તરફ ગયો, અને દુર્ભાગ્યે આપણે ઉપર જોયો તેવો પાપી દેખાવ તેના જોવામાં આવ્યો. મદનમોહનનું મન ખાટું થયું. ઉંચો કરેલો ચક નીચે મૂકી દઇ તે તરત બહાર નીકળી ગયો. 'આ લોકને કોઇ જોશે' એવી શંકા આવવાથી બહાર નીકળી તેણે ખુંણામાં પડેલો જુનો જોડો ઉપાડી ઝુંપડા ઉપર નાંખી ચાલતી પકડી. જાવલીના છાપરા ઉપર જોડો પડવાથી થયેલા ધબકારાને લીધે મોતીગૌરીની આંખ ઉઘડી ગઇ. તેણે મુગટલાલને ઉંઘતો અને પડદાને વગર ગોઠવેલો જોઇ વિચાર્યું કે 'પડદા ગોઠવ્યો નહિ, અને આંખ મળી ગઇ લાગે છે. કાકીજીની આંખો સારી નથી. એ અહિં આવી ગઇ હશે, કારણ કે ગઇ રાતે પહેરેલું તેનું છાયલ અહિં પડ્યું હતું તે નથી. જમી ઉઠયા પછી અહિંથી તે છાયલ લઇ ગયેલાં લાગે છે. અમને આમ સુતેલાં જોયાં હશે અને જરૂર આજે તે મોટો ભવાડો કરી મૂકશે.' થોડીવાર વિમાસણ કરી 'મારો ભવાડો કરશે તો પછી હું શું એનું કંઇ નથી જાણતી? હું જુવાન અને છોકરવાદ છું. એ આધેડ છે. એનો ભવાડો હું નહિ કરૂં? રાંડ મુંડકાએ ઘરડા ડોસાનાં પળિયાંમાં ધૂળ નાંખી છે, એ મારૂં શું ઉઘાડશે? આપણે નવલોહિયાં વહુવારૂ છીએ. એણે ઘરડીએ ઘર વણસાડયું તો પછી એના શા ભાર છે કે પોતાની તળે બળે અને મારો ભવાડો કરે? જોઉં છું, શું થાય છે. જો મને કંઇ કહેશે તો હું કાનમાં એવી ફુંક મારીશ કે તરત ચૂપ થઇ જાય. ઠીક છે.' આવો વિચાર કરી મોતીગૌરી પલંગમાંથી ઉઠી. તેણે કાકીજીના ઝુંપડા તરફ જઇ જોયું તો તે બંધ, ત્યાં કોઇજ મળે નહિ.

પોતાનાં અને સામેનાં સૌ ઝુંપડાંમાં કોઇ ન હતું. બહાર ઘાટીઓ ઉંઘતા હતા. મોતીગૌરી સઘળે ઠેકાણે જોઇ ફરીને પાછી

આવી. પલંગ આગળ જઇ તેમાં મસ્તક નાંખી કેટલીક વાર લગી ધમધમી જતા અંતઃકરણે મુગટલાલ સામે જોયા કર્યું. તેનું મન વ્યભિચારી બન્યું અને મુગટલાલના પુરૂષસૌંદર્યે તેને વધારે ને વધારે ઉશ્કેરી. તે ખરેખર હોંસીલી અને મોજીલી સ્ત્રી હતી. ઉછરતી અને ચઢતી જુવાનીનાં તનમનાટમાં હજી ઉંડી સમજણ આવેલી હોય એવી ન હતી. કંઇક થાય કે અવનવો બનાવ બને તેની ગંભીરતા તે સમજી શકે એવી પણ ન હતી. સ્વામીની સાથે મોજ કરવી, પહેરવું ઓઢવું ભભકો મારવો શોખ કરવો અને સુખ લેવું, એજ હાલ તો તેનું ધ્યેય હતું. મુખની છુટી અને બોલવામાં બહાદુર હતી. મુગટલાલનાં અંગ પ્રસંગ સામું કેટલીક વાર જોયાથી રંગમાં આવી તેના નિતંબ ઉપર ટપલી મારીને તે બોલી કે 'કોની સાથે, કોના પલંગમાં અને ક્યાં સુતા છો ? કંઇ ભાન છે કે ?'

વહાલ ભર્યા પોંચાના મૃદુ આઘાતથી મુગટલાલ જાગી ઉઠ્યો. ઉઠતાંને વાર ગરીબ જેવો થઇ જઇ બોલ્યો કે 'મોતીભાભી ! માફ કરજો. બહુજ ખોટું થઇ ગયું. પઝલની વાત કરતાં કરતાં એક તરફ તમે ઉંઘી ગયાં ને હું પણ તેને ગોઠવતાં ગોઠવતાં લહેરાઇ ગયો. માફ કરજો.' સોફાળો સોફાળો તે બેઠો થવા જતાંજ યાવનના મદથી હિલોળાયેલા કામના આવેશમાં આવેલી તેણે 'જાઓ જાઓ, ધુતારા, તમને બધું માફ છે.' એમ બોલી તેને ધક્કો મારી પાછો સુવાડી દીધો, અને તેના પાર્શ્વ નજીક મસ્તક મૂકી હસી પડી.

'મોતીગૌરી ઉંઘી ઉઠ્યાં કે નહિ ?' બહારથી ધાંટો આવ્યો. અને એકદમ સોફાળી સાવધાન થઇ તે બહાર જતી રહી. પરંતુ તેમ કરતાં તે ઝુંપડામાંથી બીજા ઝુંપડામાં જવાનું બારણું બંધ કરતી ગઇ. આજે આ શું થઇ ગયું ?' એમ વિચારતો મુગટલાલ ત્યાંથી ઉઠી ચંદની ચોકમાં થઇ પોતાના ઝુંપડામાં ગયો અને ચોપડી લઇ ખુરસીમાં બેઠો.

તારૂણ્યના ઉછાળાનો ચમત્કાર સહેજ બની ગયો. વિજળી જેવા ના આંચકામાં આવેલાં તેઓ બેઉ જુદાં પડ્યાં, પરંતુ તેમનાં મન

ડહોળાયેલાં રહ્યાં. મોહની તાજી અસર ચાલુ રહી. વડીલોના દિવાન-ખાનામાં જતાં મોતીગૌરીએ તાપમાંથી આવેલી અને રીસથી રાતી ચોળ થઇ ગયેલી કાકીજીને જોઇ. હમેશાં જે વહાલ અને વાત્સલ્ય ભર્યાં વચનોથી તે વહુને બોલાવતી તે ભાવ અને દેખાવ અત્યારે તેના ચહેરા ઉપર ન હતો. વહુના વર્તનથી રોષે ભરાયેલી કાકીજી અત્યારે વિકરાળ થઈ ગઇ હતી. બહાર આવતાંજ તેના સામું જોઈ એક ક્ષણમાં પોતાના મનમાં વહુએ વિચાર કર્યો કે, 'જો પહેલે સપાટે દબાઇ ગયાં તો પછી પુંઠ છોડશે નહિ.' પોતાના મન સાથે મક્કમ ઠરાવ કરી ચહેરો ગંભીર રાખ્યો અને બોલી કે 'કાકીજી! તમે બહાર ગયાં ત્યારે મને કહેતાંએ ગયાં નહિ? ઘરમાં કોઈ પેસી જાયતો?'

'જો ઉલટો ચોર કોટવાળને દંડે.' ગુલાબ મનમાં બોલી. 'વહુ ખાનગીમાં સુતાં છે તે કોણ જગાડે' એમ ધારી કહ્યા વગરજ બહાર ગઇ. કાકીજીએ ધીરા પણ માર્મિક શબ્દોમાં પોતે વહુનો ભેદ જાણે છે એવો અર્થ બતાવી દીધો.

'મોટાં નાનાં સૌનું ખાનગી તો સરખુંજ હોય કાકીજી!' મોતીગૌરીએ ધાર્યું હતું તે પ્રમાણે કાકીજીનું મુખ બંધ કરવા જેવો ટાણો માર્યો. ગુલાબે તેના કરતાં વધારે દિવાળીઓ જોઇ હતી. તે વચમાંજ બોલી કે 'સઘળું વિવેકમાં હોવું જોઇએ. વિવેકની બહાર ગયાં એટલે થઇ રહ્યું.' તે નીચે બેસી પાનની પેટી લઇ હસીને બોલી 'જાઓ હવે મોઢુંબોઢું ધોઇ આવો. લક્ષ્મીદાસને ત્યાં આવવું છે કે નહિ? આવવું હોય તો કપડાં પહેરીને તૈયાર થાઓ.' હું તો એ ભૂલીજ ગઇ હતી હોકે, કાકીજી! મોતીગૌરીએ કાકીજીની માફક જાણે કંઇ બન્યુંજ ન હોય તેવી રીતે જવાબ આપ્યો.

'તમે ભૂલી જાઓ.' ગુલાબ કટાક્ષ કરી હસી અને મોતીગૌરી બીજા ઓરડામાં મુખ ધોવા ગઇ. ગુલાબ મનમાં બોલી કે 'આજનાં છોકરાં મોંએ ચઢયાં આવે છે શું કહીએ? આપણે એક શબ્દ કહીએ તો તેઓ આપણને દસ સંભળાવે, હશે આપણે શું. ભેંશનાં શિંગડાં ભેંશને ભારે. ઘરમાં ને ઘરમાં રહે તે ચિકિત્સા કરે તો? આજકાલની

ટચુકડીઓ કંઈ ઓછી છે ? મોજશોખ અને તાગડધીન્નામાં રહેવું અને મોટાં માણસની પુંઠ. જોવી એ સારૂં નહિ.' વહુએ પોતાની વાત જાણેલી હોવાથી ગુસ્સે થઇ ગુલાબ બડબડવા લાગી. 'હું એનો ટોપલો ખંખેરી નાંખું એટલામાં તો એણે મારૂં મોં બંધ કરી નાંખ્યું. જોયું એના મનમાં એમે થયું કે 'કાકીજીને આપણે શું કહીએ છીએ?' આવાં ઉદ્ધત છોકરાંને છેડવાં નહિ. આપણે જાણીએ કે આપણો ભાર રહેશે, પરંતુ તેમ ન થાય અને આપણાં પાણી ઉતરી જાય. એમનું સઘળું જુવાનીના હસવામાં જાય અને આપણે તો લોકમાં વાત થાય તો દાંતે જીભ લેવી પડે.' ગુલાબના ક્રોધનો જુસ્સો ઉતરી ગયો. મોતીગૌરીને ઠપકો દેવાનો વિચાર માંડી વાળી તેણે સામી શિખામણ લીધી.

આણી તરફ મોતીવહુ કે જેના મનમાં મોટો ભય ઉત્પન્ન થયો હતો તે કાકીજીને નરમ પડી ગયેલી જોઇ મુખ ધોઇ પોતાના શયનગૃહમાં ગઈ. ટેબલ ઉપર આયનો મૂકી અંબોડો છોડી લાંબો વિલાયતી કાંગનો લઈ ચોટલો હોળવા લાગી. તેનું લોહી પોતાના વિજયથી તથા કામ અને આનંદ એઉના ઉભરાથી ઉછળી રહ્યું હતું. અત્યારે તે પોતાને કંઈ ઓરજ સ્થિતિમાં જોતી હતી. નિતંબને ઢાંકી નાંખે એવો લાંબો ચોટલો હોળતાં હોળતાં તેનું મન પાછું હિલોળે ચઢ્યું. 'સાળું આ શું ? આમની સાથે ઘણીએ મોજ કરીએ છીએ, પરંતુ કોઇ દિવસ મન આટલું બધું આતુર ઉત્સાહી ને આનંદઘેલું થઇ જતું નથી. આંખ રાતી થઇ અને મનમાં સહેજ કામના ઉત્પન્ન થઇ એટલામાં તો મન અને જીવ જાણે આનંદના વેગથી ઉડી ઉડી જવા લાગ્યાં. લોકો પ્રેમમાં ગાંડા થઇ જાય છે તે ખોટું નહિતો. આ તો કંઈ અનેરો ન સમજી શકાય એવો આનંદ છે. કાકીજી મને શું કરનાર છે? હું ઘરની શેઠાણી છું. મોજને માટે મનુષ્યદેહ છે. શું લઈ જવાનું છે?' આવા આવા વિચારોથી તે વધારે ને વધારે ઉમંગે ચઢવા માંડી. કાંગનો સુગંધી તેલમાં બોળી બોળીને ચોટલો હોળતાં હોળતાં આવા ઉત્તેજક વિચારોના વાવાઝોડાએ 'વાછડી વાયે ભરાય ને વધારે દોડે' તેમ તે

સંમોહમાં પોતાને ભૂલી ગઈ. આંખમાં થઈને મુગટલાલની છબિ અંતઃકરણમાં ઉતરી પડી. સાથે રહેવા છતાં જેનું મુખ કોઈ દિવસ ધારીને જોયું ન હતું, તે મુખ અત્યારે તેના હૃદયકમળમાં રહી પોતાને હસતું હસાવતું જોવા લાગી. છુટે અને હોળાતે ચોટલે મોહના ઉગ્ર વાયુથી ભ્રમિત થઇ ગયેલી તે બહાર નીકળી અને 'સંતોકભાભીજી! છોકે?' એમ કહી મુગટલાલના ઝુંપડામાં ગઇ.

મુગટલાલની પણ તેના જેવીજ દશા થઈ હતી. તે પણ આજ સુધી નિર્દોષ રહેવા છતાં અત્યારે વિકારી વિચારોથી ઉન્મત્ત થઈ ગયો હતો. તે પોતાની મોહનિદ્રામાંથી કર્ણપ્રિય પરિચિત શબ્દો સાંભળી જાગ્રત થયો. પૂર્વના કરતાં વધારે મોહક સ્વરૂપવાળી મોહિનીને તેણે પોતાના ખંડમાં દૃષ્ટિને પ્રસન્ન કરતી સામેજ આવીને ઉભેલી જોઇ. બેઉ જુવાન બેઉ નવલોહિયાં અને એક બીજા ઉપર ઉત્પન્ન થયેલા નવા અને મનને મથી નાંખનાર આંખોને આંધળી કરી દેનાર અને મહા ઉગ્ર કામદેવથી ઉશ્કેરાયેલાં એકજ ખંડમાં અને એકાંતમાં એકઠાં થયાં. મોતીગૌરીનો નિતંબનું ગોપન કરે એવો મોટો લાંબો ચોટલો છુટો હતો, તેના હાથમાં તેલ ભર્યો કંગનો હતો અને તેની આંખો ગમે તેવા સંયમીને પણ ઘેલો કરી નાંખે એમ મોહથી ચમકચમક થઇ રહી હતી. રસનો જાણનાર ભોગનો ભોગવનાર સ્ત્રીચાતુર્ય અને સ્ત્રીસૌંદર્યને સમજનાર જુવાનિયો ઉશ્કેરાયેલો તેને જોતાંવાંત કામને આધીન થઈ ગયો. તેઓ એકઠાં થયાં અને એક બીજાની આંખે એક બીજાના હૃદયમાં રહેલી વાત એકમેકને કહી દીધી. નવા કિસલય જેવા કોમળ ઓઠમાંથી મોતીગૌરીએ પ્રેમ પ્રેમ ને પ્રેમ પ્રસારતું રૂપાળું સ્મિત કર્યું. મુગટલાલ ખુરસી ઉપરથી પોતાને આલિંગવા આવેલી મોહિનીને અંગના નયનના અને હસ્તના સ્વાભાવિક આદરથી સત્કારવા ઉભો થયો અને જો એકાદ ક્ષણ વધારે ગઈ હોત તો કામદેવે વિજય મેળવ્યો હોત. પરંતુ એટલામાં તો ગુલાબે ફરીને બૂમ પાડી અને અડધેથી નમી પડતા નાગવલ્લીના અંકુરની માફક મોતીગૌરી એકદમ પાછી ફરી ગઈ. તેનાં ચંચળ લોચનને એકવાર પણ પાછળ ફેરવ્યા

વગર સામી દૃષ્ટિએ તે કાકીજી તરફ ચાલી ગઈ.

અરે ! મારાં લોચનની મોહિની ! મેં તારામાં આજ કંઇક અવનવું આનંદામૃત દીઠું, પરંતુ તેનો ઘુંટડો ભર્યા પહેલાંજ મુખ આગળ ધરેલો પ્યાલો પાછો ખેંચી લઇ ચાલી ગઇ. હું જે ન હતો જાણતો તે તેંજ આજ મને સમજાવ્યું. ઓહો ! ખરૂં, ખરૂંજ છે કેઃ—

स्मितेन भावेन च लज्जया भिया
पराङ्मुखैरर्धकटाक्षवीक्षणैः ।
वचोभिरीर्ष्याकलहेन लीलया
समस्तभावैः खलु बंधनं स्त्रियः ॥



## પ્રકરણ ૧૮ મું.



### મરકીની વિગત.

'રામજી અંતરિયાળ મરી ગયો, તેણે ઈચ્છાપત્ર (વિલ) કર્યું હોય કિંવા નહિ, તે તો રામ જાણે ? દુર્ગાપ્રસાદ તે દિવસે કહેતો હતો કે, તેણે કર્યું છે. ખરૂં શું છે તે કોઇને પણ ખબર નથી. નવી અને છોકરી એક થઇ ગયાં અને રામજીની પહેલા ઘરની સાસુ જુદી પડી ગઇ. આપણે ઘરડા થયા છીએ; નગીનદાસ વેપાર રોજગારમાં ઝાઝું સમજતો નથી. અધુરામાં પુરૂં પેઢીનો અનુભવી મુનીમ પણ બિચારો મરી ગયો. નોકરો છે તે નવાજુના હિસાબકિતાબના બહુ માહીતગાર નથી. હંસરાજને પેઢી સાથે કંઈ લાગતું વળગતું રહ્યું નથી. રામજી અને કરસનદાસની વિધવા વચ્ચે કંઇ સમજુતી થઇ હોય તો તે પણ ખાનગીજ છે. એમાં આપણે કંઇ લાગે વળગે નહિ. પેઢીનો ભાર હાલ આપણે માથે છે અને કાલે કોઇ હિસાબ પૂછવા નીકળે કરે તો આપણે તે બતાવવો પડે ? 'ખાવી ધૂળ અને મહિં કાંટા.' મરકીને લીધે ધંધો ચાલતો નથી ને ખરચખુટણ એનુંએ રહ્યું છે. પેઢીમાં આપણો ભાગ જોઇએ તો નાનો અને જોખમ મોટું ? શું હોય ને શું નહિ ? માટે

બહેતર છે કે, પેઢીના ભાગલાગનો કાયદા પ્રમાણે નિકાલ કરાવવો. પંત્યાળું વહેચી લેવા ફરિયાદ માંડવી એ ઠીક છે. રામજીની બાઇડીના છોકરીના કે સાસુના વહાલા અળખામણા થવાની આપણને કશી જરૂર નથી. સરકાર દરબારમાં જે થાય તે ખરૂં. આપણે માથે જોખમ નહિ.' આમ વિચાર કરી મુંછે હાથ ફેરવતાં ફેરવતાં નરોત્તમદાસે ખુંખારો કર્યો અને વળી મનમાંજ બોલ્યા કે, 'મરકીએ મુંબાઇના વેપારનું નખોદ કાઢી નાંખ્યું છે. પેઢી બંધ કરવી પડે તોપણ શું? ઇશ્વર નગીનને આરોગ્ય રાખે તો તે ઘેર બેઠાં ખાય તેટલું છે. છોકરો નઠારો નથી, પૈસાની એને ઓળખ છે. આપણે રળીએ અને પારકાંને ખવડાવીએ એવો ધંધો ત્યારે હવે શા માટે કરવો? રાંડીરાંડનું કામ! કોઇ કહેશે, 'નરોત્તમદાસ જમી ગયા.' તો ઉલટી પંચાત! ગમે તે થાય, ફરિયાદ કરવી એજ ઠીક છે. લાવ, દુર્ગાપ્રસાદને બોલાવીને પૂછું? એ શો વિચાર આપે છે? જોઇએ તો ખરા.' ડોસાએ ચાકરને બૂમ પાડી દુર્ગાપ્રસાદને બોલાવરાવ્યા.

રાતનો વખત હતો, લગભગ દસ અગિયાર વાગવા આવ્યા હતા અને આસપાસનાં ઝુંપડાંમાંના લોક પોતપોતાનાં આંગણાંમાં ખાટલા ઢાળીને નિરાંતે સુતા હતા. નરોત્તમદાસ તેમના ઝુંપડાના ઉત્તર તરફના ભાગમાં એકાંતે એક ખાટલા ઉપર બેઠા બેઠા ઉપર જણાવ્યું તેમ વિચાર કરતા કરતા હોકો પીતા હતા. નગીનદાસ, મોતીગૌરી અને મુગટલાલ તેમના ઝુંપડામાં બિઝિક રમતાં હતાં. મદનમોહન વાંચતો હતો. દુર્ગાપ્રસાદ અને તેની વહુ પોતાની નાતજાત સંબંધી સાંસારિક વાતચીત કરતાં હતાં એટલામાં ચાકરે આવી નરોત્તમદાસનો સંદેશો કહ્યો. બત્તીના ઉકળાટથી પસીને નવાઈ ગયેલો મુગટલાલ એટલામાં બહાર નીકળી નરોત્તમદાસ પાસે આવ્યો. સુંદર જાપાની પંખાથી પવન ખાતાં ખાતાં તે બોલ્યો કે 'કાકા! અત્યારે તો બિલકુલ પવન નથી. દિવસે સપાટા ઉપર સપાટા આવે છે. ઝુંપડા ઉપરની જાવલીઓ ઉડી જાય છે પરંતુ અત્યારે પાંદડુંએ હાલતું નથી.'

'કુદરત એવીજ છે. એ બાબત કોઈથી સમજાતી નથી.'

નરોત્તમદાસે તેને પોતાની પાસે ખુરસી ઉપર બેસવાનું કહી આગળ ચલાવ્યું કે, દાક્તર! કુદરતની ખુબી ઓરજ છે? એ શું કરે છે તે માણસથી કદી પણ સમજાતું નથી. અમ લોક મરકીને પણ એક કુદરતી આફતજ માનીએ છીએ. ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવો અને આપણાથી બને તેટલા ઉપાય લેવા, તે બસ છે. મરકી સામે તમારા નવા શાસ્ત્રે શું કર્યું બતાવોને?'

'અમારૂં શાસ્ત્ર વસ્તુને તપાસવાનો ઉપદેશ કરે છે. અમે તેમ કરીએ છીએ. કુદરતને પણ અમે માનીએ છીએ કાકા!' મુગટલાલ દાક્તરે ખુરસી ઉપર બેસતાં જવાબ આપ્યો. દુર્ગાપ્રસાદ આવ્યો. તે મુગટલાલની જોડે બીજી ખુરસી લઇને બેઠો. નરોત્તમદાસે પૂછ્યું કે, 'મુગટલાલ! તમારા લોકે શું શોધી કાઢ્યું? મરકીને તમે શું કહો છો? તે શું છે, ઓચિંતી કેમ મટે છે ને કેમ વધે છે, તે તો મને કહો?' ડોસાએ દાક્તરના મુખથી મરકી વિષે કંઇક જાણવાની ઇચ્છા બતાવી.

મુગટલાલ–'સને ૧૮૯૬ ના સપ્ટેમ્બર માસમાં મુંબાઇમાં મરકી જાહેર થઇ ત્યારે તે કેવો રોગ છે, તે ઉપર વર્તમાનપત્રોમાં પુષ્કળ લખાણ આવતાં. એ લખાણો અમે અને તમે સૌએ વાંચ્યાં છે. મરકીના ઇતિહાસ માટે જે બાબત બહાર આવી તે માત્ર એજ કે, પૂર્વે હિંદુસ્તાન, ચીન, સૈર્બારિયા મિસર અને યુરોપના જુદા જુદા દેશોમાં વખતો વખત મરકી થતી. વચમાં ક્યાં હતી તે જણાયેલું નથી, પરંતુ ઓગણીસમા શતકની શરૂઆતમાં ગુજરાતના કેટલાક ભાગોમાં મરકી ચાલી હતી એમ કહેવાય છે. લિંબડી અને અમદાવાદ વચ્ચે સને ૧૮૧૫ ની લગભગમાં જોર ભેર મરકી ચાલેલી કહેવાય છે. હિંદુસ્તાનના બીજા ભાગોમાં તે પ્રસરી હોય એવું જણાયું નથી, તોપણ એમ માનવામાં આવે છે કે હરદ્વાર અને હિમાલયના તલપ્રદેશ તરફ ક્વાંચત્ ક્વચિત્ તે દેખાતી રહેતી. મુંબાઇમાં આ મરકીનો ચેપ ક્યાંથી આવ્યો તે માટે જે જે અનુમાન અત્યાર લગીમાં થયાં છે તેમાંનું એક એજ અનુમાન વધારે મત મેળવવાને શક્તિમાન

થયું છે કે, ચીનના હોંગકોંગ બંદરેથી આવેલાં વહાણોમાંના ઉંદરો મારફતે માંડવી લત્તામાં તેનું પહેલ વહેલું પ્રસરણ થયું હતું. ગીચ વસ્તીવાળા તે અનારોગ્ય લત્તામાં તેને વધવાને યોગ્ય ભૂમિ મળી ગઈ. હોંગકોંગ બંદરમાં કેટલાંક વર્ષથી તે ચાલતી હતી.

મરકીનું નિદાન કરનારાઓ જણાવે છે કે, જે માણસને મરકી થાય છે તેને ઘણોજ સખત તાવ આવી કક્ષાંત અથવા નિતંબાંત સાંધાના ભાગોમાં ગાંઠ થઇ આવે છે. એકાદ બે દિવસ પછી તાવ વધી પડે છે. દરદી બેભાન થઇ જાય છે. ગાંઠમાં પીડા કવચિત્ થાય છે કવચિત્ નથી થતી. કોઇને વધારે થાય છે તો કોઇને વળી સમુળગી થતીજ નથી, તેમ કોઇને ગાંઠે નથી થતી. સાંધામાં ગાંઠ નીકળવી એ તોપણ મરકીનું મુખ્ય ચિહ્ન છે. આપણા વૈદ્યોએ હાલ તેને 'ગ્રાંથિક-સન્નિપાત' એવું નામ આપ્યું છે. હોંગકોંગ બંદરમાં જે નાશકારક રોગ ચાલે છે તેનું નિદાન પણ એજ છે. મરકીનું એક વધારે ભયંકર સ્વરૂપ 'બ્લેકપ્લેગ' ને નામે ઓળખાય છે. તેમાં માણસ કાળો ઠીકરા જેવો થઈ જાય છે. મરકી થવાથી માણસનું મરણ ત્રણ ચાર દિવસમાં થાય છે, પરંતુ તેને માટે કંઇ અમુક મુદત નક્કી કહી શકાય નહિ. કોઈ એક દિવસમાં પણ મરણ પામે છે અને કોઇ મહીને દોઢ મહીને બહુ રિબાઇ રિબાઇને પણ મરણ પામે છે.

ભેજવાળી અને અસ્વચ્છ અંધારી જગામાં મરકી મૂળ નાંખી પોષાય છે અને વધે છે. જંતુવિદ્યાના અભ્યાસીઓ જણાવે છે કે, બિનાશવાળી અસ્વચ્છ જગામાંથી–ખરાબ ભૂમિમાંથી ઉત્પન્ન થતી ઝેરી હવામાં મરકીના જંતુઓ ઉડે છે. તેઓ જણાવે છે કે, ભૂમિમાંથી ઉત્પન્ન થતી ઝેરી જંતુમય હવા પ્રથમ ભોંયમાં રહેનારાં પ્રાણીઓને અસર કરે છે, તેમાં વળી ઉંદરો ઉપર તેનો વહેલો હુમલો થાય છે. જે ઘરમાં અથવા જે જગામાં ઉંદર મરવા માંડે ત્યાંથી માણસો દૂર જાય નહિ તો તેમને પછી મરકી થવા માંડે છે અને એક ઘરમાં રહેતાં એવાં ઘણાં માણસોને એક સરખાં ચિહ્નવાળો મરકીનો રોગ લાગુ પડી ઘણાં મરણ નીપજે છે. અસ્વચ્છ અંધારાવાળા ઘરમાં

મરકી થવાની હોય ત્યારે પહેલાં ઉંદરો મરવા માંડે છે. પછી માણસોને અસર થાય છે અને આખરે તે ઘરનું સઘળું વાતાવરણ મરકીના જંતુઓથી ઝેરી થઈ જાય છે. ઘરમાં રહેનારાં બીજાં પ્રાણીઓને પણ તેની અસર થાય છે. કબુતર કાગડા અને એવાંજ બીજાં પ્રાણીઓ સંખ્યાબંધ મરણ પામે છે. મુંબાઇ અને ગુજરાતના જુદા જુદા ભાગોમાં ચાલેલી મરકી ઉપરથી સર્વ કોઇને ખાતરી થઇ છે કે, તે 'સાંસર્ગિક' રોગ છે. પ્રાણીઓના શ્વાસ એમાં ઝેરી હવાના જંતુઓ જઇ તેમને ઓછામાં ઓછા દસ દિવસમાં અસર કરે છે, જેની ધાતુઓ બળવાન હોય તે હવાને દમમાં લેવા છતાં પણ ઝપટાતો નથી, અને જેના જીવનને ચલાવનારા પરમાણુઓ અને ધાતુઓ નિર્બળ હોય તે સહેજ મરકીવાળી હવાના સંસર્ગમાં આવતાં પણ પટકાઇ જાય છે.

શિયાળાની ઋતુમાં મુંબાઈ અને ગુજરાતમાં મરકી વધે છે અને એપ્રિલ અથવા ચૈત્રની શરૂઆતથી નરમ પડવા માંડે છે, હાલ એવું અનુમાન કરવામાં આવ્યું છે કે શીતઋતુ મરકીના ઉદ્ભવને અનુકૂલ છે, પરંતુ ઇતિહાસ ઉપરથી જણાય છે કે, પૂર્વે મિસર આદિ દેશોમાં ભર ઉનાળામાં અથવા વધારેમાં વધારે ગરમ ઋતુમાં પણ તેનો દોર ચાલેલો. મરકીના વ્યાધિ સાથે કેટલીક વિચિત્ર અને ન સમજાય એવી ગુંચવણો પણ રહેલી છે. જે ઘરમાં એક વખત મરકી થઇ તે ઘરમાં અને તે જગાએ બીજે વર્ષે તેજ ઋતુ આવતાં મરકી ફાટી નીકળે છે. દરેક ઠેકાણે પહેલાં ઉંદર મરે છે અને તે પછી મનુષ્યો ઉપર હુમલો થાય છે. ઉંદરોના વાળમાં થતા ચાંચડો વળી મરકીનું ઝેર માણસમાં દાખલ કરે છે. મચ્છરો પણ તે ફેલાવે છે. જ્યાં જ્યાં ચાંચડનું જોર ત્યાં ત્યાં મરકીનું પણ જોર. તેનો ચેપ ઘણીજ ત્વરાથી પ્રસરે છે અને ગમે તેવા અટકાવના ઉપાય લેવા છતાં પણ તે વધી જાય છે. ચોમાસામાં પણ તેનું જોર નરમ પડતું નથી. પુનામાં તેને ચોમાસાની ઋતુ અનુકૂલ પડી છે. મરકીને માટે છાતી ઠોકીને કંઇ પણ કહી શકાય એવું નથી, તોપણ સાવચાની રાખી મરકી થાય તે ઘરમાંથી ઉચાળા ભરવા એ બહુ સારું છે.

ઔષધોપચારમાં એકકે ઔષધ હજી રામબાણ લાગુ પડેલું નથી. તાવના અને ગાંઠના ઉપચારમાં દાક્તર અને વૈદ્યને યોગ્ય લાગે તે ઔષધો તેઓ વાપરે છે. મુંબાઇમાં મરકીનો અભ્યાસ કરવાને યુરોપના જુદા જુદા દેશોના વિદ્વાન દાક્તરો આવી ગયા. તેઓએ ઘણી શોધ કરી પરંતુ હજી એકકે ઔષધ તેમના તરફથી ખાસ જાહેર થયું નથી. પ્રારંભમાં એક ફ્રેંચ દા. યર્સકિનની રસી માટે મોટી આશા રાખવામાં આવી હતી, પરંતુ તેનું કંઇ અસરકારક પરિણામ જણાયું નથી, મરકીના અટકાવ માટે પ્રો. હાફકિન નામે જંતુવિદ્યાના મોટા અભ્યાસીએ એક જાતની રસી હાલ બનાવી છે પરંતુ તેને માટે પણ ખાતરી લાયક અભિપ્રાય કોઈ આપી શકતું નથી. મરકોના ઔષધને માટે આશા રાખીને બેસી રહેવા કરતાં મરકીવાળા લત્તામાંથી બહાર નીકળી જવું એ વધારે ઉત્તમ છે, એવી અમે તો સૌને સલાહ આપીએ છીએ. દાક્તરો અને સરકારને છાવણીઓના અનુભવથી એજ ઉત્તમ માર્ગ જણાયો છે. લોકો પણ એ માર્ગને વધારે સુગમ લેખે છે. ઝુંપડાંનો વાસ એજ મરકીનો મુખ્ય પ્રતીકાર છે કાકા!' મુગટલાલ ખુરસી ઉપરથી ઉઠયો એટલે નરોત્તમદાસ બોલ્યા કે, 'બસ, એટલુંજ?'

'ત્યારે બીજું શું?' તે હસ્યો અને બોલ્યો કે 'નરોત્તમકાકા! ઇશ્વર ઉપર વિશ્વાસ રાખવો અને પોતાથી બને તેટલા સારા ઇલાજ લેવા, પછી શું? સારામાં સારી હવાવાળી સ્વચ્છ સુકી જગાઓના બંગલાઓમાં અને ઉંચી ટેકરીઓ ઉપર સાવધાનીથી રહેનારા માણસો પણ મરકીને ભોગ થયા છે ને થાય છે, તો પછી ઇશ્વર વગર બીજા કોની સહાય માગવી. ઇશ્વર એજ મોટો છે. માણસના પ્રયત્ન ફોકટનાં ફાંફાં અને અશક્ત-કાયર જીવના ખાલી ઉધામા છે.'

નગીનદાસે હાંક મારવાથી અડધી વાત મૂકીનેજ પંખો હલાવતો અને હસતો હસતો તે ત્યાંથી ચાલ્યો ગયો.

નરોત્તમદાસ દુર્ગાપ્રસાદ સામું જોઈ બોલ્યા કે, 'આ લોકોના વિચાર પણ ઇશ્વરનુંજ શરણુ મોટું માને છે. ઇશ્વર કહો કે કુદરત પણ તેને આખી દુનિયાં માન આપે છે.'

'જંગલીમાં જંગલી મનુષ્ય, કે જેનામાં કંઇ પણ જ્ઞાન હોતું નથી તેને પણ આ જગતના વૈચિત્ર્યે ઇશ્વરનું અસ્તિત્વ સમજાવ્યું છે. વસ્ત્ર પહેરવાનો જેમને વિચાર નથી એવાં જંગલી માણસો પણ કંઇક અપૂર્વ કુદરતી ચમત્કારથી મોહિત થયેલા એવું ઇતિહાસ વાંચતાં જણાય છે. જેમ જ્ઞાનમાં ઉંડા ઉતરતા જઇએ છીએ તેમ તેમ એ બાબતમાં અશ્રદ્ધા થતી જાય છે, બાકી કુદરત અને ચમત્કાર, એ તો માણસ માત્રને ઇશ્વરનો બોધ કરે છે. મરકીના સપાટામાં લોકને ઇશ્વર ઉપરજ વિશ્વાસ મૂકવો પડયો છે. આર્યોના એ વિચારો હજી ચાલુ રહેલા છે કાકા !'

'અમે એવું ઉંડું જ્ઞાન ધરાવતા નથી, પરંતુ ઇશ્વરમાં વિશ્વાસ અને શ્રદ્ધા રાખીએ છીએ. અમારા મન ઉપર શ્રદ્ધાનો નાનપણથીજ સંસ્કાર થયેલો છે. એને અમે જીવનભર વળગી રહીએ છીએ. ઇશ્વર આ આપત્તિથી આપણને હવે મુક્ત કરે તો સારૂં. ધંધા રોજગારને બહુ ખરાબ અસર થઇ છે. કંઇ પણ કામ કરવામાં મન લાગતું નથી.' નરોત્તમદાસે એકાંત જોઇ પેલી વાત છેડવાની શરૂઆત કરતાં વળી આગળ ચલાવ્યું કે, 'દુર્ગાપ્રસાદ ! તમારા લોકનું કેમ ચાલે છે? પહેલાંના જેટલા અસીલ આવે છે કે નહિ ? કયાંથી આવે ? આવા વખતમાં લોક બિચારા જીવ સંભાળે કે કજિયા લડે ? લોકને ખરેખર વિડંબના આવી પડી છે ?'

'કેસ તો એવાસ્તો, કાકા ! સમય પ્રમાણે સૌ ઠીક છે. જે પેઢીઓ સુસ્થાપિત છે તેમને કેસનો ટોટો નથી. જુનાં કામ અવાર નવાર ચાલ્યા કરે છે.'

'દુર્ગાપ્રસાદ ! મારે પણ તમારું એક કામ છે ?' નરોત્તમદાસે પોતાની વાત ચલાવતાં જણાવ્યું કે 'મારે એક કેસ માંડવો છે. તમે જાણો છો કે, રામજીશેઠ મરી ગયા અને પેઢીનો કારભાર મારે માથે આવી પડયો છે. આપણો ભાગ મોટો નથી. રામજીની નવી વહુ જુવાન છે. 'વિલ' થયું હશે કે નહિ તે કોઈ જાણતું નથી, એટલે બહેતર છે કે, પેઢીનો વ્યવહાર કેસ માંડી સરકાર તરફથી નિમાયેલા માણસોને

સોંપવો. હું ઘરડું પાન છું અને આ છોકરો નગીન હજી બચ્ચું—જુવાન છે. તે વેપાર રોજગારમાં કંઇ ઝાઝું સમજતો નથી. આ બાબત તમારી શી સલાહ છે તે જણાવો.'

'એ રસ્તો ઘણો સારો છે.' દુર્ગાપ્રસાદે જરા વિચાર કરીને ઉત્તર આપ્યો. 'શેઠના તરફનાં નાંણાંનો તમારે હિસાબ આપવો પડે, એ વાત ખરી, પણ એમ કરતાં રામજીની નવી કદાપિ દુઃખી થાય. છોકરીની દાદી વિરૂદ્ધ હોય એમ મારા જાણવામાં આવેલું છે. તમારે માટે આ રસ્તો અલબત બહુજ સારો છે. એ લોકનો ટંટો તમારે માથેથી દૂર નાંખી દેવાને આના જેવો બીજો કોઈ રસ્તો નથી.'

'મને બે ત્રણ દિવસ થયાં આ બાબત વિચાર થયા કરતો હતો. આજ મને એમ થયું કે, લાવ, હવે દુર્ગાપ્રસાદની સલાહ લઉં. જુઓને દુર્ગાપ્રસાદ! તેમનું ગમે તે થાય, તેની આપણે દરકાર કરવી પાલવે નહિ. આપણે આપણું પોતાનું સંભાળવું. હિસાબની બાબતમાં ચોખવટ રાખવી. મને વેપાર ધંધાની દરકાર નથી. મુંબાઇમાં છોકરાંઓએ એક માળો લીધો છે તે પણ કાઢી નાંખવો એવો મેં વિચાર કર્યો છે. વેપારમાં ને મિલકતમાં નાંખેલાં નાણાં રોકડ કરી બેંકમાં અથવા બીજી સદ્ધર જામીનગીરીમાં રોકવાં અને સુરત જઇ સુખે બેસવું. ખાવા જેટલું છે. છોકરાને દેશમાં વેપાર કરતાં આવડશે તો ઘણીએ સગવડો થશે.'

'મુંબાઇમાં મિલકત રાખી હોય તો બે પૈસા વધારે ઉપજે. ઘણા લોકો અહિં સ્થાવર મિલકતો કરે છે. તમારા સુરતી લોક તો અહિંજ ઘરબાર કરીને રહે છે.' દુર્ગાપ્રસાદે મુંબાઇ રહેવા તરફ મત આપ્યો.

'ઘણાઓ અત્રે ઘરબાર કરે છે અને ઘણાઓ પોતાને અહિંના વતની ગણે છે, પરંતુ મારો અનુભવ અને વિચાર જુદા છે. દખણી, ગુજરાતી, કાઠિયાવાડી અને કચ્છી લોકની વસ્તી અહિં ઘણી મોટી થઇ છે. ઘણાઓનાં ઘરબાર અને પેઢીઓ ચાલે છે. કપોળોની બબ્બે ત્રણ ત્રણ પેઢીઓ થઈ ગઇ. પરંતુ સૌને દેશ તરફ તો લક્ષ રાખવુંજ પડે

છે. કોઇને અદ્યાપિ મુંબાઈમાં સ્વદેશબુદ્ધિ થઈ નથી. આપણા લોકોના લગન મરણાદિ બધા વ્યવહાર દેશમાં થાય છે. પેઢીઓ થયાં અહિં રહેલો ગૃહસ્થ પણ લગ્ન વિવાહ અને મરણાદિક કારજ કરવા દેશમાં જઇને રહે છે. મુંબાઈ પરદેશીઓથી ભરાયેલું નવું વસેલું આધુનિક નગર છે. હજી તે તેમાં રહેનારાઓના નામથી તેમના સ્વદેશપણાને પામ્યું નથી. 'મુંબાઈ મારૂં ગામ' એમ કહેનારા ઘણાજ થોડા મળશે. હું મુંબાઈમાં સ્વદેશબુદ્ધિ કરી શકતો નથી અને જ્યાં સુધી મુંબાઈમાં સ્વદેશબુદ્ધિ થઈ નથી, ત્યાં સુધી પરદેશમાં મિલકત રાખવી એ મને ઠીક લાગતું નથી. સુરત તે સુરતજ છે. સાહેબ લોકો કહે છે કે, 'સ્વિટહોમ' એ અમારો સ્વદેશ છે. સુરતથી નાસવાની બુદ્ધિ અમને કદી થતી નથી અને થાય પણ નહિ. મરકીએ હાલ કેટલાકની આંખો ઉઘાડી છે. મને પણ મરકીએ સ્વદેશ તે સ્વદેશજ, એમ સમજાવ્યું છે. મરકીમાં કચ્છી કચ્છ ગયા, કાઠિયાવાડી કાઠિયાવાડ ગયા અને ગુજરાતી ગુજરાત ગયા; પરંતુ ત્યાં પાછી મરકી ચાલવા માંડતાં તમે કોઇને મુંબાઇ આવતો કે પરદેશ જતો જોયો? અમારો વૃદ્ધોનો વિચાર નવીનોને સારો તો લાગે નહિ, પરંતુ જ્યાં સુધી આપણો સાંસારિક વ્યવહાર જેવોને તેવોજ ચાલુ છે ત્યાં સુધી આ વિચાર ઉત્તમ સમજવો. દુનિયાંના દૂર દૂરના દેશોમાં જઇ વેપાર કરનારાઓની વૃત્તિ પણ હમેશ સ્વદેશ તરફ રહે છે. આપણે ગુજરાતીઓ પૂર્વે પણ વેપાર અર્થે સમુદ્ર ખેડતા તથા ચીન જાવા ને ઠેઠ જાપાન સુધી જતા, પરંતુ ત્યાં ઘર કરીને રહેતા નહિ. ગુજરાતના ખંભાત અને પાટણના વેપારીઓ દુનિયાંના દૂર દેશોમાં પોતાની આડતો ને દુકાનો ચલાવતા છતાં મુખ્ય પેઢી તો સ્વદેશમાંજ રાખતા. વેપાર ધંધા માટે મુંબાઇમાં રહેવું ખરૂં, પરંતુ અહિં મિલકત રાખવી નહિ. દુર્ગાપ્રસાદ મુંબાઈમાં મારાથી હવે સ્વદેશબુદ્ધિ થઈ શકતી નથી.'

'પણ કાકા! મુંબાઇને તો આપણે પરદેશ ગણવું જોઇએજ નહિ. મુંબાઈની—આ ભૂમિ ઘણાં વર્ષ થયાં ગુજરાતીઓની ભૂમિ છે. ઇ. સ. ના અગિયારમા શતકમાં આ કોંકણના મુંબાઇ બેટ ઉપર

મહારાજા ભીમદેવની આણ ફરતી હતી. મહમદ બેગડાના રાજ્યમાં મુંબાઈ ગુજરાતના પાદશાહોના તાબામાં હતું, અને હાલ પણ આપણા લોકોનો ભરાવો ધરાવે છે.'

'હાલ મુંબાઈ કહેવાય છે. પૂર્વે આ ભૂમિ કોઈ કહે છે કે 'પુરી' કહેવાતી. 'ધારાપુરી' એ એક મોટા નગરના ખંડેરના એક ભાગનું નામ છે.' નરોત્તમદાસ વચમાંજ બોલી ઉઠયા કે, 'તમારી વાત ખરી હશે. ગુજરાતના ભીમદેવ રાજાએજ મમ્માદેવીની સ્થાપના કરી હતી. સોપારામાં ગુજરાતી વેપારીઓ બૌદ્ધકાળમાં ઘણા રહેતા હતા. પરંપરાથી પણ મારા સાંભળવામાં આવેલું કે, બીજાઓ કરતાં ગુજરાતીઓ મુંબાઈને પોતાનો સ્વદેશ કહેવાનો વધારે હક ધરાવે છે. મુંબાઈમાં ગુજરાતીઓની અત્યારે પણ ઘણી મિલકતો ને વસ્તી છે પૂર્વે પણ મુંબાઈ ગુજરાતીઓની હતી અને હશે, તથાપિ મુંબાઈમાં હમણાં આત્મબુદ્ધિ કરી શકાની નથી. તમારો ગમે તે ઇતિહાસ હોય, પરંતુ અમે તો ગુજરાત, નર્મદકવિ કહી ગયો છે તેમ, અમારી 'ગરવી ગુજરાત, ગુલજાર ગુજરાત' નેજ વહાલો સ્વદેશ ગણી તેમાં સ્વદેશબુદ્ધિ રાખીએ છીએ અને ત્યાંજ અમારાં અને અમારાં બાળકોનાં ઘરબાર અને વતન કરવા તરફ અમારી વૃત્તિ છે.'

'નરોત્તમદાસની સ્વદેશપ્રીતિ જોઈ દુર્ગાપ્રસાદ વળી બોલ્યો કે, 'તમારા વિચાર પણ કેટલીક રીતે સારા છે કાકા! દેશમાં મિલકત રાખવી અને થોડી પ્રવૃત્તિથી વધારે શાંતિ લેવાનો માર્ગ સાધવો, એ પણ ઉત્તમ માર્ગ છે. સુરતમાં રહેવાથી તેમ થશે, પરંતુ હું નથી ધારતો કે, નગીનદાસ અને મોતીવહુ તમારા જુના વિચારને પસંદ કરે.'

નગીનને માટે મને ખાતરી છે અને વહુ તો કોણ જાણે? શોખીન છે ખરી પણ એનાં પિયેરિયાં સુરતમાં હોવાથી તેને પણ ગમશે. સુરતમાં અમને મોજશોખ કરકસર અને બીજી સૌ વાતની સગવડ મળશે. મોજી હોય તેને શું સુરતમાં મોજ ઓછી છે? સુરત મોજ શોખનું ધામ ગણાય છે તે કેમ ભૂલી જાઓ છો માસ્તર!'

'આ વિચારે તો તમારો હેતુ સારો છે. મુકરદમો માંડવાથી

તમને ફતેહ મળશે એમ હું ધારૂં છું. મુકરદમાથી માણેકશેઠાણી કેટલીક રીતે પરાધીન જેવી થઇ જાય એટલો ભય છે, કારણ કે તેને ટ્રસ્ટીઓ આપે તે ખાવાની સ્થિતિએ રહેવું પડશે, પણ કંઇ નહિ. એણે પણ સારો માર્ગ લીધો છે. છોકરીને પોતાની કરી લીધી છે એટલુંજ નહિ, પરંતુ પેલા સુશીલ અને ભણેલા છોકરાને કન્યા આપવાનો વિચાર કર્યો કહેવાય છે. સવિતાની દાદી એની વિરૂદ્ધ છે પરંતુ તેનું કંઇ ચાલનાર નથી. એ જોડું બંધાશે અને હંસરાજ રામજીની મિલ્લકતનો ફૂલ વારસ થશે. માણેકશેઠાણી તેને પોતાનો કરી લઈ તેનામાં તેનાપણું હશે, તો સઘળું પોતાનું કરી લઇ રાજગાદી ભોગવશે.'

'રાંડ્યા પછી ડહાપણ આવે' એ કહેવત માણેકશેઠાણીના વર્તનમાં ખરી પડી. ડહાપણ તો ખરી. છોકરીને હંસરાજ સાથે પરણાવવી એ પણ ઠીક છે, છોકરીનો પ્યાર તેની ઉપર છે તો પછી મિથ્યાજ પેલી ડોસી શું કરવાને પેટ ચોળીને પીડા ઉત્પન્ન કરે છે? તેમનું સારૂં થાઓ. આપણે માટે તો આ માર્ગ સારો છેને?'

'હા હા કાકા! એ બહુજ સારો માર્ગ છે,' દુર્ગાપ્રસાદ ઉઠ્યો અને ડોસો હોકાની નેહ મોંમાં લઇ પાછો તકિયે આડો થયો.

## પ્રકરણ ૧૯ મું.

### ધુંધી સુધારક.

'સુવાની ગોઠવણ વાલકેશ્વર ઉપર રાખી છે કે બીજે?' હથેળીમાં હેરવિગર લેતાં ડ્રેસિંગટેબલના મોટા આયના સામે ઉભી રહી એક સુધરેલી અને સારૂં ભણેલી યુવતિએ પોતાના પ્રિયતમને પ્રશ્ન કર્યો.'

ઉંચી જાતની સિગારેટ પીતાં આરામચેરના હાથા ઉપર પહોળા પગ કરીને પડેલા ગુલકાંતે ઉત્તર આપ્યો કે, 'તમારી સાથે ગઇ કાલે થયેલી વાત મુજબ બધી ગોઠવણ કરવામાં આવી છે, તેમ છતાં જો નહિજ બન્યું હોય તો પછી ઘર ક્યાં જતું રહ્યું છે? આપણે ઘેર જઇશું.'

સાસુથી સુધરેલા પોષાકની હમેશ ટીકા થતી હોવાને લીધે ઘેર

જવું પસંદ ન હતું તેથી સહજ મિજાજ ચઢાવી દઇ વસંતકુમારીએ ઉત્તર આપ્યો કે, 'હરગીજ, હું આપણે ઘેર આવનાર નથી? તમે મને ફસાવતા માં. બસ, જેવું હોય તેવું કહી દેજો.' બૂટની એડી ઉપર ઉંચાં થઈ ટોથી જમીન ઠપકારી તેણે તોછડો જવાબ દીધો.

'હું મારી ફરજ બજાવીશ, તેમાં મને કહેવું પડશે નહિ, પણ—'

'મને મારી સગવડ સાચવવા પૂછવુંજ જોઇએ. મારે મારો હક તપાસવો જોઇએ કે નહિ?' વસંતકુમારીએ વચમાંજ બોલવા માંડયું. 'સ્ત્રીઓને સમાન હક આપનાર ઉદતા ને આગળ વધેલા વિચારના પુરૂષને શોધવાનું કારણ શું? તમારા સ્ત્રીસ્વાતંત્ર્ય સંબંધી બહાર બહુ બોલાયેલા—કહેવાતા વિચારને લીધેજ હું અહિં આવી છું. એ વારંવાર યાદ આપવાની દુઃખદાયક ફરજ મને મહેરબાની કરી ન પાડતા.' મસ્તકની આસપાસ વિખરાયેલા સુંદર વાંકડિયા વાળમાં હેરપિન ઘસતાં ઘસતાં પતિને તેણે તેના વિચારની યાદ આપી. વાચકને જણાવવાની જરૂર નથી કે, રતિસુંદરી અને મદનમોહનને વસંતકુમારીને ત્યાંથીજ ઓળખાણ થયું હતું. રતિસુંદરીના કરતાં વસંતકુમારી કેટલેક વર્ષે મોટી હતી, પરંતુ સુધરેલા વિચાર પ્રમાણે સુધારાવાળા કુટુંબનો સુધરેલો વર શોધવામાં તે હજી હમણાંજ મિ. ગુલકાંત જેવા ધુંધી ને વાયરે ચઢેલા સુધારક વરનો હાથ મેળવવાને ભાગ્યશાળી થઇ હતી. તેમનાં લગ્ન થયાને ઘણો વખત થયો ન હતો. ઘેર રહેતાં સાસુથી કંટાળી મોજ કરવા માટે બંગલામાં હાલ તેઓ થોડા દિવસથી રહેવા આવેલાં હતાં.

ગુલકાંત એક સુધારક કુટુંબનો વકીલ થયેલો જુવાન નવા સુધારા પાછળ ગાંડો થયેલો ગૃહસ્થ હતો. એના બે મોટા ભાઇઓ સરકારી નોકરીમાં સારી જગા ઉપર હતા. પિતાના સુધારક વિચારને બીજાં છોકરાંમાં ગુલકાંતે વધારે મજબુત ટેકો આપેલો હતો. તેની મા ઘરડી વિધવા હતી ને તેના વિચાર જુના આસ્તિક હતા. ઘરનાં બીજાં બધાં માણસો સુધારાવાળાં હતાં. ગુલકાંત તેની હદ કુદાવી ગયો હતો. 'બંગાળી સુધારકોનાં ચરિત વાંચવાથી તેનું ભેજું તદન

ફરી ગયું છે ' એમ તેના મિત્રો પણ પાછળ તેની ટકોર કરતાં કહેતા હતા. વકીલ થતા સુધી તે કુંવારો રહ્યો હતો અને વસંતકુમારી જેવી સુધરેલા ઘરની સુધરેલા વિચારની કન્યા મળવાથી તેનું એ વ્રત આજ સફળ થયું હતું. પોતાના આગળ પડતા સુધારક વિચાર નવી પરણી આણેલી સ્ત્રીને બતાવવાની તે ખાસ કાળજી રાખતો હતો.

'તમને એવી ફરજ પડશે નહિ.' ગુલકાંતે સુધારક અભિમાનથી ઉત્તર આપ્યો, એટલે તે બોલી કે, 'મને જરૂર પડે છે માટેજ તમને કહ્યું. એક બે બીજી બાબતો તરફ પણ તમારૂં ધ્યાન ખેંચવાની મને રજા આપશો ?'

'તે શું છે ?'.

'સાસુ મારા પોશાક માટે મારે મોઢે બહુ ખોટું બોલે છે, તે તમને ખબર છે ? અને હોય તો તમે તે માટે શાં પગલાં ભર્યાં તે જણાવવાની મહેરબાની કરશો ?' ડોશીથી 'મડમસાહેબ' કહેવાયેલી વસંતકુમારીએ ગુલકાંતને ફરિયાદ કરી.

'એ બાબત મારી જાણમાં આવેલી છે, પરંતુ એ જંગલીઓની ટીકા તરફ હું કોડીભાર પણ લક્ષ આપતો નથી અને તમોને પણ ભલામણ કરૂં છું કે 'તમારે તેમના જંગલી વિચારની બિલકુલ દરકાર રાખવી નહિ. એ લોકની સમજ જંગલી છે. તેઓ સ્ત્રીઓને ખરીદેલી દાસીઓ જેવી માને છે. આફ્રિકાની ગુલામગીરી માટે જેવો ભગીરથ પ્રયત્ન થયો હતો તેવોજ ભગીરથ પ્રયત્ન હિંદુ અબળાઓની ગુલામગીરી છોડવવા માટે તમારી મદદથી મારે કરવાનો છે. સ્ત્રીઓની છૂટનો કાયદો કરાવવાની હિલચાલનો ઝુંડો ઉઠાવવાની પણ એકવાર હિમ્મત કરવી એવી હું ઉમેદ રાખું છું.' ગુલકાંતના કપાળ ઉપર જુસ્સાને લીધે પસીનો થઈ આવ્યો.

'પણ—'

'સબુર ! હું એજ કહું છું. મારી જંગલી ડોસીની ટીકાથી તમારી લાગણી દુઃખાઈ હોય તો તમે મને માફ કરજો, ને મારે માટે હાલ એટલું સહન કરી લેવાને હું તમારો વખતો વખત ઉપકાર માનીશ.



વસંતકુમારીએ ગુલકાન્તને કહ્યું:—' છટ મને તમારી આવી
છૂટ બીલકુલ પસંદ નથી. આઘા રહો.' પૃષ્ઠ ૧૫૪ મું.

તે જંગલીઓ કેવા શબ્દો અરે કઠોર શબ્દો—ઉચ્ચારે છે તે હું જાણું છું. 'નેકટાઈ' જેવા સુંદર વસ્ત્રાલંકારને તેઓ દાંતપીસી તથા લજ્જાની લાગણી બતાવી 'ગળેફાંસો' કહે છે. બસ તમારે તેમની દરકારજ કરવી નહિ.' ગુલકાંતનું મગજ તપી આવ્યું, તેના સુધારક વિચારોથી તેની આંખો તેજસ્વી બની અને ખુરસી ઉપરથી ઉઠી મુંછના આંકડા મોંમાં ઘાલતો અને વાળનાં અણિયાંને દાંત તળે કચરતો તે ડ્રેસિંગટેબલ નજીક વસંતકુમારીની પાસે ગયો અને સુધારક હિલચાલમાં તેની ખંતીલી મદદ માગી.

'મારા શિક્ષક મિ. મદનમોહન મને મળવા આવનાર હોવાથી અત્યારે મને વાત કરવાનો વખત નથી પરંતુ બીજે કોઈ પ્રસંગે હું તમોને મારા વિચાર જણાવવાની તક લઈશ.' તેણે ચોટલો વાળતાં વાળતાં કહ્યું. ગુલકાંત પાછો ખુરસી ઉપર બેસી મુંછો ચાવતાં ચાવતાં વિચાર કરવા લાગ્યો કે, 'લોકો ગમે તેમ કહે પરંતુ હું મારા વિચારમાં ફતેહ પામ્યો છું. હું જે સ્ત્રીનો હાથ મેળવવાને ભાગ્યશાળી થયો છું તે સ્ત્રી એક બાહોશ સ્ત્રી છે એમાં શંકા નહિ. તે પોતાના હક સાચવવામાં મારી સાથે પણ આગ્રહથી લડત ચલાવે છે. આવી હિમ્મતવાન પંડિતાઓ જ્યારે માતાઓ થશે ત્યારેજ આર્યપ્રજાનો ઉદ્ધાર થશે. સ્ત્રીઓને હિમ્મતથી પોતાના હક સાચવતાં શીખવવું એ તેના સ્વામીનું કર્તવ્ય છે.' પોતાની સ્ત્રીની હિમ્મત માટે પોતાને ધન્યવાદ આપતાં માન અને આનંદભરી આંખે ગુલકાંતે વસંતકુમારી સામું જોયું. તેના મનમાં વળી ટાપટીપિયો નવો તરંગ આવ્યો. ખુરસી ઉપરથી ઉઠી તે ડ્રેસિંગટેબલ આગળ ગયો. ટેબલનું ખાનું ઉઘાડી તેમાંથી પોલા પાનાનો મજેનો વિલાયતી અસ્ત્રો કાઢી વધારે નજીક જઈ બોલ્યો કે, 'પેથી અને કાન આગળના બાલ લઈ લેવાની મને રજા આપશો. અસ્ત્રાથી કપાળ કાઢતાં ચહેરો બહુ મજેનો લાગશે.' તેણે અસ્ત્રો આગળ ધર્યો.

'છટ, મને તમારી આવી છૂટ બિલકુલ પસંદ નથી. આઘા રહો. આજ મંગળવાર છે. અશુભ કરતા નહિ.' વસંતકુમારીએ

આથી ખસી જઈ ગુલકાંતના વિચારને તુચ્છકારી કાઢ્યો. સુધારકનું મન પડી ગયું, તેણે અસ્ત્રો બંધ કર્યો અને તેમ કરતાં તે બડબડ્યો કે, 'સ્ત્રીઓનો વહેમ ઝટ દૂર થતો નથી.'

'એવો આરોપ મૂકતાં વિચાર કરજો! મને મારી મરજી પ્રમાણે ચાલવાનો હક છે. સ્ત્રીના મસ્તકને અસ્ત્રો અડકાડવો મને પસંદ નથી. વિધવાના કેસ લેવા સામે જુંબેસ ઉઠાવનાર તમારા જેવા સુધારકને એક સધવાના બાલ લેવા આવતા જોઇ મને હસવું આવે છે, શરમ લાગે છે અને સાથે વિસ્મય ઉત્પન્ન થાય છે?'

મૂર્ખો પોતાનો તિરસ્કાર થયો તે સમજ્યો નહિ અને સામું બોલ્યો કે 'બરોબર છે. અમારી એ લડત અગત્યની છે અને સધવા કે વિધવા સ્ત્રીઓના બાલ લેવા ન જોઇએ, પરંતુ સુધારાવાળી પારસણો અને ઈતર હિંદવાણીઓ કેમ ગુચ્છા કતરાવતી હશે વારૂ? તમે એક બારીક સવાલ કાઢ્યો! અમારે તેના ઉપર લંબાણ વિચાર કરવો પડશે. બેઉ બાબત એક બીજાની સામે જાય છે.' ગુલકાંત આ અતિ મહત્વના સવાલમાં ગુંચવાયો. તેણે ઘર આગળના પોતાના કબાટને સ્મરણમાં આણી તેની સામું જોયું, કારણ કે એ કબાટમાં તેણે સંસાર સુધારાના તમામ સવાલોને લગતાં ચોપાનિયાં, છપાનિયાં અને પુસ્તકો સૌ એકઠાં કર્યાં હતાં. અમુક પુસ્તક તરત તેના જોવામાં આવ્યું અને ક્યારે ઘેર જવાય ને તેનાં પાનાં ગણી જવાય એવા વિચારમાં તે એકતાર થઇ રહ્યો. વસંતકુમારીએ કહ્યું કે 'મિ. ગુલ! તમારે છજામાં જઈ બેસવું પડશે, કારણ કે મારા શિક્ષક મિ. મદનમોહન આવે છે. મારે તેમની સાથે કેટલીક ખાનગી વાત કરવાની છે. હું તેમને તમારી સાથે ઈન્ટ્રોડયુસ કરવાને ખુશી થઇશ.'

'ઓહ યસ' તે ઉઠીને છજામાં ગયો અને આરામચેરમાં પડી વસંતકુમારીએ કાઢેલી બાલ લેવા વિષેની બારીકી ઉપર તર્ક ચલાવવા મંડ્યો. તેણે મુછના આંકડા મોઢામાં ઘાલ્યા ને તરતજ તેના મને તેની બુદ્ધિ સામે પૂર્વપક્ષ ખડો કરતાં જણાવ્યું કે, 'સુધારાવાળાને આવા અગત્યના ઘણા ઘણા સવાલોનો અભ્યાસ કરવાની જરૂર છે.

સામા પક્ષને રદિયા આપવાનાં સાધન અને શસ્ત્ર તેમણે તૈયાર રાખવાં જોઇએ. આપણે તેમ કરતા નથી. હું સુધારક છું, દરેક વિધવાને તેના વિવાહ વખતે ચાંલ્લો કરવા જાઉં છું, પરંતુ પાછળથી તેમનો સંસાર કેવો ચાલે છે, તેમનાં છોકરાં ઠેકાણે પડે છે કે નહિ તેનો કદી વિચાર કરૂં છું? કદીજ નહિ. ચાર પૈસાવાળા સુધારકોએ અધકચરા શાસ્ત્રીઓ પાસેથી ખરાં ખોટાં વચન મેળવી વિધવાવિવાહને સિદ્ધ કરેલો માનીએ, પરંતુ એટલાથીજ કર્તવ્ય કંઈ સમાપ્ત થઇ જતું નથી. કોઇ પણ માલ ઉત્પન્ન કરતા પહેલાં તેના ઉઠાવનાં બજારો ઉભાં કરવાની યુરોપિયનો જે અગમબુદ્ધિ ચલાવે છે તે, આપણે સુધારકોએ ચલાવી નથી. વિધવાઓના વિવાહ કરવાની મિટિંગ કરતા પહેલાં આપણે અગમબુદ્ધિએ વિચાર કરી તેમની ઉત્પત્તિ રૂપી માલ—સંતાનના ઉઠાવની તજવીજ કરવી જોઇતી હતી. વિધવાવિવાહથી ઉત્પન્ન થએલી પ્રજાને સમાજના સુખથી દૂર રહેવું પડે એ મોટું દુઃખ છે. જંગલી અને આગ્રહી હિંદુઓ તેમને પોતાના સમવાયમાં દાખલ કરતા નથી, એટલે તેઓ બિચારાં એકલવાયાં થઇ જાય છે. મેં જે માણસને ઉશ્કેરી પુનર્લગ્ન કરાવ્યું છે, તેની સમાજથી દૂર થએલી સ્થિતિ મને બહુ દયા ઉત્પન્ન કરે છે. રતિ સુખ જેવા ક્ષણિક સુખને માટે સમાજ જેવા હમેશના સુખનો ભોગ આપવો, એ નીતિ કે ન્યાય કહેવાય નહિ. જે વાળને મનુષ્ય જાતની કુદરતી શોભા જણાવી આપણે વિધવાવપનને અનાચાર કહીએ છીએ તેજ વાળ સધવાના માથા ઉપરથી લેવરાવવા એ કેમ ન્યાય કહેવાય? 'બોલવું એક અને કરવું બીજું' સામા પક્ષવાળા આપણ સુધારકો ઉપર આ જે આરોપ મૂકે છે તે શું ખરો નથી? બાળલગ્નની વિરૂદ્ધ એક સુધારક સભાઓ ગજાવે અને પોતાની છોકરીઓને નવ નવ વર્ષે પરણાવે તે ન્યાય કહેવાય નહિ. વિવાહરીતિ ઉપર ને સુધારાની બાબત ઉપર અગ્રણી થઇ લેખ લખનાર પોતે બે સ્ત્રીઓ પરણે તે બીજાને શું બોધ આપે? કયા સુધારકે પોતાના ઘરમાં સુધારો કર્યો? આપણામાં આવો સડો હોય તે પ્રથમ આપણેજ દૂર કરવો જોઇએ. બસ, આ બાબત હું ઉપાડી લઈશ. સામા પક્ષ-

વાળા કોઇ વાર કહે છે કે ‘ છોકરાં છૈયાં વગરના, ને નાતજાતના વ્યવહારથી દૂર રહી શકે, એવા માણસો સુધારામાં ઘૂમે છે.’ આ વાત પણ ખરી છે. કુટુંબવાળા સુધારકો લોકને બોધ આપે છે એક, ને કરે છે બીજું. ‘ નાતવરા ન કરવા ’ એવું ગાજીગાજીને બોલવું અને બાપને બારમે ચોરાસીએ નાતો નોતરવી, એ કેના ઘરનો સુધારો ? જેઓ આવા સુધારક હોય તેમને સુધારકોના નાવમાંથી નાખી નાંખવા જોઇએ.’

ઉપર પ્રમાણે વિચાર કરતાં કરતાં ગુલકાંતનું મગજ તપી ગયું. તેને પોતાના સમાજનાં આવાં છિદ્રો નજરે પડયાં. લોકની ટીકાપાત્ર થયેલાં છિદ્રો સુધારવાનું સ્ફુરણ થયું. મુંછના આંકડાને જોરથી આમળીને તે વળી મનમાંજ બોલ્યો કે, ‘ બીજાને સુધારવા જતા પહેલાં માણસે પોતે સુધરવું જોઇએ. પોતાના ચારિત્ર્યથી ઉછરતી પ્રજાને દાખલો આપનાર મનુષ્યજ નવીન માર્ગ અથવા નવા વિચાર ઉપર લોકને દોરી શકે છે. સ્વાર્થત્યાગના અતિ ઉત્તમ દૃષ્ટાંતથીજ શાક્યસિંહ વેદધર્મ જેવા પ્રાચીન ધર્મની સામે નવીન સુધારક ધર્મ પ્રવર્તાવી શકયા હતા. આપણા ગુરૂએ પણ એવુંજ દૃષ્ટાંત આપ્યું છે. માત્ર આપણે તેમ કરતા નથી. વિધવાવિવાહની વાત કરીએ અને ઘરની બહેન દીકરી રાંડે ત્યારે મુંગે મોઢે જુની રીતે ચાલીએ, એટલે લોક આપણને પારકાં છોકરાંને જતી કરનારા કહે એમાં શી નવાઇ ! બંગાલ અને દખણના સુધારકો આવા નથી. આપણા લોકમાં સાહસ ઓછું અને ખાલી ખટાટોપ વધારે છે. બીજી કોઇ પણ પ્રજા કરતાં આપણે સંસારમાં વધારે નિમગ્ન છીએ. પુરૂષો બહાર જઇ સુધારાના ફડાકા મારે છે પણ ઘરમાં તેમનું કંઈ ચાલતું નથી. આપણી સ્ત્રીઓ અજ્ઞાન છે. તેઓ વિદ્યાભ્યાસ કરે છે તો તે લખી વાંચી જાણ્યા જેટલોજ. તેઓ થોડા ભણતરથી વધારે ભયંકર બને છે એમ કહીએ તોપણ કંઇ ખોટું નથી. સ્ત્રીઓ અજ્ઞાન જુના વિચારની એટલે પુરૂષ બિચારા શું કરી શકે ? જે રથનું એક પૈડું ભાગેલું હોય તે રથ શી રીતે આગળ ચાલે ? સ્ત્રીઓની મારફતે સુધા-

રાને વધારવો જોઇએ. મને આટલો વિચાર કરવાનું કારણ આજ કોણે આપ્યું ? આવા વિચાર કદી પણ મેં કર્યાં હતા ? બસ, ભણેલી સ્ત્રીઓજ સંસાર સુધારો વધારી શકશે.'

'સ્ત્રીસમાજ ઉભા કરવામાં આવ્યા છે. તેમાં ભાષણો અપાય છે, સ્ત્રીઓ ભણીને મહેતીઓ થાય છે પરંતુ તેમાં પણ કેટલાક દોષ છે. ઘણી વાર પુરૂષો લેખ લખી આપી તેમને બહાર પાડે છે. સમાજની વ્યવસ્થા કરનાર કેટલાક એવા માણસ પણ છે કે, જેઓ બીજાઓને પ્રિય થવાને ઘૂમે છે. અંતઃકરણથી કામ કરનારા નથી માટે પહેલાંના એકાદ બે અગ્રણી સુધારકોને પોતાનો ટેક શિથિલ કરવો પડ્યો હતો. માણસે પ્રથમ પોતાની ખોટ સુધારવી જોઇએ.'

* ગુલકાંત વિચારના જોરથી ખુરસીમાંથી ઉભો થઈ જઈ વિનયથી બારણાને ટકોરો મારી અંદર ગયો. વસંતકુમારીએ ખુરસી ઉપરથી ઉભાં થઇ મદનમોહન સાથે તેને ઓળખાણ કરાવ્યું. સુધારકને શોભે તેવા વિનયથી ગુલકાંતે મદનમોહન સાથે 'સેકહેન્ડ' કરી વાત કરવા માંડી. તેઓ વાત કરવા લાગ્યા એટલે વસંતકુમારી કોઇ કાર્ય માટે બીજા ખંડમાં ગઈ. મદનમોહનને આવ્યાને થોડો વખત થયો હતો, અને વસંતકુમારી સાથે તેને જે વાત કરવાની હતી તે થઈ ગઈ હતી. દેશ જવાનું હોવાથી વસંતકુમારીને તેણે બનેલી સર્વે વાર્ત્તા કહી અને તેણે તેને નિખાલસ મને ખરી સલાહ આપી.

મનુષ્યનું મન સમજી તેને પ્રિય લાગે એવી વાત કરવામાં મદનમોહન બહુ ચતુર હતો. વસંતકુમારીના પિયેરમાંથી તેને સુધારકોનો અનુભવ મળ્યો હતો. 'આ કુટુંબ પણ મોટું સુધારક કુટુંબ હતું.' મદનમોહને ગુલકાંતને રુચતી વાત કાઢી અને જુના વિચાર તરફ સહેજ અભાવ બતાવ્યો. સુધારકો કે જેઓ લગભગ સઘળે ઠેકાણે જુના વિચારને ધિક્કારનારાઓને માન આપે છે, તેમના સ્વભાવને અનુસાર મદનમોહનના વિચાર જાણતાં ગુલકાંત પોતાની ખુરસી ખેંચી બોલ્યો કે, 'બરોબર છે. જ્યારે તમારા જેવા સ્પષ્ટ વિચારના જુવાનિયા બહાર પડશે ત્યારેજ જનમંડળ ઉપર સારી અસર કરી શકશે.

તમારા વિચાર સાંભળીને હું બહું ખુશ થયો છું. વળી મને કહ્યા વગર ચાલતું નથી કે, હમણાં ભણતા છોકરાઓ પાછા જુના વિચાર તરફ ઢળતા જાય છે. એ લોકની કેળવણી ધર્મ ભોળિયાપણાને લીધે એળે જશે. યુરોપની વિદ્યા એકલી ભણવાથી ફાયદો નથી, પરંતુ વિદ્યાની સાથે તેમની રીતભાતનું અનુકરણ કરવાની ખાસ જરૂર છે. આપણી એકકે વસ્તુ વખાણવા જેવી નથી.'

'પણ સાહેબ,' મદનમોહન તેને અટકાવી બોલ્યો કે, 'માફ કરજો, હું તમારા એ વિચારને અનુમોદન આપી શકતો નથી. આપણામાં ઘણી બાબતો સારી છે. આપણું જે સારૂં હોય તેને સુધારી લેવું એ આપણે માટે બહુ ઉત્તમ માર્ગ છે. યુરોપના વિચારો આર્યોમાં આવે એ અસંભવિત છે. એવા વિચાર અમે રાખતા નથી, જો કે સ્વતંત્ર રીતે વિચાર કરવાની રૂઢિને અમો પસંદ કરીએ છીએ. આપણને આપણે માટે પણ અભિમાન હોવું જોઇએ.'

'છટ! એ વિચારને હું ધિક્કારૂં છું, આપણામાં કંઈ પણ સારૂ નથી.' જોસમાં આવી ગુલકાંત ધુરકયો અને વસંતકુમારીને અંદર આવતી જોઈ તેની સામે આંગળી કરી વળી તેણે ચલાવ્યું કે, 'મિ. મદનમોહન! હું ધારૂં છું કે, તમારા એ વિચારો તમે થોડા ઘણા આને પણ આપેલા જણાય છે.'

'જી ના માફ કરજો.' મદનમોહને તેને અટકાવી કહ્યું 'એમને જે વિષય શીખવવાનો હતો તે સિવાય તેમના બીજા વિચારને માટે હું જોખમદાર નથી. મારા વિચારો મારા સ્ટુડંટને હું કદી પણ આપતો નથી. હું તે માટે હમેશ ખાસ કાળજી રાખું છું. મારા સ્ટુડંટને સ્વતંત્ર રીતે વિચાર કરતાં શીખવવું એ હું મારી ફરજ સમજું છું પરંતુ મારા વિચાર તેને આપવા એ યોગ્ય ધારતો નથી. એને તો હું મારો દોષ કહું. એમનામાં મારા જેવા વિચાર હોય તો તે તેમના પોતાના સ્વતંત્ર જજમેંટનું પરિણામ હશે.'

વસંતકુમારી એક પરીના જેવા પોષાકમાં પાનભર્યે મુખે મંદ હસતી ગુલકાંત સામું જોઇ બોલી કે, 'મિ. ગુલ! મદનમોહનને તમે

શું કહો છો ? મારી કેળવણી કે મારા વિચારોને માટે તેઓ લગારે જોખમદાર નથી. તેમણે મને સંસ્કૃત શીખવ્યું છે. એમના શિક્ષણ માટે હું બહુ આભારી છું. મિ. મદનમોહનના વિચાર સાથે તમે મળતા ન હો તો મને વચમાં નાંખ્યા વગર તેમના મગજ ઉપર તમે તમારા વિચાર ઠસાવો. ' પોતાના વિચાર ખરા છે ' એવા અભિમાનમાં માણસે મસ્ત રહેવું નહિ, પરંતુ પોતાના વિચાર બીજાને પુરવાર કરી આપવાનું અભિમાન રાખવું. મિ. મદનમોહન તમારી સાથે વાદવિવાદ કરવાને શક્તિમાન છે. '

' પણ હું તે પોઝિશનમાં નથી. ' ગુલકાંતે ગંભીરમુખથી જવાબ આપ્યો. એદથી તેનો ભ્રુભંગ થયો. તેને પોઝિશન—દરજ્જો યાદ આવ્યો. મોટાઈનું અભિમાન ચઢયું અને એક વિદ્યાર્થી સાથે વાદ કરવાની દરજ્જાને ન છાજે એવી સૂચના કરવા માટે વસંતકુમારી ઉપર સહેજ ગુસ્સો આવ્યો. તેના મુખ ઉપર આવેલી આવી લાગણી જણાતાંજ મદનમોહન તેનો દરજ્જો સમજી ગયો. દરજ્જાને માટે મિથ્યા અભિમાન રાખનારા ઘણા ગૃહસ્થોના પ્રસંગમાં આવેલો હોવાથી તે તેનો ભાવ સમજી તેને ઉંચે ચઢાવવા—બનાવવા પ્રસંગને અનુકૂલ થઇને બોલ્યો કે, ' વસંત બહેન ! તમે એમ ના બોલો. એઓ મને સમજાવે એ વખત નથી. એઓ મને શિક્ષારૂપ વચન કહેવાના દરજ્જામાં છે. તેમનું જ્ઞાન મારા કરતાં અરે મારા કરતાંજ નહિ પરંતુ એક મોટા આગેવાન વિદ્વાન કરતાં પણ વધારે છે. ઘણી વાર બહારથી મેં સાંભળ્યું છે કે, સંસાર સુધારાને લગતા સવાલોનો અભ્યાસ કરવામાં એ મોટું માન અને દરજ્જો ધરાવે છે. સાંસારિક બાબતોમાં કેવે માર્ગે સુધારા કરવા, તે ઉપર એમણે ઘણું વાંચ્યું છે, ઘણા કુશળ વિદ્વાનોના એ વિષય ઉપરના સંખ્યાબંધ વાદવિવાદોનો એમણે અભ્યાસ કરેલો છે. જેને માટે આપણે અભિમાન લઇ શકીએ એવા વિદ્વાનને એકવાર ભર સભામાં એમના સામાજિક સુધારાના જ્ઞાન માટે ધન્યવાદ આપતાં મેં સાંભળ્યા છે. અત્ર જે કંઈ વાત થાય તે તો એક પરિચયનું એમની મોટાઈ અને સરલતાનું ચિહ્નનજ કહેવાય. હું એમની સાથે વિવાદ કરવાને

યોગ્યજ નહિ.'

મદનમોહને તેને હિમાલયના શિખર ઉપર મૂક્યો અને તે મૂર્ખો પોતાની કીર્તિ સાંભળી ફુલાઇ ગયો. તેના મુખ ઉપર આવેલું દરજ્જાના અભિમાનનું લોહી ઉતરી ગયું. તેણે ગંભીરતા ધારણ કરી ધીરેથી મુછ ઉપર હાથ નાંખ્યો અને મનમાંજ બોલ્યો કે, 'ઓહો! મારી પાછળ પણ મારી કીર્તિ લોકોમાં ગવાય છે. આ છોકરે મારે માટે આટલું બધું ક્યાં સાંભળ્યું હશે. જેઓ સામાજિક સુધારાના મંડળમાં ફરનારા છે, તેમના કાન ઉપર મારી કીર્તિના કેટલા અવાજ પડ્યા હશે. તે જે મોટા પુરૂષની વાત કરે છે તે કોણ હશે' મારે જાણવું જોઇએ. વિવેકને ખાતર પણ મારે મારા વખાણનારાઓની મારી નિત્યનોંધમાં નોંધ રાખવી જોઇએ, લાવ પૂછું.'

આત્મશ્લાઘાથી રીઝેલો ગુલકાંત મુંછમાં હસી ઉપરથી વિનય બતાવીને બોલ્યો કે 'ઓહ લો! કંઇ નહિ, તમે પણ ગ્રેજ્યુએટ થવાના છો, એટલે મારી સાથે વાદવિવાદ કરવાને યોગ્યજ છો પરંતુ મને જણાવશો કે કયા ગૃહસ્થે મારે માટે જાહેરસભામાં મારા સુધારા સંબંધી જ્ઞાન માટે એવો માનભર્યો ઇસારો કરેલો. એક ગૃહસ્થ તરીકે મારે તે જાણવું જોઇએ.'

'અલબત, તમારે તો તે જાણવુંજ જોઇએ.' મદનમોહને તેને વખાણનારા તેના સુધારા સમાજને લગતા એક મોટા માણસનું નામ અડાવી દીધું. ગુલકાંત તે નામ સાંભળી ગર્વથી ગાલમાં જરાક હસ્યો. પોતે જેને માટે ઘણો ઉંચો અભિપ્રાય ધરાવતો ન હતો તે માણસને પોતાના વખાણનાર તરીકે સાંભળીને તેને જરા શરમ પણ લાગી. 'સાંસારિક સુધારામાં ફરનારા સામાન્ય માણસો માટે જ્યારે લોકમાં આવું માન છે ત્યારે સમાજની શક્તિ જેનાવડે જીવંત છે એવા મારા જેવા કુશળ સુધારક માટે લોકમાં આવો ઉંચો અભિપ્રાય હોવોજ જોઇએ. તે પોતાને માટે લોકમાં ઉંચો—અરે અતિ ઉંચો અભિપ્રાય હશે' એમ માનતો હતો તેમાં વળી મદનમોહન સાથે થતી વાતથી આજ અણુધાર્યો ટેકો મળ્યો એટલે પોતાની આવી ખ્યાતિ માટે અત્યંત

હર્ષથી ઉભરાઈ જતા અંતઃકરણે તે બોલ્યો કે, 'એ ગૃહસ્થના જ્ઞાનનું મને પણ બહુ અભિમાન છે. બાળલગ્નની હિલચાલમાં તેઓ આગેવાનીભર્યો ભાગ લે છે અને સામાજિક સુધારાનાં બીજાં 'કૉઝિઝ' તરફ પણ તેઓ ખૂબ દિલસોજી ધરાવે છે.'

'પણ તેમની નવ વર્ષની દીકરીનાં લગ્ન કર્યાં, તે તમે જાણ્યું?' વસંતકુમારીએ વચમાંજ ટપ્પો માર્યો.

'એમ બનેજ નહિ.' તેણે અભિમાનમાં અને અભિમાનમાં સુધરેલા વિશ્વાસથી જવાબ દીધો.

મદનમોહને જણાવ્યું કે, 'બને, ઘણીવાર એમ બને છે. પુરુષો કેળવણી લેવાથી સુધારો પસંદ કરી સુધારાની વાતો કરે છે પણ ઘરનાં બૈરાં જુના વિચારને પકડી રહે છે. પોતાનાં છોકરાં માટે સુધારકથી પોતાના વિચાર પ્રમાણે કદી નથી પણ ચલાતું, પરંતુ એમ કરવામાં તેમને શાબાશી છે. તેઓ સુધારાવાળા હોઇ એવે પ્રસંગે સ્ત્રીઓનું માન રાખવામાં પોતાનું કર્તવ્ય સમજે છે.'

'બસ, એમજ!' મદનમોહનના સંરક્ષક વિચારથી ફુલાઇ તે બોલી ઉઠ્યો કે, 'બસ એમજ. મદનમોહન! તમારૂં કહેવું યથાર્થ છે. વિરૂદ્ધ પક્ષવાળા ઘણી વાર આવી તકરાર લાવે છે, પરંતુ અમો સુધારકો સ્ત્રીજાતિના માનની ખાતરજ અમારા વિચારોનો ભોગ આપવામાં અમારી મોટાઈ સમજીએ છીએ. શું અમે બીજાઓની માફક અમારી સ્ત્રીઓને મારી મચરડી અમારા વિચારમાં લાવીએ? કદી નહિ. સ્ત્રીને અપમાન આપી પોતાના વિચાર પ્રમાણે ચલાવવા કરતાં પોતાના વિચારનો ભોગ આપવો એ એક સુધારકને વધારે શોભાપ્રદ છે. બસ, તમારો વિચાર અતિ ઉત્તમ છે અને હું તે મારી નોટમાં નોંધી લઉં છું.' તેણે ઇંગ્લિશ ટેસ્ટની ડાયરી ખીસામાંથી ખેંચી કાઢી તરત નોંધ કરી લીધી. આ મોટી શોધના ઉત્સાહમાં ખુરસી ઉપરથી ઉઠી તેણે પછી દિવાનખાનામાં હર્ષભેર આમ તેમ ટેહલવા માંડ્યું.

'મને એનો પત્ર મળ્યાને આજ માત્ર ચાર દિવસ થયા. એની મતલબ તો મેં તમને જણાવી તેજ છે. આ બાબત એવી છે કે જે

માટે મારે તમને કંઇ કહેવાનું હોયજ નહિ. અમારા વિચાર આવી બાબતોમાં કેવા છે, તે તમો જાણો છો. તમને ફાવે તો તમે તેને પત્ર લખજો.' વસંતકુમારીએ મદનમોહનની સામે ઉભાં રહી પોતાની ખાનગી વાતને પૂર્ણ કરી, દરમિયાન ચાકરે ચાના પ્યાલા લાવી ટેબલ ઉપર મૂકયા. આજના દિવસને ભાગ્યશાળી માનતો પોતાના વિચારના વિજયમાં આનંદ લેતો અને ભવિષ્યમાં સુધારાનું કોઇ મોટું સંગીન કાર્ય કરવાનું ધારતો ગુલકાંત પાછો ખુરસીમાં બેઠો. કેટલીક મિનિટ પછી તેણે મદનમોહનને ચા પીવાનું કહી પ્યાલો હાથમાં લીધો અને એકાદ ઘુંટડો ભર્યો ન'ભર્યો એટલામાં ઓચિંતો ભડાકો થયો. દિવાનખાનું ધુમાડીથી ભરાઇ ગયું. ગુલકાંત તથા તેના હાથમાંનો પ્યાલો નીચે પડી ગયા. 'ખૂન! ખૂન!' એવી બૂમ પડી, અને મદનમોહન છજામાં જાય છે એટલામાં તો બીજો બહાર થયો અને આખું દિવાનખાનું ધમધમી ગયું.

બાગનાં ઝાડ ઉપર એકઠાં થયેલાં પંખીઓ કોલાહલ કરીને ઉડી ગયાં અને રસોડામાંથી બ્રાહ્મણ, ચાકર અને બાગમાંથી માળી વગેરે માણસો બંગલા તરફ દોડી આવ્યાં. 'દિવાનખાનામાં ખૂન થયાં છે પોલિસને બોલાવો' એમ મદનમોહને છજામાંથી બૂમ પાડી એટલે માળી પાછો વળી ચોકી તરફ દોડયો અને બીજા કોઈ પણ ચાકરે દાદર ચઢવાની હિમ્મત બતાવી નહિ. ઓચિંતા બનાવથી મદનમોહન પણ દિઙ્મૂઢ બની જઇ છજામાંજ ઉભો રહ્યો. સર્વત્ર આશ્ચર્ય શોક અને ભય વ્યાપી રહ્યો. વસંતકુમારી ટેબલ આગળ ચિત્રમાં ચીતરી હોય તેમ સ્તબ્ધજ બેસી રહી. મદનમોહન છજામાંથી આમ તેમ જોઈ અંદર ગયો અને ગુલકાંતને ઉચકી ખુરસીમાં બેસાડયો. વસંતકુમારીના જીવમાં હવે જીવ આવ્યો. તે ઉઠી પાસે આવી બોલી કે 'હાય! હાય! ઓચિંતું આ શું થઈ ગયું? જુઓને મદનમોહન! આમને કહિં વાગ્યું છે? કોણે આવું ભયંકર કામ કર્યું અને કોનો જીવ લેવાને? વળી ખુની કયાં ગયો? હાય! હાય! ઓચિંતું આ શું થઇ ગયું?' તેણે ત્રાસ ભય અને સ્ત્રીજાતિના બીકણુ સ્વભાવનો ગભરાટ બતાવ્યો. ગુલકાંત તેનો હાથ પકડીને બોલ્યો કે 'ડિયર ડારલિંગ! ડોનટ ફિયર—ભય ન રાખ.

મને કંઇજ થયું નથી. હરામખોરની ગોળી ખાલી ગઈ. મદનમોહને ખુરસી ખેંચી લાવી વસંતકુમારીને તેના પતિની પાસે બેસાડી. બેઉ પતિપત્ની થરથરી ગયાં હતાં. તેમનાં હૃદય ભયથી ધડક ધડક ઉછળતાં હતાં. ધુણી ઓછી થઇ એટલામાં પોલિસ કોન્સ્ટેબલો આવી પહોંચ્યા. દાદર નજીક નાની ગેલેરીમાં તેમને ખુની લોહી વહી જવાથી મરણ પામેલો જણાયો. અંદર આવતાંવાંત ગુલકાંતે ખુરસીમાંથી ઉઠી ઇંગ્રેજીમાં તેમને આવકાર દઈ સેકહેંડ કરી. તે પોતાની બુટ બતાવી બોલ્યો કે 'ખુની નેમ ચૂકવાથી હું બચ્યો ગયો. માત્ર ગોળીનો ઘસરકો ને સહેજ ઝપટ લાગવાથી મારા કાનની બુટ ઉડી ગઇ.' કોન્સ્ટેબલે કહ્યું કે 'તોપણ મારી ફરજ છે કે તમને ઇસ્પિતાલમાં મોકલાવવા. મલમપટો કરી હાઉસ સરજન તમને તરત પાછા ફરવાની રજા આપશે.'

ગુલકાંત, મદનમોહન પોલિસ અને બીજા એક બે માણસ તળે ઉપર બધે બંગલામાં ફરી વળ્યા. ગુલકાંતને ખુની દેખાડવામાં આવતાં તેણે તેને ઓળખ્યો. પણ પોતાને તેની સાથે કે તેને પોતાની ઉપર કંઇ વેર હોય એવું પોતાના જાણવા કે સમજવામાં નથી, એમ તેણે જણાવ્યું. વડો પોલિસ ઇન્સ્પેકટર આવ્યો તેણે બધી તપાસ કરી ફરીને આગલી પાછલી હકીકત અને આસપાસનો ચિતાર નોટમાં નોંધી લીધો, તેમજ ગુલકાંતે વસંતકુમારીએ, મદનમોહને અને ચાકરહમાલે જે કંઇ કહ્યું તે ટપકાવી લીધું. તે પછી ખુનીને જ્યુરી હાઉસમાં અને ગુલકાંતને ઇસ્પિતાલમાં મોકલાવી ખુની પાસેથી મળેલી પિસ્તોલ વગેરે લઇ તથા એક કોન્સ્ટેબલને બંગલાને દરવાજે રાખી પોલિસના માણસો ગયા. મદનમોહન આ બીજીવાર અણધારી પીડામાં આવી પડવા માટે મનમાં દૈવનેજ દોષ દેતો ગુલકાંત પાછો આવે ત્યાં લગી વસંતકુમારી પાસે બેઠો.

અણધાર્યો આવો ભયંકર બનાવ બનવાથી દિઙ્મૂઢ થઈ ગયેલી વસંતકુમારી કેટલીક વાર મૌન રહ્યા પછી બોલી કે 'મિ. મદનમોહન! પોલિસે શું તપાસ કરી અને તમે શું સમજ્યા? મને તો કંઈ સમજ પડી નહિ. હું તો ખરેખર દિઙ્મૂઢ થઇ ગઈ છું.'



## પ્રકરણ ૨૦ મું.

### વિવાહના વરજોળા.

'તમે નિરંતર શોક કર્યા કરો તે તો સારૂં નહિ. શોક કર્યાથી ગયા માણસનું મુખ જોવાતું હોય તો લોક ભાડાનાં માણસો રાખીને શોક કરાવરાવે. તમે કલ્પાંત કરો તે જોઇને છોકરી પણ બિચારી સોરાઈ જાય છે. મને તમારી આ રીત તો બિલકુલ પસંદ પડતી નથી. મનેય એમ લાગે છે કે, આપણે એમને રોવડાવવા શા માટે જવું.'

'ના, અંબાબહેન! તમે મને શોક કરાવતાં નથી. તમે મારા હૃદયનો ભાર ઓછો કરવાનું એકનું એક વિશ્રામ ઠામ છો. તમને દેખીને મારાથી રોવાઈ જવાય છે. મારી તરફ કઠોર ન થશો.' અંબા નામની પડોસણ કે જે પોતે સાસરે આવાં ત્યારની સખી હતી અને અત્રે આવ્યા પછી જે નિત્ય પાસે આવી સૂઈ રહેતી તેને દુર્ગા આમ નમી પડી. બેઉ સરખી વયનાં સાથેજ સાસરે આવેલાં, વહુવારૂ-પણામાં એક બીજાના અંતરની સુખદુઃખની વાતો કરનારાં અને સાખ પડોસી હતાં. અંબા પાંચ ૭ વર્ષથી વિધવા થઇ હતી. દુર્ગા રાંડી અને મહાકોરના કાવતરામાંથી બચી તેના દિયર સાથે સુરતથી રતિસુંદરીને લઇ પોતાને વતન આવી રહી ત્યારથી પાછાં જુનાં સહી-પણાં તાજાં થઇ બેઉ દુર્ગાના ઘરમાં સાથેજ સુતાં હતાં. દુર્ગાને આવ્યાને કેટલોક વખત થઇ ગયો હતો અને ઘરમાંથી કલ્પાંત કંઇક ઓછું થયું હતું, પરંતુ રાત્રે જયારે દુર્ગા અને અંબા બે સખીઓ એકઠી થતી ત્યારે એક બીજાંનાં દુઃખ વિસરાવતી. અંબાને સ્વામી વિસારે પડયો હતો, કારણ કે દીકરાવહુએ તેનું ઘર ઉપાડી લીધું હતું, પરંતુ દુર્ગાને પતિનિધનનો શોક વિસરતો ન હતો. તેનું કલ્પાંત વજ્ર જેવાં હૃદયને પણ પિંગળાવી નાંખે એવું હતું. પ્રિયજનને જોતાં મનુષ્યનો શોક હમેશ હદ છોડી દે છે. દુર્ગાને ઘેર આવ્યા પછી તેમ થતું હતું. મુંબાઇમાં જેવો શોક થયો ન હતો તેવો શોક તેને પોતાના વતનનાં વૃક્ષો જોઇને થયો હતો. સગાંસંબંધી ઓળખીતાં અને તેમાં

ખાસ કરીને અંબાને જ્યારે જ્યારે તે મળતી ત્યારે તેને અત્યંત શોક થતો. અંબા તેનું મન મનાવતી, પરંતુ એ તો સ્વાભાવિકજ છે કે, પ્રિયજનનું આશ્વાસન દુઃખી માણસને સામું વધારે શોક કરાવરાવે છે. દુર્ગાએ જ્યારે કલ્પાંત કરવું રોજ ચાલુ રાખ્યું ત્યારે અંબાએ તેને છાની રાખવા ઉપર પ્રમાણે કહ્યું પરંતુ તેથી તો તેને વધારે ખોટું લાગ્યું. પોતાને નહિ તજવા તે અંબાને કરગરી પડી, અરે કરગરી પડી એટલુંજ નહિ, પરંતુ શોકથી અત્યંત ભીરૂ થઇ ગયેલી તે તેને કંઠે વળગી પડી અને આંખોમાંથી ટપકતાં આંસુથી તેનો ખભો ભિંજવી નાંખ્યો. ગળગળે ક્ષીણે અને ગરીબ સાદે તે બોલી કે, 'અંબાબ્હેન! તું મને તજતી નહિ, એમણે મને તજી અને તું એ તજે તો હું આ જગતને તજીશ, અરે જગતને તજવાને તો હું તૈયાર છું પરંતુ દુખિયારાંને મરણે મોંઘું હોય છે. અંબાબ્હેન! તારૂં આશ્વાસન આ દુઃખદરિયામાં ગુણસાગરની પાછળ મારૂં વિશ્રામનાવ છે. હું તને દુઃખી કરવા કલ્પાંત નથી કરતી. મારૂં મન મને એમની અનેક બાબતો સંભારી આપી તારી આગળ શોક કરાવરાવે છે. અરેરે! હું અભાગિણી! એમના વૈભવનો ઉજળો દિવસ તમ લોકને દેખાડી અત્યંત હોંસીલો એવો રતિનો વિવાહ મહાલવા પામી નહિ. કોઇ નાનપણમાં જ્યારે વસ્તુની કિમ્મત ન હતી ત્યારે અનેક નવનવી વસ્તુઓ જોઇ અને જ્યારે ભોગવવાનો વખત આવ્યો ત્યારે એ પોતે મને રઝળતી મૂકી જતા રહ્યા! આ બનાવ મારૂં કાળજું કોરી નાંખે છે. રતિને જોતાં મારૂં હૃદય ચિરાઇ જાય છે. અંબાબ્હેન! તને શી વાત કહું, એમના મનમાં બહુ હોંસ અને મોટી મોટી ભાવનાઓ હતી. સારે ઠેકાણે દીકરી નાંખવી, સગાંસાગવાંને આગ્રહ કરી કરીને તેડાવવાં, મુંબાઇનાં પિછાનવાળાંને યોગ્ય ગોઠવણ કરી અહિં બોલાવવાં અને મોટી ધામધુમથી વિવાહ કરવો. એ સંબંધી એમનો ઉછરંગ જ્યારે જ્યારે મને યાદ આવે છે ત્યારે ત્યારે મારા મનમાં કંઇ કંઇ ખીલા ખટકતા હોય એવું થઇ જાય છે. મોટાભાઇ અને દિયરજી છોકરીને હોંસથી બોલાવે છે, પરંતુ તેમણે કંઇ એને ઉછેરી છે, કે તે એમને

લાડવા જાય. એમનો અને આ લોકનો કોઇ એવે પળચોઘડીએ સંપ તૂટેલો કે ફરીને કદી સંધાયેજ નહિ. આજ મારે જો કે હું કોઇને ભારે પડું તેમ નથી, તોપણ તેમને આશ્રયે આવીને રહેવું પડ્યું, તે માટે મારો જીવ કાઢી નાંખું એવું મને થાય છે. સગાંસાગવાંમાં જુદાં પડેલાં મન કદીએ સંધાતાં નથી. સંસારની બાજી કોઈની બગડશોજ માં.' દુર્ગા ફરીને ખૂબ રડી. અંબાએ તેને હૃદય સાથે દાબી આશ્વાસન આપ્યું.

'એવી વાતો યાદ કરવી નહિ, દુર્ગાબહેન ! હું તમને શું શિખામણ દઉં. મને પણ ઘણીવાર આમ થાય છે. વહાલાંનાં સોજ પાછળથી આડાં અને અવળાં સાલે છે. ન યાદ કરીએ તોપણ તેમના ગુણ આપણી આગળ તરી આવીને આપણા હૃદય મર્મને હલાવી નાંખે છે. શોક થાય, મરનારના ગુણે યાદ આવે તેની હોંસીલી ભાવનાઓ આપણી દૃષ્ટિ આગળ તરી આવી કાળજાં કોરીએ નાંખે પરંતુ એ વાતો વિસાર્યા વગર ચાલતું નથી. મન મારીને શોક શમાવવો અને એ વાતમાં મનને જવાજ દેવું નહિ,' અંબાએ દુર્ગાને ધીરજ આપી છાની રાખી. પાણી પાઇ તેનું મન બીજી બાજુ ઉપર ખેંચવાને પૂછ્યું કે, 'વિવાહ હવે ગમે તે રીતે થશે પરંતુ તમે પતિપત્ની એ વર માટે કદી કંઈ વિચાર કરેલો છે કે નહિ ? આ લોકની કંઇ સલાહ લીધેલી વારૂ ?'

'ના, સલાહ લીધેલીએ નહિ અને વરનું નક્કીએ કરેલું નહિ, અંબાબહેન ! શું કહું આ દેશના અને મુંબાઇના વિચાર તદ્દન જુદા છે. મરનાર કંઇ એમ જાણતા હતા કે, આપણે કાચાં કુંવારાં મૂકીને ચાલ્યા જઇશું ? ત્યાંના અમારા વિચાર અહિં આગળ કહીએ તો લોક ગાંડાં બનાવે. મરનારનો વિચાર તો એવો હતો કે, રતિને પસંદ પડે એવો, હાલના નાગરિક સુધારાને યોગ્ય, ઈંગ્રેજી ભણેલોગણેલો અને રૂપાળો વર જોવો, પછી તે કુળવાન હોય કિંવા નહિ તેની કંઇ દરકાર કરવી નહિ. આ વિચાર અહિંના લોકને કદીએ પસંદ પડે, અંબાબહેન ! તમારે મને મદદ કરવી પડશે, મારી તરફથી તમારે બોલવું પડશે,

કોઈના બે બોલ સાંભળવા પણ પડશે. તમારે મારે પડખે ઉભાં રહેવુંજ જોઈશે. મુંબાઇમાં ઉછરેલી ભણીગણી રૂપાળી ડાહ્યી છોકરીને એ લોક ધારે એવે ઠેકાણે હું કુવામાં નાંખવાની નથી. કન્યાકાળ થઇ ગયો છે, એટલે તેઓ ઉતાવળે વરની તજવીજ કરતા સંભળાય છે, પરંતુ ભણ્યોગણ્યો વર નહિ મળે તો હું સાફ ના પાડીશ. દીકરીને લઇને કુવે પડીશ તે હા, પરંતુ જન્મારા માટે તેને અણઘડ અને અયોગ્ય વરને ગળે બાંધવા દઇશ નહિ. છોકરી સઘળું સમજે છે. ઘરમાં કંઇ વાત થતી હશે તે એણેજ મને કહેલી. વળી એ લોક ચહાય તે કહે પરંતુ એના બાપને વર્ષ દિવસ થયા વગર હું વિવાહે કરવા માગતી નથી. છોકરી મોટી થઇ છે તેમાં શું ? મારી છાતી ઉપર છેને ! મારૂં છોકરૂં મારી પાસે છે. લોકો હમેશ વાતો કરવા આવે છે કોઇ વેઠવા આવતું નથી. લગ્ન કરવાં તે કંઈ કુલડીમાં ગોળ ભાગવા જેવું સહેલું કામ નથી. બે માણસોને જન્મારો કાઢવા સાથે બાંધવાનાં છે. હરજીવન વ્યાસની છોકરીને સાઠ વર્ષના કુળવાનને દીધી તેમ મારે કરવાનું નથી. મારે કુળને શું કરવું છે ? મારે કયો છોકરો છે કે કુળવાનની દરકાર રાખું ? હાલ તો એવો વખત છે કે, ભણ્યોગણ્યો છોકરો જોવો. કુળવાન હોય અને ભીખ માગતો કે હળ ખેડતો હોય તેને શું કરવો ? મારી રતિસુંદરી એવું કરીએ તો કુવોહવાડો કરીને જીવ આપે. સુખમાં લાડકોડથી ઉછરેલા છોકરાને એવા ખાડામાં નાંખવાનું નથી. તમે આ વિચાર એમને વાતેવાત નીકળે તો જરૂર જણાવજો. '

અંબા—તમારા વિચાર સારા હશે, પરંતુ તમે એમ કરો તો તેમને અપમાન લાગે. છોકરીને સારે ઠેકાણે નાંખવી એ વિચાર સારો છે, પણ શું એ વિચાર એના કાકાઓને નહિ થતો હોય ? ગુણસાગરભાઇ એમનાથી અતડા રહ્યા અને હવે તમે અતડાં રહો ત્યારે તો એક બીજાને બોલ્યા વહેવાર પણ ન રહે ? છોકરીના વિવાહ સંબંધી તમારે ને એમને ફરીને કુસંપ થાય. તમે જે કહો છો તે ઉપરથી હવે મને ખાતરી થાય છે કે, મારાસારી રહેવી કઠણજ છે. તમે તમારૂં ચલાવી લો એવા સાધનવાળાં છો તે હું જાણું છું, પરંતુ

મારે તમને મારાં તરીકે એટલું તો કહેવુંજ જોઇએ કે, પૈસો એ કંઇ એકલું સુખ નથી ! માણસનીજ માણસને જરૂર પડે છે. પૈસો માણસનું કામ કરી શકતો નથી. જગત કહે છે કે, 'જર ચહાય સો કર' એ વાત ખરી, પરંતુ બારીક રીતે જોઇએ તો આ સંસારમાં રહેનારને પૈસા વગર ચાલે છે પરંતુ માણસ વગર ચાલતું નથી. તમે આ દીકરી એકલવાયાં પડી જાઓ નહિ તેની તમારે ખૂબ સંભાળ રાખવી. મુંબાઇમાં તમને માણસની જરૂર પડી હતી, એમ એ લોકો કહે છે. તમે જેને તમારો ધારનાં હતાં તેણે તમને દગો દીધો. પ્રાણ લેવાનો પ્રપંચ કરવાને પણ તેની આખડી ચૂકી નહિ, પછી ભલેને 'ખોદે તે પડે' એમ થયું. લડાઈ હતી કે અબોલા હતા પરંતુ તમારા દિયર જેઠને તમારી અને છોકરીની ફિકર પડી. તમને ખરે વખતે તેમણે પાંખમાં ઘાલ્યાં. એક તરફનું શ્રેય સાધતાં બીજી તરફનો પણ વિચાર રાખવો. છોકરીને સારે ઠેકાણે નાંખવી એ તમારો વિચાર જેમ સારો છે તેમ મારો આ વિચાર પણ તમારે ખૂબ મન ઉપર લેવા જેવો છે. આ લોકને માઠું ન લાગે 'સાપ મરે નહિ ને લાકડી ભાગે નહિ,' તેવી રીતે વિવાહનું કાર્ય કરવામાં હું તમને જોઇએ તેટલી મદદ આપીશ. તમારે કંઈ ચિંતા રાખવી નહિ, પરંતુ લગ્ન કરતાં નવો કુસંપ ઉત્પન્ન ન થાય તે ઉપર આપણે ખાસ લક્ષ રાખવું. શું તમે કોઇ વર નક્કી કરી રાખેલો છે? તમે જે કંઈ વિચાર કર્યો હોય તે મને કહો. આપણે બે જણ ફરીને વિચાર કરીએ.'

અંબાના સંપ રાખવાના વિચાર દુર્ગાને ગળે ઉતર્યા. મુંબાઇમાં કોઇની મદદ કામ લાગી નહિ, એ વાત તાજી હોવાથી તેની આંખો સામે તરી આવી. તેનું મન બાળસ્નેહી સખીની શિખામણ સાંભળી ગુંચવાડામાં પડ્યું. એક તરફ છોકરીનું શ્રેય કરવાનું અને બીજી તરફ સગાંને ખુશ રાખવાનાં, બેઉ બાબત વિચારવા જેવી હતી. દુર્ગાના અને સગાંના વિચારો વચ્ચે મોટો અંતર હતો, એટલે સગાં પ્રસન્ન રહે અને ધાર્યું થાય એ સંભવિત ન હતું. દુર્ગાને એ સઘળો વિચાર અત્યારે એકદમ આવ્યો અને તેના હૃદય ઉપર નવોજ ભાર આવી

પડયો. એક ક્ષણમાં તેના મનમાં અનેક વિચાર થયા. તેણે કંઇ ઉત્તર આપ્યો નહિ ત્યારે પાછી અંબાજ બોલી કે, ' દુર્ગાબહેન ! કેમ ચૂપ થઇ ગયાં ? ડરતાં નહિ. મોટાં કામ હમેશ ધીરજ અને શાન્તિથીજ થાય છે. ' લગ્ન કરવાં ' એ કંઇ નાનુંસુનું કામ નથી. એમાં કશી અકળામણ રાખવી નહિ. તમારા મનનું ધાર્યું કરવામાં એક જણ બહુ ઉપયોગી છે અને તે બીજું કાંઇ નહિ પણ તમારી દેરાણી. તમારા દિયર એ પાય એટલુંજ પાણી પીએ છે અને તેને તમારી સુખી સ્થિતિને લીધે તમારા ઉપર સારી આશા બંધાયેલી છે. અલબત તમારી મદદની એને આશા છે ને તેથીજ એ તમારા તરફ ઢળતી રહે છે. એ વસ્તારણ છે, ઘરમાં જોઇતાં સાધન નથી અને તમે એ પૈસે સુખી છો એટલે એ તમારી મરજી રાખે છે. તમે એને હાથમાં લો એટલે સૌ ઠીક થશે. જેઠ વિરૂદ્ધ પડશે તેની ફિકર નહિ. એ ભાઇ- ઓમાંથી એક તમારા પક્ષમાં હશે તો તમે એકલવાયાં નહિ થઈ જાઓ અને લોક પણ તમારો વાંક કાઢશે નહિ. રતિને ઇશ્વર કરે ને સારૂં ઠેકાણું મળે તો પછી ફિકર શી છે ? એને પક્ષમાં લઇ કુટુંબમાં એકતાર થઇ ખુશી ખુશાલીથી વિવાહ કરજો, મારી સલાહ ઠીક છે, વિચાર કરજો. '

દુઃખ પડયું, ધાર્યું એળે જતું રહ્યું અને પરાધીન રહેવા જેવી સ્થિતિ થઇ તોપણ દુર્ગાની પ્રકૃતિ ફરી ન હતી. થોડા દિવસ ભેગાં રહ્યા પછી તેણે જુદા ઘરમાં રસોઇ કરવા માંડી હતી. અંબા તેની અંગત સખી હોવાથી ધીરે રહી ઉપર પ્રમાણે તેને રોજ શિખામણ આપતી. પતિનિધનનું કષ્ટ આવ્યા છતાં નાણાંને લીધે દુર્ગાના પગમાં જોર અને મનમાં હિમ્મત રહેતી હતી. ધનનું જોર મનુષ્યને હમેશ વધારે કડક રાખે છે. દુર્ગાના અંતઃકરણમાં એવો જોસ હો કિંવા નહિ, પરંતુ બીજાં તેમ ધારતાં હતાં અને તેનું એકમાર્ગી વર્તન તે બતાવી આપતું પણ હતું. તેનાં જેઠજેઠાણી ઝાઝી દરકાર કરતાં નહિ, પરંતુ દેરાણી કે જેને દુર્ગાની મદદની આશા હતી તે તેને વળગતી રહેતી હતી. તેનાં છોકરાં માના કહેવાથી ઘણી ખરી વાર દુર્ગાકાકીના ઘરમાં રહેતાં.

આ દેરાણીને સાધી લેવાની અંબાની સલાહ તેને ઠીક લાગી, પરંતુ અંદરથી મન માનતું ન હતું.

'તમારી સલાહ સારી છે અને આપણે એ પ્રમાણે ચાલવાનો યત્ન કરીશું' એમ સમાધાનકારક ઉત્તર વાળી ઉઠી અને અંબા તેને ઘેર ગઇ. રતિના સુખને સારૂ દુર્ગાને અસાધારણ કાળજી હતી અને હોય એ પણ સ્વાભાવિક છે. માતાને પોતાની દીકરી ઉપર જે ભાવ હોય છે તે પુત્રને માટે હોતો નથી, અર્થાત્ પુત્રીના શ્રેય તરફ માતાનું મન હમેશ ઢળતું ને ઢળતુંજ રહે છે. દુર્ગાને પુત્ર અને પુત્રી જેમાં ગણીએ તેમાં એકલી રતિસુંદરીજ હતી. તેને સારે ઠેકાણે નાંખવાને તેનું મન અનેક વિચાર કરતું. કોઇ રીતે યોગ્ય વર ન મળી આવે તો કોઇ છોકરાને અલબત, રતિની ઉમ્મરના છોકરાને પોતાને ત્યાં રાખી લેવો, પોતાના ખરચે ભણાવવો અને રતિની મુંબાઇની સખીઓને ઈર્ષ્યા થાય એવો બનાવ્યા પછીજ તેની સાથે વિવાહ કરવો, એવો તેનો વિચાર હતો. મદનમોહનને તેણે પોતાની દષ્ટિમાં રાખ્યો હતો, પરંતુ હમણાં મુંબાઇથી મળેલા સમાચારે તેમાં નિરાશા ઉત્પન્ન કરી હતી. દેશમાં રહેતી જ્ઞાતિમાં કયા વર છે, તે દુર્ગાને ખબર ન હતી અને જેઠ જે કરતો કારવતો હતો, તેની દષ્ટિ કુળવાન વર ઉપર હતી. કુળવાન વૃદ્ધ હોય ગાંડો હોય અપંગ હોય કે મૂર્ખ હોય તોપણ તેને કન્યા આપવી, એ ગુજરાત અને બંગાળના બ્રાહ્મણોમાં એક બહુજ ખરાબ અને જડ ઘાલી બેસેલું અભિમાન છે. એ અભિમાન દુર્ગાના જેઠમાં હતું. તેને હાથે વર શોધવામાં આવે તો તો રતિબાઇને ભાગ્યેજ સુખ મળે. દુર્ગા જેઠની મારફતે રતિનું લગ્ન કરાવવા ઈચ્છતી ન હતી, પરંતુ ગુણસાગર મરી જવાથી પોતાને માથે આવી પડેલી ફરજ તે સમજતો હતો. દુર્ગા તેને કે તે દુર્ગાને અત્યારે કંઇ કહી શકતાં ન હતાં. ઉભય શંકામાં દુર્ગા વધારે શંકામાં-ક્લેશના ભયમાં હતી, જ્યારે જેઠને પોતાનું ધાર્યુંજ થશે, એવી ખાતરી હતી. તે મક્કમ વિચારથી વર્તતો. દુર્ગા તેના વિચાર અને સ્વભાવથી જાણીતી હોવાને લીધે બીતી હતી. જેઠની સામે દઢ નિશ્ચયથી એક વિચારને

વળગી રહેવાનો તેણે ઠરાવ કર્યો હતો. એક નિશ્ચયનું પ્રતિપાદન કરનારા વિચારો ઉપરાઉપરી તેના મનમાં ઉભરાતા, લાભ કિંવા અલાભ ગમે તે માર્ગે વિચારનું વલણ હોય, પરંતુ નિશ્ચયાત્મક ઠરાવ જે પરિણામ આણે છે તે ચંચળ ને ભ્રમિત મન આણતું નથી. એક નિશ્ચયવાળા માણસો એક અથવા બીજે માર્ગે આરંભેલા કાર્યના અંતને જોઇ પોતાના વિજયના અભિમાનથી સુખને અનુભવવા ભાગ્યશાળી થાય છે, જ્યારે અનિશ્ચયાત્મક મન એકકે પારણામ ન જોવાના શકમાં રહ્યા કરે છે. 'સંશયી માર્યો જાય' તેમ વાયુના ઘોડા જેવાં માણસો જગતમાં ફાવતાં નથી. ચંચળ મન કોઈ પણ કાર્ય કરી શકતું નથી માટે એક નિશ્ચયજ દૃઢ રાખવો. દૃઢ નિશ્ચય વળી ઘણી વાર સારૂંજ પરિણામ લાવે છે. ઇશ્વર જાણે કસોટી કરતો હોય તેમ મનના સ્થૈર્યની પરીક્ષા માટે અનેક વિઘ્ન આણી ગભરાવે છે, છતાં મક્કમ રહેલો માણસ આખરે ફતેહ પામે છે. આરંભેલા કાર્યને શુભ પરિણામે લઇ જવું એ મનુષ્યનું કર્તવ્ય છે. 'કન્યા કંઇ કુંવારી રહે છે?' આ લોકકથનને આગળ ધરી દુર્ગાએ નિશ્ચયથી રહેવાનો ઠરાવ કરેલો હતો.

'ગમે ત્યાંથી સારો વર મળી આવશે અને રતિ સુખી થશે.' એમ તેનો અંતરાત્મા તેને કહેતો. દુર્ગાને એ બાબતમાં વેદાંતાદિની કથાઓમાંથી સાંભળેલો 'આત્મા એજ ઇશ્વર છે' એવો વિશ્વાસ દૃઢ થયો હતો. આત્માથી ઇશ્વર જુદો નથી અને આત્મા માણસ માત્રને સારા ખોટાનું ભવિષ્ય પટંતરે સૂચવ્યા કરે છે. ગમે તેવો પાપી અને ક્રૂર માણસ હશે તે પણ આત્માથી તો પોતાના પાપને સમજશે. પશ્ચિમમાં જેને 'હૃદયડંખ' કરીને કહે છે તે એજ છે અને તેજ ભવિતવ્યતાનો સૂચક છે. ખનગીમાં પાપ કરનારા પાપીને તેના પાપનું દર્શન કરાવનાર પણ તેજ છે. વ્યક્તિની ભવિતવ્યતા બીજા કોઇ પણ ભવિષ્યવેત્તા કરતાં તેનો આત્મા વધારે સારી જોઇ–જાણે છે. માયાના મોહમાં અંજાઇ ગયેલાં માણસો આત્માભાસ થતાં પણ તેને ઓળખતાં નથી. એવાં તો થોડાંજ માણસ આ જગતમાં હશે કે, જેને એક અથવા બીજી રીતે કોઇ પણ કાર્યમાં કોઇવાર આત્મા-

ભાસ નહિ થયો હોય ? દુર્ગાને આવો આત્માભાસ ઘણી વાર થયો હતો અને તેજ આભાસમાં તેને રતિના શુભ ભાગ્યનો વિશ્વાસ ઉત્પન્ન થયેલો હતો, પરંતુ તેનું મન વારંવાર શંકા કરતું હતું. મન મનનો ધર્મ બજાવતું હતું અને આત્મા આત્માનો ધર્મ બજાવતો હતો. દુર્ગાની બુદ્ધિ શાંત નિર્મળ હોય ત્યારે પરમાત્મા ઉપર વિશ્વાસ રાખતી. જેઠ, દિયર અને બીજાં સગાં ગમે તેમ બોલે છતાં રતિને સારે ઠેકાણે નાંખવાને નિશ્ચય ઉપરજ તે વળી વળીને આવતી હતી.

રતિને યોગ્ય વર પરણાવવાની તજવીજ અને તે સંબંધી વિચાર તે આ પ્રમાણે કર્યા કરતી. ન્યાના મોટા કાકાએ એક સારો કુળવાન વર શોધી કાઢયો હતો. દુર્ગાને આ બાબત ખબર ન હતી, તેમ તેણે ' બૈરાં માણસ આમાં શું સમજે ? ' એમ ધારી તેને પૂછ્યું પણ ન હતું. અંબાના જાણવામાં એ વાત આવ્યા છતાં ' પારકા કુટુંબમાં કલેશના કારણ રૂપ થવાય ' એવા ભયથી સહીપણાં હોવાં છતાંએ તેણે દુર્ગાને તે વાત કરી ન હતી. ખેડાજિલ્લાના એક ખાનદાન કુટુંબમાં ઉત્પન્ન થયેલો તે વર હાલ લગભગ અડધા સૈકાની દિવાળીઓ જોવા પામેલો હતો. ત્રણ ત્રણ વાર પરણ્યા છતાં હજી તેને કંઈ છોકરૂંછૈયું થયું ન હતું. એક પછી એક બે સ્ત્રીઓ મરણ પામી અને ત્રીજી હયાત હતી પરંતુ તેને છોકરૂં થાય એવી આશા ન હતી. જાગીર હતી તેમ જુનો પૈસો ટકો પણ હતો. પોતાનું નસંતાન જવા દેવું એ તેને ઠીક લાગતું નહિ. આસપાસનાં સગાં પણ એકવાર ફરી યત્ન કરવા તેને ઉશ્કેરતાં હતાં. તેનો વિચાર ઢચુપચુ હતો એટલામાં રતિસુંદરિને માટે માગું થયું. માગું કરનારે તેને ખાતરી આપી કે કન્યા મુંબાઈમાં રહેલી, ભણેલી અને સુધરેલી છે. તેણે તે માગું કબુલ રાખ્યું અને લગ્નની તૈયારી કરવાનું કહેવડાવ્યું. લગ્ન ' એકદમ થાય તેમ નથી, ' એવું જણાવી પંચાતિયાએ વાત મનમાં રાખવાની તેને સૂચના કરી હતી.

રતિસુંદરીનું માગું સ્વીકારનાર આ પુરૂષ અલબત ખાનદાન કુટુંબનો હતો પરંતુ તેની રહેણીકરણી જુની ગામડી ઢબની હતી. તેનામાં

દેશકાળને યોગ્ય કેળવણી ન હતી. તે જુના વિચારનો ઠરેલ અને લક્ષ્મીને સંભાળી રાખનાર કામેલ માણસ હતો. કેટલીક પેઢીઓ થયાં તેના ઘરની લક્ષ્મી ચંચળ હોવા છતાં અચળ રહી હતી. ચરોતર જેવા ફળદ્રુપ દેશની જમીન ઉપર અને સોના રૂપાના દાગીના ઉપર ધિરાયેલાં તેનાં નાણાં સારૂં વ્યાજ આપતાં હતાં. 'એકદમ ઉછળી પગ ભાગવો નહિ,' તેમ એકદમ કંજુસમાં પણ ખપવું નહિ, એવી નીતિથી તે ચાલતો હતો. નાતમાં તેની પ્રતિષ્ઠા ને મોભો મોટાં હતાં. દુર્ગા આવા વરને માટે ના પાડશે, એમ તેના જેઠે સ્વપ્નમાં પણ ધાર્યું ન હતું. જુના વિચારનો તે એમ ન ધારે એ પણ સંભવિત હતું. વર એવો હતો કે, ગુજરાતમાં રહેલી કુળવાનપણાના ઝેરમાં ઉછરેલી કોઈ પણ માતા પોતાની દીકરી તેને આપતાં ના પાડે નહિ.

રતિનાં વખાણ સાંભળવાથી તથા પોતે ચલાવેલી તપાસ ઉપરથી તેને જોવાની વીરપ્રસાદને ચટપટી થઇ. કેટલાક દિવસ આ બાબતનો વિચાર કર્યો પછી ઉઘરાણીને બહાને એકવાર ઘોડી ઉપર ચઢી તે દુર્ગાનો જેઠ, જેનું નામ મયારામ હતું તેને ત્યાં આવ્યો. મયારામે માગું કરેલું હોવાથી તે તેના આગમનનું કારણ સમજી ગયો. તેને ઘટિત આદરમાન આપ્યું. નવો પરોણો આવવાથી ઘરનાં છોકરાં વગેરે મિષ્ટાન્ન મળવાની આશાએ પ્રસન્ન થયાં, એટલુંજ નહિ, પરંતુ આપણા લોકમાં ચાલતા સામાન્ય વિવેકમાં ટેવાયેલાં તેઓ તેની આસપાસ ફરી વળ્યાં. વીરપ્રસાદ નામ પ્રમાણે કદાવર નર હતો. છોકરાંને તેણે વાટવામાંથી સાકરિયા ચણા કાઢી આપીને ખુશી કર્યાં. મયારામે તેને ખબર અંતર પૂછી ઘરમાં લઇ જઇ બેસાડયો. દુર્ગાની દેરાણીએ વાટવો તથા પાણીનો લોટો લાવી લાજ કાઢી સેતરંજી આગળ મૂકયો. મયારામ અને તેનો નાનો ભાઈ તેના ગામની કુશળતા પૂછી વાત કરવા લાગ્યા ત્યારે નંદશંકર મોટા કાકાના ખોળામાં બેસી શાન્ત નિખાલસ મનથી તેમની વાત સાંભળવા લાગ્યો. વીરપ્રસાદ જેવો ગૃહસ્થ પોતાને ત્યાં આવવાથી સ્ત્રીવર્ગ તેના આતિથ્યને ઘટે તેવી રસોઇપાણીની ગોઠવણમાં પડયાં. દુર્ગાને ખબર થઇ કે મોટે ઘેર પરોણો

આવ્યો છે તેથી તરતજ તે જેઠાણીને મદદ કરવા આવી. રતિસુંદરી તેની પાછળ કાકાને ત્યાં આવી અને વીરપ્રસાદનાં લોચનને તેનાં દર્શનની પ્રસાદી પ્રાપ્ત થઇ. તેને જે જોવાનું હતું તે જોવાયું. તેનાં લોચન કન્યાની છટાથી તેના રૂપથી અને પુરૂષો આગળ થઇને ચાલી જવામાં દર્શાવાયેલા વિવેકથી પ્રસન્ન થયાં. તેના મનમાં તે પોતાને ધન્ય ભાગ્ય માનવા લાગ્યો એટલુંજ નહિ, પરંતુ તેને એમ પણ થયું કે, 'આવી સુંદર કન્યા હવે કુંવારી રહેવી જોઇએ નહિ. ઉમ્મર થઇ ગઇ છે ને અવિવાહિત કેમ રાખતાં હશે? માગું કરનાર દ્વારા હું આ વિચાર મયારામને જણાવી ઉતાવળ કરાવું તો સારૂં કે જેથી કન્યારત્ન જતું રહે નહિ. ફરી ફરીને આવા પ્રસંગ આવતા નથી. આવી સુંદર કન્યાને માટે કેટલાય અભિલાષ રાખતા હશે માટે આપણે બેદરકાર રહેવું નહિ, પહેરામણી તેમને જે આપવી હશે તે આપશે.' વીરપ્રસાદના મને બુદ્ધિને બોધી.

વીરપ્રસાદ અને મયારામ નાતજાતના ઝગડાનાં ગપ્પાં મારવા લાગ્યા ત્યારે સ્ત્રીઓ રસોઇના કામમાં પડી. દુર્ગાએ જેઠાણીને રસોઈમાં મદદ કરી. દેરાણી કોઇ કાર્યને માટે બહાર ગઇ એટલે જેઠાણીએ દુર્ગાને વીરપ્રસાદનું ઓળખાણ આપતાં જણાવ્યું કે, 'આ ગૃહસ્થ આપણી નાતમાં જુના કુળવાન ને ખાનદાન છે. ગુજરાતમાં વાડી વઝીફાવાળા જો કોઇ પણ ગૃહસ્થો હોય તો આપણી નાતમાં તો આ એકલાજ છે. ત્રણ ત્રણ વાર સારે ઘેર પરણ્યા છતાં છોકરૂં-છૈયું થયું નહિ. બે પરણેતર મરી ગઇ અને એક હયાત છે. એમનો ફરી પરણવાનો વિચાર સાંભળ્યો છે અને તેથીજ તમારા જોડે જો બને તો રતિને માટે વગસગથી ઠેકાણું પાડવાનો યત્ન આરંભ્યો છે. બાઇના ભાગ્યમાં હિંદોળાખાટ હશે તો ચોકઠું બેસી જશે. ગુણસાગરભાઇએ આગળ એકવાર વરને માટે એમને કંઇ લખ્યું હતું. આ તો તે દહાડાના તજવીજ કર્યા કરે છે. અમારે છોકરામાં કે છોકરીમાં રતિ સિવાય બીજું કોઇ નથી. નાનાભાઇની બાઇડી તો તમે જુઓ છોને! અમા-રાથી કેવી અતડી રહે છે. છોકરા છોકરીનાં ઠેકાણાં પાડવાં એ કંઈ

સહેલું કામ નથી. મોટાં અને અનુભવી માણસો વગર લગ્ન વિવાહનાં કામ બનતાં નથી. તમારા જેઠ જો કે મોટા છે તોપણ હજી તેઓ દામોદરકાકાને પૂછીને વાત કરે છે. આ બાબતમાં તેમની સલાહ લેવામાં આવી છે અને તેમણે કહ્યું છે કે, 'વીરપ્રસાદ મળી જાય તો પછી બીજું શું જોઇએ છીએ ?' તમે એમને જોયા કે નહિ ? જોજો કંઈ ઝાઝી ઉમ્મરના નથી. ગામનો કુવો હોય તે કોઇ ઉંડો ઉતળો તો કહે, પણ તે તરફ લક્ષ આપવું નહિ. આપણું છોકરૂં નાંખવું તે કામ આપણે તપાસી જોવું.'

દેરાણી આવવાથી આટલેથી વાત બંધ પડી અને ફરીને વખત મળ્યો નહિ. દુર્ગા હવે જેઠની ધારણા સમજી. નહાવાનું પાણી આપતાં આપતાં તેણે વીરપ્રસાદને ધારીને જોયો. તેના માથા ઉપર કહિં કહિં પળિયાં હતાં, પરંતુ તબિયત તો ઘણી સારી હતી. પુરૂષવર્ગ જમવા બેઠો એટલે દુર્ગા પોતાને ઘેર આવી. રતિસુંદરી મોટા કાકાને ઘેર રહી અને વીરપ્રસાદને ફરી ફરીને તેને જોવાનો, તેના શબ્દ સાંભળવાનો તથા તેની રીતભાત વિલોકવાનો અવકાશ મળ્યો.

વિચારની પરંપરાઓથી દુર્ગાનું મન એકાંતમાં ભરાઇ આવ્યું. તે ઘરમાં આવી બારણાં બંધ કરી એક ઠેકાણે લમણે હાથ દઇને બેઠી અને મનમાંજ બોલી કે, 'હે ઇશ્વર ! તેં શું ધાર્યું છે ? મારે કેમ કરવું, કેવી રીતે વર્તવું અને કયો માર્ગ લેવો ? તે કંઈ પણ મને સુઝતું નથી. હે વિશ્વંભરનાથ ! આ ગુંચવાડામાં મને તુંજ સન્માર્ગ દેખાડજે. માણસનું ધાર્યું કંઇ થતું નથી. રતિના વિવાહની બાબત મારા મનમાં જે મોટા આનંદની વાર્ત્તા હોવી જોઇએ તે આજ મને અત્યંત સંતાપકારક થઇ પડી છે. મારે છોકરી માટે સારૂં ઠેકાણું જોવું છે. આજનાં છોકરાં ઉછાંછળાં છે. રતિ પોતે એ વરને પરણવાની કદાપિ શરમ મૂકીને ના પાડશે તો એનો કાકો ને હું શું કરીશું ? લોકમાં અમારા ભવાડા થશે અને કેવું પરિણામ આવશે ? આવા આવા વિચારો મારૂં મન મથી નાંખે છે. હે પ્રભો ! તુંજ અમને સારી બુદ્ધિ આપી સંમાર્ગ દેખાડજે. મુંબાઇથી મળેલા સમાચારોએ મને નિરાશ કરેલી છે એટલે

હું આમાં એકકે વિચાર ઉપર આવી શકતી નથી. મદનમોહન પરણ્યો હશે અને જો તે પરણ્યો હોય તો પછી બીજો તેવો એકકે વર નાતમાં નથી. આ માણસ આરોગ્ય છે ખાનદાન છે અને સારો જણાય છે, પરંતુ મોટી વયના વરને અને સૉકય ઉપર છોકરી નાંખવાને મારૂં મન માનતું નથી. હું નિરાધાર છું, મારૂં બોલ્યું આ ગામમાં કોઇ સાંભળનાર નથી. જે હશે તે મને મૂર્ખ કહેશે અને બીજો યોગ્ય વર મારાથી શોધી કઢાયો નહિ તો પછી સૌ હસશે. હું શું કરું ને કયાં જાઉં. હે વિશ્વનાથ! તું મને સદ્બુદ્ધિ આપ.'

દુર્ગા આમ બોલી ઓસીકા ઉપર માથું નાંખી આંખ મીચીને પડી કે. તરત તેજના તરંગોમાં તેને એક અલૌકિક સ્વરૂપ દેખાયું. ઉડી જતા તેજમાં છાયા પુરૂષ જેવી તેણે ગુણસાગરની છબિ ઓળખી. ચમત્કારના દર્શન સાથે દુર્ગા પોતાને ભૂલી ગઇ અને આગળના વિચારનો ઉત્તર આપવાને તૈયાર થયેલા ગુણસાગરના અલૌકિક મુખ સામે તેની દૃષ્ટિ જાણે નિશ્ચલ થઇ. સ્નેહી અને તરતનાજ પરલોકવાસી સ્નેહીને મનુષ્યો સંકટને સમયે જેમ પોતાની સામે હવામાં દેખે છે તેમ દુર્ગાએ ગુંચવણ ભર્યા પુત્રીવિવાહના વિચારમાં પોતાના સ્વામીને દીઠો. તંદ્રાએ તેને ઘેરી લીધી અને સદાનાં જુદાં પડેલાં સ્ત્રીપુરૂષ આ સ્વપ્ન રૂપમાં એકઠાં થઈ ઉભયને અતિ પ્રિય સંતાનના વિવાહનો નિશ્ચય કરવા લાગ્યાં. દુર્ગાની આંખોએ તંદ્રાના જોરમાં જેમ તેને જોયો તેમ તેની તદાકાર ઇન્દ્રિયોને લીધે શ્રવણેંદ્રિયે તેનો જાણે સ્પષ્ટ ઉત્તર સાંભળ્યો કે, 'ગમે તે થાય, તોપણ તું તારા નિશ્ચયને વળગી રહેજે. એક નિશ્ચય અને એક નિષ્ઠાને ઇશ્વર આખરે જરૂર મદદ કરશે. રતિનું સારૂં થશે, ઇશ્વર તમારી કસોટી કરે છે તેમાં તમો હિમ્મતથી પાર પડજો. એ મહાન્ પિતાને ત્યાં દુઃખીની દાદ સંભળાય છે, માત્ર એટલુંજ કે હિમ્મત અને ટેક અંતપર્યંત એકસરખાં રહેવાં જોઇએ. 'સુખ પછી દુઃખ અને દુઃખ પછી સુખ' એ ઘટમાળની માફક આવે જાય છે. દુઃખના વખતને સ્થિર બુદ્ધિથી અને એક નિષ્ઠાથી વહી છૂટવો એ મનુષ્યનું કર્તવ્ય છે. રાત પડે છે તો વહાણું

વહાય છેજ. તમારે માથે દુઃખ અને મુંઝવણ આવ્યાં છે તે એકવાર જતાં રહેશે, ફરીને તમે સુખને જોશો અને તમારી નિષ્ઠા જો એક સરખી સારી રહે તો સુખના દિવસોમાં પણ એ જગન્નિયંતાને યાદ કરી તેનો આભાર માનજો. રતિસુંદરીનું ભાગ્ય સારૂં છે. તેના કર્મમાં સુખ લખ્યું છે તે કદાપિ દુઃખ થનાર નથી. ચિંતાને છોડી દે, નિશ્ચયને વળગી રહે અને પ્રાણીમાત્રને સદ્‌બુદ્ધિમાં પ્રવર્તાવનાર પરમ કૃપાળુ ઈશ્વર ઉપર વિશ્વાસ રાખ. તે સૌ સારાંવાનાં કરશે.'

આગળો ખેંચી રતિએ બારણું ઉઘાડ્યું. દુર્ગાની તંદ્રા ઉડી ગઇ, અને આંખ ઉઘાડતાંજ રતિની લોચનાનંદકારક મુખાકૃતિ નજરે પડી. તેના મને ફરીને તેને વિશ્વાસ આપ્યો કે, 'આ શીલમૂર્તિ સુખીજ થશે.' 'મા, મોટાં કાકી તારી રાહ જુએ છે.' રતિએ તેને સંબોધી. પછી આંખ ચોળી તેણે તેને ઉત્તર આપ્યો કે, 'ચાલ બ્હેન ! હું આવું છું. તું જા.'

પુરૂષ વર્ગ જમી ઉઠ્યા પછી સ્ત્રીઓ જમવા બેઠી અને તે વખતે હસતાં હસતાં દુર્ગાએ પોતાના વિચારનો સાર જેઠાણીને જણાવ્યો. તેના આવા વિચાર માટે જેઠાણીને ઘણું લાગી આવ્યું. તેને એમ થયું કે, 'ક્યારેને પ્રસંગ મળે અને એમને કહું કે, તમે એ બાબત નાથાફોડ કરશો તે નકામી છે.' 'પારકા છોકરાની આપણે શી પંચાત.' ઠાવકું મુખ રાખી તેણે દુર્ગાને જણાવ્યું કે, 'બાઇ ! સૌ સૌની ઈચ્છા. પોતાનું છોકરૂં છે, જેને જે ગમે તે ખરૂં. નાતજાતની રીત પ્રમાણે તો અમને આ ઠીક લાગે છે, પછી તમારી મરજી.' રાણી વાતનો મુદ્દો સમજી ગઇ અને મનમાં બોલી કે 'ઠીક થયું,' કારણ કે જેઠાણીનું ધાર્યું ન થાય અને દુર્ગાને તથા તેને ઉંચાં મન થાય તેમાં તે રાજી હતી. કંકાસનું મૂળ અહિંથી રોપાવાનું હતું તે હવે રોપાયું, એમ જાણી તે ખુશ થઇ.

મયારામની સ્ત્રીએ પ્રસંગ મેળવી દુર્ગાના વિચાર મયારામને જણાવ્યા એટલુંજ નહિ, પરંતુ તેમાં કેટલુંક મરચું મીઠું ભરભરાવી વાતને વડી કરી. મયારામને આગળ પડી કામ કરવા માટે પશ્ચાત્તાપ

થયો. પોતાના મોટા યત્નનો આભાર ન માનતાં દુર્ગાને તેથી નાખુશ થતી સાંભળી તેને ઘણો ગુસ્સો ચઢ્યો. વીરપ્રસાદ સાથે વિવાહ સંબંધી પછી તેણે કંઇ વાતચીત કરી નહિ. 'એ એનું ભોગવશે મારે શું ? હું મોટા એટલે મેં મારી ફરજ બજાવી.' એમ વિચાર કરી તે મનમાં કળકળ્યો. બીજાઓથી ન સમજાય તેમ ઘરનું વાતાવરણ શાંત થઇ ગયું.

વીરપ્રસાદ સાંજનો વખત થતાં ઘોડી ઉપર ચઢી પોતાને માર્ગે પડ્યો. તેના મનમાં પણ કંઇક શક ગયો. 'માગું કરાવ્યું તે શું અને કંઇ બોલ્યા નહિ તે શું ?' આમ વિચાર કરતો કરતો તે માર્ગ કાપવા લાગ્યો.

## પ્રકરણ ૨૧ મું.

### વૈવાહિક રંગરાગ.

'શેઠાણી ! આ ઠીક થતું નથી, કંઈક વિચાર કરો. છોકરીની દાદીની મરજી વિરુદ્ધ તમે તેનાં લગ્ન કરો છો તે ઠીક થતું નથી. કુટું-બમાં કલેશ કરવો એ સારૂં નહિ. કલેશનું પરિણામ કદી પણ સારૂં આવતું નથી. વજીબાઇની સલાહ લઈ તેમને મેળવી લો. છોકરી નાની બાળ હલેતી અને અણસમજુ છે. તેને પોતાના સારા ખોટાનો વિચાર નથી, પરંતુ તમે કંઇ નાનાં નથી. તમારે લાંબો વિચાર કરવો જોઇએ. વિવાહનું કામ મોટાં અને વૃદ્ધ માણસોના હાથમાં રાખવાનો જુનો રિવાજ, જે લોકથી નથી સમજાયો તે લોક ગમે તેમ બોલે, પરંતુ આપણે તે સમજવો જોઇએ. જુવાનની આંખો હમેશાં ઉજળું એટલું દુધજ દેખે છે. છોકરી હંસરાજને પસંદ કરવામાં શું સમજે ? લગ્નમાં એકલી વિદ્યા એકલું ધન કે એકલું કુળ જોવાનું નથી, ઘણી ઘણી બાબતો ઉપર વિચાર કરવાનો છે. જુવાન માણસો હમેશ એક બીજાના પ્રસંગમાં જતાં મોહથી ઘેલાં થઇ જાય છે. તેમને સદસત્ વિવેક રહેતો નથી. તેઓ મોહને વશ થઇ ન છૂટી શકે એવા વૈવાહિક બંધનથી બંધાય પાછળથી દુઃખી થઈ પસ્તાય છે. જ્યાં ઇચ્છાવર વરવાનો

રિવાજ હોય ત્યાં છુટાછેડાની રીત હોય છે ' લાકડે માંકડું વળગાડી દેવું ' તેનું નામ વિવાહ નહિ. મારો વિચાર ઠીક છે, એકાદ બે દિવસ વધારે થાય, તોપણ તમે જાતે વિચાર કરી જુઓ, સ્નેહીના અભિપ્રાય મેળવો અને પછી લગ્ન કરો. ' વજીબાઇ તરફથી આવેલા ગુલાબદાસ નામના વૃદ્ધ સલાહકારે માણેકશેઠાણીને આ પ્રમાણે કહ્યું.

શેઠાણીએ ઉત્તર આપ્યો કે, ' ગુલાબદાસ ! તમારૂં કહેવું વાજબી છે. કંકાસ કરવો એવો મારો હેતુ નથી. છોકરીનું મન એ વર ઉપર બેઠું છે અને આગળ ' એમની ' સાથે એકવાર વાત થતાં એમણે પણ મને એ સ્થાન બતાવ્યું હતું. સંસાર વ્યવહાર અને દેશકાળને જોઇ વિચાર કરો તો આ ગોઠવણ કંઇ ખોટી નથી. જેમ મને સમજાવો છો તેમ તમે વજીબાઇને આ બાબત કહેશો તો જરૂર તેમના લક્ષમાં આવશે. મારી ઉપર કિંવા છોકરી ઉપર એમને ખોટું લાગ્યું હોય તો તમે કહો તેમ કરવાને હું તૈયાર છું. એ પોતે અત્રે આવે અને લગ્ન કરે. મેં આરંભેલા વિવાહોત્સવમાં તે શા માટે કંકાસ કરાવે છે ? તમારી ઇચ્છા હોય તો હું તમારી સાથે સવિતાને મોકલું. તમે એમને મારીવતી મનાવો અને ન માબાપી બિચારી સવિતાના લગ્નમાં એમને ભાગ લેવરાવો. '

રામજીશેઠના ઘર આગળ વિવાહની તૈયારીઓ અને ધામધુમ કરવામાં નોકરચાકરો તથા મહેતા મુસદ્દીઓ પડેલા હતા ત્યારે ઉપર મોટા દિવાનખાનામાં આ પ્રમાણે સંધિવિગ્રહનો વિચાર ચાલી રહ્યો હતો. નરોત્તમદાસે પેઢીના વહીવટની વ્યવસ્થા માટે ભાગીદારી છૂટી પાડવાનો દાવો કર્યો હતો. કજિયાનો નિકાલ થઇ જાય તે પહેલાં સવિતાનાં લગ્ન કરી દેવાની શેઠાણીને સલાહ મળેલી હોવાથી સત્વર તૈયારીઓ થતી હતી. સવિતાની દાદી વજીબાઇએ કાયદા પ્રમાણે અટકાવ નાંખવાને પોતાથી બનતું કર્યું પરંતુ તેને સારી સલાહ મળી નહિ. કાયદાસર પગલાં લેવાની સલાહ ના મળી ત્યારે તેણે સલાહકારની મારફતે ખટપટ ચલાવી અને ઉપર જણાવ્યું તેમ ગુલાબદાસ સલાહ કરાવવામાં રોકાયો હતો. કાયદાસર વજીબાઇનું નહિ ચાલવાથી માણેકશે-

ઠાણીના પગમાં જોર આવ્યું હતું. વજીબાઈને મનાવી લેવાય નહિ તો તે તેની મિલકત મંદિરમાં આપી દે તેમ હતું. સગાંસાગવાં અને સલાહકારોએ શેઠાણીને સમજાવ્યું કે, 'નમતી નાંખીને પણ તેને સમજાવી લેવી.' વજીબાઈને સમજાવવાની ભાંજગડમાં ગુલાબદાસને કંઈ આશા હોય એમ શેઠાણીથી સમજાયું તેથી મહેતા સાથે વાત કરવાને મિષે તે ત્યાંથી ઉઠીને બીજા ખંડમાં ગયાં.

ગુલાબદાસ એકલો પડ્યો. તેણે એકાંત મળતાં વિચાર કર્યો કે, 'શેઠાણીને દમ દેવો.' વજીબાઈ સહેજમાં કબુલ થશે અને આપણે બેઉ તરફથી પાઘડી મેળવીશું. ઠીક છે. 'વજીબાઈનું મન ન આપવું. તેમ આનું મન તેને ન આપવું. બેઉ ઘોડા ઉપર રહે તેમાં આપણને લાભ છે. કોઈ સલાહ કરવા ચહાતું નથી એમ દેખાડવું. બે દહાડા વિવાહનું કામ લંબાશે તો શી હરકત છે? ક્યાં નાણાંની ખોટ છે? ગરીબ લોકને બે દિવસ વધારે ભોજનપાણી મળશે. શેઠાણીને દમ દેવો, કારણ કે તે ગરજવાન હોઈ વજીબાઈને મેળવી લેવા માગે છે. વાત કરતાં હવે પહેલી વાત એજ કરવી. શ્રીકૃષ્ણ પરમાત્મા આપણને આવાં સારાં કુલ મેળવી આપે ત્યારે શા માટે પુરુષપ્રયત્ન ન કરવો?' તેણે મુંછ ઉપર હાથ નાંખી આનંદથી ખુંખારો ખાધો.

આણી તરફ મહેતાને બોલાવી શેઠાણીએ કહ્યું કે 'મહેતાજી! વજીબાઈનો સલાહકાર આવ્યો છે અને આપણે કંકાસ કરવો નથી. બે પૈસા આપવા પડે તો ફિકર નહિ, પરંતુ તેમને મેળવી લો લેવાંજ. વિવાહનું કાર્ય સમાપ્ત થયા પછી એને પાઘડી આપીશું. માણસ ઘરડો છે વૈષ્ણવ છે અલબત, પહોંચેલો લાગે છે પણ તમે ખબરદારીથી વાત કરી સમજાવી લો. બહુ મોટી આશા આપશો નહિ. એને રાજી કરવો એ મારા મનની વાત છે, કારણ કે છોકરીની દાદી જેને બીજું અંતરનું સગું નથી તે રહી જાય, એ મને ઠીક લાગતું નથી. તમે તેની સાથે વાત કરો અને કામ સાધી લો. તે આવશે એમ એના કહેવા ઉપરથી સમજાય છે. તમને જેમ ઠીક લાગે તેમ કરાવજો. વારંવાર પૂછવાની દરકાર કરશો નહિ. વિવાહને લંબાવવાની તજવીજ

થાય તો વાત પડતી મૂકજો. પરમ દિવસે લગ્ન તો થવાંજ જોઇએ. લોકોમાં મારૂં અને ઘરનું માન રહેવું જોઇએ. વિવાહ જેવી બાબત લંબાવવામાં સાર નહિ. 'સારૂં કરવું તે ઝટ કરવું' તમે અને ગુલાબદાસ વજીબાઇને અહિં લાવો એટલે બસ. હું બીજી બાબતોમાં પડેલી છું તેમાં વચ્ચે પુછપરછ કર્યા કરશો નહિ.'

મહેતો શેઠાણીનો મુદ્દો સમજ્યો. મુંબાઇના શેઠિયાઓના ઘરના મહેતા ઘણું કરીને આપણી જુની ગામઠી નિશાળે ભણેલા હોઇ ખટપટમાં કાચા હોતા નથી. તેમનામાં ઉદાર કેળવણીનો લેશ હોતો નથી. તેઓ જે સમજે છે તે માત્ર એટલુંજ કે, શેઠને રાજી રાખવો, તેની હાએ હા કહેવી, અને હિસાબીખાતું એવી રીતે ચલાવવું કે, જેમાં બીજાને ગતાગમ પડેજ નહિ. ધર્મભોળિયાપણું નિખાલસપણું અને ઓછી સમજ બતાવી પોતાની જુની જતરડા જેવી રીતે કામ કરવાની હોંશિયારી દેખાડવી. અજ્ઞાનમાં રહેલા ધનાઢ્યોને એવા વિશ્વાસમાં લેવા કે જેમાંથી તે ખસેજ નહિ. જુની રીતભાતવાળા આવા મહેતાઓમાં જે સારો ગુણ હોય છે તે એજ કે, તેઓ કદી પણ મંત્રભેદ કરતા નથી, અર્થાત્ પોતાનું તેમ શેઠનું મન કોઇને જાણવા દેતા નથી. તેમને હાથ સારાં કામ ક્વચિતજ થાય છે, તેમ તેમને હાથે ઝાઝાં બુરાં કામ પણ થતાં નથી. તેઓ સ્વાર્થ સિવાય બીજું કંઇ સમજવાની દરકાર પણ રાખતા નથી. સ્વાર્થમય માર્ગ તેમણે જોયો તે જોયોજ. પાળેલા પશુની માફક તેજ માર્ગે ચાલ્યા જવાના. માર્ગમાં આવે તેને મારવું પડે તો મારવું, તે સિવાય વધારે બુરૂં કરવું નહિ. માણેકશેઠાણીનો મહેતો આધેડવયનો હતો. રામજીશેઠની ખાનગી મિલકતનો હિસાબ તે રાખતો તેથી શેઠાણીને પણ તેની ઉપર વિશ્વાસ હતો. ગુણસાગરના હાથ તળે ઘણાં વર્ષ સુધી તેણે કામ કર્યું હતું. શેઠનાં નાણાંની વ્યવસ્થા ક્યાં ક્યાં થયેલી છે અને કેવી રીતે, તેની કેમ ચાળવણી કરવી તે, તે બરાબર જાણતો હતો. ગુણસાગર અને શેઠના મરણ પછી તે માણેકશેઠાણીના વહેવારના તંત્રનો સૂત્રધાર બન્યો હતો. નોકરી સાચવવાનો આ ખરેખરો વખત હોવાથી શેઠા-

ણીને પૂછ્યા વગર એક પાઈ પણ તે આઘીપાછી કરતો નહિ. દિવાનખાનામાં જઇ ગુલાબદાસની સાથે તેને લલચાવે તેવી રીતે તેણે વાતચીત કરવા માંડી. પાઘડીની આશા આપી તેણે ઉમેર્યું કે, ‘ જુઓની શેઠ ! આ ઘર સાથે પરિચય થયેલો હશે તો બહુ કામનો છે. મિલકત મોટી છે અને ડહાયા માણસોની જરૂર છે. એક કામ સારી રીતે પાર પાડશો ને શેઠાણીને વિશ્વાસ પડ્યો હશે તો વળી આગળ કામ લાગશે. ’ ગુલાબદાસને આ વાત ગમી. તેને તાળવે ગોળ ચોટ્યો અને તેણે કામ કરી આપવાનું વચન આપ્યું. રામજીશેઠનાં બીજાં સગાં અને ઓળખીતાં લગ્નમાં સામેલ થઈ ગયાં હતાં. પોતાને મન ગમતો વર મેળવવામાં મદદગાર થયેલી માનો સવિતા પણ અંતઃકરણથી ઉપકાર માનતી હતી. અત્યારે શેઠાણીની પેટની જણી છોકરી તેજ બની રહી હતી. જે કંઇ થતું તે સઘળું તેની મરજી પ્રમાણેજ થતું હતું. માણેકશેઠાણી પોતા તરફથી તેને ખોટું લાગવાનું કારણ ન મળે તે પ્રમાણે સંભાળીને વર્તતાં હતાં. માંડવીમાં પોતાના ઘર ઉપર વરવાળાં હતાં તેમણે પણ વિવાહની તૈયારી કરવા માંડી હતી. બેઉ હંસરાજ અને સવિતા પોતપોતાના મનમાં આનંદ પામ્યાં હતાં. તેમનાં મન વિવાહ થયા પછી કુલવાન વરકન્યાના હૃદયમાં ઉપજે એવી લજ્જાથી શરમાળ બન્યાં હતાં.

દેવકાંબાઇએ ભાઇને તેડાવી દીકરાના વિવાહની વ્યવસ્થા કરવા માંડી હતી. કન્યાના પક્ષમાં લક્ષ્મીનો રેલછેલ હતી ત્યારે અહિં જે કંઇ કરવાનું હતું તે વિવેક અને સંભાળથી કરવાનું હતું. મોટે ઘેરથી મદદ મળી હતી. વજીબાઇનો દેવકાંને ઘણો ભય હતો. ગરીબ માણસો હમેશ એવા ભયથી બીતાં રહે છે. ‘ લગ્ન થાય ત્યારે થયાં ’ એમ તેને થતું, એટલામાં વજીબાઇ મનાયાના સમાચાર મળ્યા. ઉભય પક્ષે આનંદનો સાગર ઉછળ્યો. સવિતા અથવા બીજા કોઇના કરતાં દેવકાંબાઇ આ વાતથી વધારે ખુશી થઈ. તે જુના વિચારની ભોળા દિલની, હોંસીલી માતા હતી. દીકરાના વિવાહમાં વજીબાઈની વિરૂદ્ધતા તેને ખટક્યા કરતી હતી. તેણે જુવાનીમાં ઉજળો દિવસ જોયેલો સુખ

અનુભવેલાં અને શેઠાણીપણું પણ ભોગવેલું હતું. 'એવો દિવસ ફરીને આવશે' એવી તેને ઉમેદ ન હતી. લગ્નથી દીકરો એક શેઠિયો થવા પામશે એટલુંજ નહિ, પરંતુ બીજાઓમાં તેનું તેના પિતાના કરતાં પણ વધારે માન પડશે, એવી ખાતરીથી તેના મનમાં આનંદ ઉભરાતો હતો. વજીબાઈનું ખાનદાન ઘણું મોટું હતું અને તે લગ્નથી દૂર રહે એ તેને ઠીક લાગતું ન હતું. તે આવતાં તેના સંબંધનાં ખાનદાન કુટુંબો વિવાહમાં ભાગ લેશે, અને મોટાં મોટાં કુટુંબોમાં પોતાના દીકરાનો મોભો સ્થાપિત થશે, એ માના મનની ઉમેદ એક ગુણવાન દીકરાના અભ્યુદયમાં ચિંતા રૂપ હોય એ સ્વાભાવિકજ છે. હોંસીલી અધીરી અને વાત્સલ્ય પૂર્ણ માતાનું હૃદય એવુંજ હોય છે. દીકરા વહુના અભ્યુદયમાં ઘેલું થયેલું માતાનું મન આનંદોત્સવના દિવસોમાં પણ તેમનું જોડું સુખી નીવડશે કે કેમ ? એવી ચિંતાથી આતુર રહે છે. હંસરાજ તેની ચિંતાને ભવભૂતિનાં ઉત્તર રામચરિતનાં પેલાં માના પ્રેમનાં વચનો સાથે સરખાવતો હતો અને ખરેખર આ અવસરે દેવકાંબાઈનું મન એજ ભાવને દર્શાવતું પણ હતું. પુત્રનું શ્રેય ઈચ્છનારી માતાઓને આમજ થાય છે.

રામજીશેઠને ઘેર તેની સમૃદ્ધિને શોભે એવો સુંદર મંડપ બાંધવામાં આવ્યો. તેને શણગારવામાં બાકી રખાઈ ન હતી. પ્રથમ જેઓ વિવાહમાં સામેલ ન હતાં તે સગાં પણ શેઠાણીના મક્કમ વિચારને લીધે લગ્નમાં સામેલ થયાં. વજીબાઈ આવો આગળ બેઠાં એટલે તેનાં ખાનદાન સગાં પણ આવ્યાં. 'મા વગરની દીકરીને ખોટું લાગે નહિ' એવા વિચારથી અને સદ્ભાવથી વજીબાઈએ તથા માણેકશેઠાણીએ વૈભવી ધામધુમો કરાવરાવી. વિવાહ જેવા અવસર આપણા લોકોમાં જે આનંદ ઉત્સવનું દર્શન કરાવે છે તે અવર્ણનીયજ હોય છે. જુવાન વહુઓ વિવાહનાં ગીત ગાવામાં, નવા પ્રકારના વસ્ત્રાલંકાર પહેરવા ઓઢવામાં અને નવી નવી જાતનાં મિષ્ટાન્નાદિમાં નિરંકુશ રીતે મહાલતી જે આનંદ ભોગવે છે તે બીજા લોકમાં ક્વચિત્ ભોગવાતો હશે. 'મરણ સમાન દુઃખ નહિ અને વિવાહ સમાન હર્ષ નહિ' એ કહેવત

વિવાહના ઉત્સવો જોતાં ખરેખર અનુભવી ઉદ્દગાર જણાય છે. સવિતાની સમાન વયની અને બે ત્રણ વર્ષ થયાં વહુઓ થઈ સંસાર સુખ પામેલી સગી અને જાણીતી સ્ત્રીઓ તેને શણુગારવામાં તેની સાથે વાતચીત કરવામાં તથા લગ્ન વખતે અમુક રીતે વર્તવાની અંતઃપુરને યોગ્ય વાતો કરવામાં આનંદ ધરતી ઘરમાં આમ તેમ રૂમઝુમ કરી રહી હતી. તેમનાં ઝાંઝરના ઝીણા ઝીણા રવથી સીડીઓ અને નાના મોટા ખંડો જુવાનપુરૂષોને આનંદજનક લાગતા હતા, તેમજ વૃદ્ધ હોંસીલાં સગાંને પોતાની જુવાન વહુઓને નવા નવા અલંકાર પહેરાવી લગ્ન સમારંભમાં મલાવવાનો આ ઉત્તમ પ્રસંગ મળ્યો હતો. જે હંસરાજને સાહસિક થઇ સવિતા તેના ખંડમાં જઇ મળી હતી તે સવિતાનું મન વિવાહ વેષમાં તેને મળવા બહુજ ઉત્સુક હોવા છતાં આજ લજ્જાથી મંદ પડી ગયું હતું. જે ઠેકાણે સવિતા આગળ છૂટથી આમ તેમ કુદતી ફરતી હતી તે સ્થળે અત્યારે તે ચાલતી ત્યારે માત્ર ઝાંઝરિયાંની ઝીણી ઘુઘરીઓની રૂમઝુમજ સંભળાતી હતી. તેના ચહેરામાં પણ ફેરફાર થઇ ગયો હતો. વજીબાઇ અને માણેકશેઠાણીનું હૃદય તેના સામું જોતાં ચંદ્રને જોઈ સાગર ઉભરાય તેમ આનંદથી ઉભરાઇ જતું હતું. તેમના હૃદયની ભિન્નતા આ મંગળ પ્રસંગે જતી રહી હતી. ઉભય નમાઈ કન્યાના શ્રેયમાં એક મત થઈ હોંસથી કાર્ય કરતાં અને એક દિલથી તેના ભવિષ્યને આશીર્વાદ આપતાં હતાં.

ઘણો ઠાઠમાઠ અને ધામધુમ થઈ રહી હતી. સર્વ રીતે અચ્છી ગોઠવણ થઇ ગઇ હતી. લગ્નનું મુહૂર્ત આવી પહોંચ્યું. એક તરફ મંડપમાં વિવાહની ધામધુમનો પ્રારંભ થયો, બીજી તરફ ઘરમાં કન્યાને વૈવાહિક સંસ્કાર થવા માંડયા. સૌભાગ્યવતી અને નાના પ્રકારનાં વસ્ત્ર તથા અલંકાર ધારણ કરીને આવેલી વધૂઓ ને બ્રાહ્મણીઓ તેને શણુગારવા લાગી. નંદનવનમાં દેવોનાં વિમાનો આવતાં હોય તેમ એક પછી એક ઓળખીતાં ખાનદાનના ઘરની સુંદરીઓથી ભરેલી ગાડીઓ વિવાહની ભેટ લઇ લઇને આવવા લાગી. આનંદથી પ્રસન્ન અંતઃકર

ણુવાળાં માણેકશેઠાણી ચક નાંખેલા એક ખંડમાં વજીબાઇ સાથે બેઠાં હતાં. જતી આવતી સ્ત્રીઓનું યોગ્યતા પ્રમાણે સંમાન કરતાં હતાં. જેઓ તેમની પાસે આવી ભેટ ધરતી તેમની એક સૌભાગ્યવતી અનુચારિકા પાસે વ્યવસ્થા કરાવતાં હતાં. પ્રતિપળ વિવાહની ધામધુમ વધતી ગઇ. મંડપ અને ઘર વાદિત્રના મંગળગીતના અને માણસોના ઘોંઘાટથી આનંદ આનંદમય બની રહ્યાં હતાં એટલામાં એક સુંદર જુવાન સુરતણ શેઠાણીના ખંડમાં આવી. ગંભીરાઇ અને ભાવ ભર્યું માનપૂર્વક મંદ હાસ્ય કરી પાછું વાળી તેણે પોતાની અનુચારિકાને કહ્યું કે, 'રૂમાલ ઉપાડી લઇ ખુમચો અહિં મૂક.'

વ્યવસ્થા કરનારી દાસીએ નવો આવેલો ખુમચો લઇ માણેકશેઠાણીને બતાવ્યો, દરમિયાન સહેજ શ્રમથી મનોહર અધર ઉપર આવેલા પ્રસ્વેદને સુગંધીદાર રૂમાલથી લૂછી શેઠાણી શું કહે છે તે સાંભળવાને તે તેમની સામું જોઇ ઉભી રહી એટલે માણેકશેઠાણી બોલ્યાં કે, 'નણંદના કાર્યમાં ભાભી હોય તે આટલી બધી મોડી આવેકે? વાહ! કાલે મને મળ્યા વગરજ નગીનદાસ ચાલ્યો ગયો? તમારા સસરા શું કરે છે? કેસ લડવાનો હશે ત્યારે લડાશે? નગીનને મેં કહ્યું હતું, તે એણે એમને કહ્યું કે નહિ? અરે હું તો ભૂલી ગઇ. આ સોફા ઉપર બેસો અથવા તમારાં નણંદને પીઠી ચઢે છે ત્યાં જાઓ.'

'મને સહેજ વાર થઇ ગઇ. સસરાજીને એ સૌ આવ્યા છે' એમ બોલી ફરીને મધુરૂં રમણીય હાસ્ય કરી સુધરેલા છટાદાર ઉંચા ટેસ્ટના ભભકદાર પોષાકથી જુની ફેશનના જરિયાનના પોષાકવાળી ભાટિયાણીઓમાં માર્ગ મુકાવતી જાજરમાન સુરતણ સ્ત્રીઓના ટોળામાં ભળી ગઇ. ડસ્સાથી અને ભભકાથી ચકિત થયેલાં વજીબાઇએ માણેકશેઠાણીને તેના ગયા પછી પૂછ્યું કે 'આ કોણ છે?'

'કેમ તમે ન ઓળખ્યાં?' માણેકશેઠાણીએ આશ્ચર્ય બતાવી હસીને કહ્યુ કે, 'અમારા ભાગિયા નરોત્તમદાસના છોકરાની વહુ. કેવી મજેના સુઘડ હોંશિયાર સુધરેલી અને રૂપાળી વહુ છે?'

'હા. ડહાઇ જણાય છે. નરોત્તમદાસ કેમ હજી જણાયા નથી ?' વજીબાઈએ સવાલ કર્યો, પરંતુ 'કેસની બાબત એ મિષે નીકળે અને ચર્ચાય ' તેથી માણેકશેઠાણીએ વાત ઉડાડવાને કહ્યું કે, 'ડોસો બિચારો દુઃખી થઈ ગયો છે. બે જુવાન છોકરા મરી ગયા પછી એમનું શરીર સારૂં રહેતું નથી. તેમ પોતે ઘણું બહાર પણ નીકળતા નથી. છોકરો સારો છે. આ બાઇનો વર નગીનદાસ અહિં આવે છે, તે તમે જોયો તો હશે. અત્યારે બેઉ બાપ દીકરો આવ્યા છે. ' બીજી સ્ત્રી આવતાં એ વાત પડતી મુકાઈ અને માણેકશેઠાણી તેથી ખુશી થયાં.

નરોત્તમદાસ જો કે, બહુ વહેલા આવ્યા ન હતા પરંતુ નગીનદાસ અને મોતીગૌરીને લગ્નમાં સાંગોપાંગ ભાગ લેવાને તેમણે ક્યારનાંએ મોકલ્યાં હતાં. રામજીનો તેમની ઉપર કંઈ ઉપકાર ન હતો. રામજીને સામો તેમણે હાથ આપ્યો હતો. મુંબાઇના વેપારી શેઠિયાઓમાં નરોત્તમદાસનાં માન અને આબરૂ સારાં હતાં. તે ઠરેલ વિચારનો જુનો અને ધીરો વેપારી હતો. લેવડદેવડમાં તે હમેશ ચોખવટ રાખતા હતા. તેમની જુની સુરતી ખાનદાની માટે આપણે આગળ જણાવી ગયા છીએ એટલે વિશેષ વર્ણન કરવાની અગત્ય નથી, પરંતુ પ્રસંગવશાત્ એટલું તો કહેવુંજ જોઇએ કે, જે ઠેકાણે એ આવીને બેસે તે ઠેકાણે આવતા શેઠિયાઓને સારૂ લાગે. મુંબાઇના ગમે તેવા મોટા શેઠિયાની સાથે બેસવાને, તેને આવકાર દેવાને અને તેને મળવાને નરોત્તમદાસની યોગ્યતા સ્વીકારાયેલી હતી. તે આવીને બેસે ત્યાં આવનાર પોતાને માન મળેલું સમજે, એવી તેમની મોટી પ્રતિષ્ઠા હતી.

જોતાંજ માન ઉત્પન્ન કરે એવા જુના પાદશાહી જામાપિછોડીના સુરતી પોષાકમાં સજ્જ થયેલા નરોત્તમદાસ પરોણાઓને સત્કાર આપવા માટે તૈયાર કરેલા રમણીય મંડપમાં આવીને બેઠા કે તરત જુવાનિયા અને છોકરાં ત્યાંથી દૂર ખસી ગયાં. ડોસાએ ગાદી ઉપર બેસી વ્યવસ્થા કરનાર મહેતાને બોલાવ્યો. પેઢીમાં હમેશ આધીન સેવકપણું કરવાથી વિનીત થયેલો તે માન અને વિવેકથી આવીને હાજર થયો. વડીલપણાને શોભે તેવી રીતે તેમણે બધી બાબત પૂછી.

'છડીઓ અત્તર પાન ગુલાબ શ્રીફળ તૈયાર છે, અને માણસોની સગવડ માટે વ્યવસ્થા થયેલી છે કે કેમ ?'.તે સંબંધી બધું તેમણે તેને પૂછી લીધું. જેમાં સંતોષ ન મળ્યો તે પોતાની જાતે જોવા જવાને રંગિત લાકડી લઇ ઉભા થયા. મહેતાને સાથે લઇ પ્રથમ અંદર ગયા. કેટલેક ઠેકાણે ફરી જોવાની વસ્તુ જોઇ, ચાકરો હમાલો કારકુનો અને માણસોએ સલામ કરી તેમને પ્રિય લાગે તેવી વાણીથી પોતપોતાના કામમાં સાવધાન રહેવાનું કહ્યું. આમ તેમ થોડુંક ફર્યા પછી માણેકશેઠાણી બેઠાં હતાં તે ખંડ આગળ ગયા. રાંડેલી ભાટિયાણી મર્યાદાની મૂર્તિ માણેકશેઠાણી તેમની બહુ મર્યાદા રાખતી હતી. ડોસાનો ઘરમાં આવવાનો આશય તો અલબત માણેકશેઠાણીને સંતોષ આપવાનોજ હતો. ધોળી મુંછોથી માનને યોગ્ય ગંભીર મૂર્તિ નરોત્તમદાસને ચકમાંથી જોતાંજ વિનયવાન શેઠાણીથી સોફા ઉપરથી ઉભું થઇ જવાયું. 'રખેને પોતાની કંઇ ખામી હોય ને ઠપકો આપે' એમ તેને લાગ્યું. મહેતાએ આહં આવતાં કહ્યું કે, 'માણેકશેઠાણી અંદર બેઠાં છે અને મોટા ઘરનાં બૈરાં વગેરે આવે તેમની આગતાસ્વાગતા કરે છે.'

તેને સંભળાવા, તથા સારૂ લગાડવાને માટે ડોસાએ મહેતાને ઉદ્દેશીને કહ્યું કે, 'વ્યવસ્થા સારી છે. હું તમારી ગોઠવણોથી ખુશી થયો છું. સૌથી વધારે અગત્યનો દિવસ આજનો છે. માણેકવહુને કહેજો કે, 'જાણીતા માણસને પાસે રાખે અને શેઠિયાઓને ત્યાંથી આવતાં બૈરાંને જેમ ઘટે તેમ આદરમાન આપે. કોઇને કોઇ વાતે ખોટું લાગવાનું કે ફરિયાદ કરવાનું કારણ મળવું ન જોઇએ. આપણી શોભા પરોણાઓને માન આપવામાં છે. વળી કહેજો કે, બહારની તેમણે કંઇ ચિંતા રાખવી નહિ. હું માંડવામાં બેઠેલો છું. રામજીશેઠના ઘરને મારા ઘર જેવુંજ હું ગણુતો આવ્યો છું અને ગણું છું. જેમ ઘટતું હશે તેમ કરાવીશ.

આ વચન માણેકશેઠાણીએ ચકમાંથી કાનોકાન સાંભળ્યાં. વૃદ્ધ પુરૂષના મુખમાંથી નીકળેલા સ્નેહ બંધનને યોગ્ય ઉદ્ગારથી શેઠાણીને માનભરી ઉપકારક લાગણી થઇ. મહેતા સાથે નરોત્તમદાસ બધે ફરી

પાછા મંડપમાં આવીને બેઠા, કારણ કે વરઘોડો ઉતરવાનો હવે વખત થયો હતો. વરઘોડો આવી પહોંચ્યો. સાજને સાજન અને સ્ત્રીમંડળે સ્ત્રીમંડળ ગીત ગાતાં ગાતાં આનંદના ઉભરાભેર એક બીજામાં ભળી ગયાં. વર તરફના સાજનનો આદર થયો. શેઠિયાઓ ને ઓળખીતાઓ પોતપોતાની ગાડીઓ મંગાવી 'સાહેબ મહેરબાન' કરી પાન ગુલાબ લઇ વિખરાવા માંડયા. બીજી તરફ સ્ત્રીઓ અને બ્રાહ્મણ મંડળ વરરાજાને વિવાહ મંડપમાં લઈ ગયાં. આંગણામાં ચરણાદિક શાંત થયાં. મોટા મોટા પુરૂષો ગયા પછી મહેતાને તથા નગીનદાસને સૂચના આપી નરોત્તમદાસ પણ વિદાય થયા. વજીબાઈ અને માણેક-શેઠાણીનાં લોચનને આનંદ આપે એવા મંડપમાં વિવાહની ક્રિયા ચાલી ત્યારે બીજી તરફ પરજ્ઞાતિના પરોણાઓ માટે ભોજનની તૈયારી થઇ. નગીનદાસ એ કાર્યમાં પડ્યો હતો.

હંસરાજના ઓળખીતાઓમાં મુગટલાલ પણ વરઘોડામાં આવ્યો હતો. વરઘોડો ઉતરતી વખતે અને વરનો સત્કાર કરતી વખતે સ્ત્રીજનના મોટા ટોળામાંથી મોતીગૌરીને તેણે જોઇ હતી. સુંદર પોષાકમાં સજ્જ થયેલ અને કાન આગળ ઝુલતી ઝીણી સોનેરી દોરીનાં ચશ્માંથી પોતાના રૂપનું પાન કરતી દાક્તર મુગટલાલની આંખ આંખ તેણે મેળવી હતી. રસિક સ્ત્રીઓના હૃદયમાં રહેલો રસિક ભાવ મોતીગૌરીને અત્યારે થઈ આવ્યો. તે તેની સાથે ઘેર જવાને સંકલ્પ-વિકલ્પ કરતી વિવાહમાં ફરવા લાગી. તેનું હૃદય પેલી વાતમાં ઘેલું અને મળવાના વિચારમાં મગ્ન થઇ રહ્યું. ઉત્તમ પોષાકમાં, સુંદર દેખાવમાં અને મનોહર શણગારમાં શરીરના આરોગ્યમાં અને આનં-દદાયક ઉત્સવમાં પ્રિયજનની દૃષ્ટિએ પડવામાંજ સ્ત્રીઓ પોતાને ધન્ય-ભાગ્ય સમજે છે. તેમાં સ્વરૂપની સફળતા છે. મોતીગૌરીને આમ થઇ રહ્યું હતું એટલામાં તેણે નગીનદાસને જોયો. દાસીને પ્રેરી તેણે તેને બોલાવરાવ્યો અને એક ખંડ આગળ મળીને કહ્યું કે, 'હવે મને રજા આપો. મારૂં હવે અહિં શું કામ છે? મુગટલાલ અત્રે આવ્યા છે તેમની સાથે હું આપણી ગાડીમાં ઘેર જાઉ?'

નગીનદાસ—મુગટલાલ મને મળ્યો પણ તેને હવે અહિંથી જવા દેવાય નહિ. તેમ વરકન્યા પરણી રહે ત્યાં સુધી તમારાથી પણ જવાય નહિ, તમારે હાથેજ બહેનને ચાંલ્લો કરવાનો છે તે કેમ ભૂલી ગયાં ?

મોતીગૌરી પોતાને માન મળવાનું હોવાથી પ્રસન્ન થઇ ગાલમાં હસી અને નીચું જોઇ બોલી કે, ' મુગટલાલ શું અહિં જમવાના છે ? મને મળ્યા વગર જવા દેતા ના. ' ' ઠીક છે તમે પણ અહિંજ રહેજો. ' એમ કહી નગીનદાસ બીજી તરફ ગયો. ઝુંપડાંમાં બનેલા બનાવ પછી થોડાજ દિવસમાં ગુલાબના સમજાવ્યાથી નરોત્તમદાસ શહેરમાં પોતાને ઘેર રહેવા આવ્યા હતા. મુગટલાલ નોકરીના રોકાણને લીધે તેમજ દુર્ગાપ્રસાદના ડપકાને લીધે નગીનદાસને ત્યાં ઘણો વખત થયાં જતો આવતો ન હતો. એકાદ અઠવાડિયું ન જણાયું એટલે પગ ભારે થયો અને જો કે નગીનદાસ અને તે બીજે ત્રીજે દિવસે મળતા, પરંતુ મોતીગારી અને મુગટલાલ તો ગુલાબની આકરી આંખને લીધે મહીનો થયાં મળવા પામ્યાં ન હતાં. મુગટલાલને બહુ તો નોકરીના રોકાણે અટકાવ્યો હતો. તેનું મન મોતીગૌરીને મળવા ચહાતું તોપણ મિત્રોની ટીકાથી તે ડરતો હતો. મોતીગૌરી ગુલાબકાકી ઉપર ખરેખરી ચિઢાઇ હતી. કાકીજીએ તેને કંઇ કહ્યું ન હતું, પરંતુ એકાદ બે વાર મશ્કરીમાં ઇસારા કર્યા હતા. 'ભેખ ન વાર્યો ને કણક વારી ' એમ તેણે યુક્તિથી આ માર્ગ લીધો હતો પણ ચતુર વહુ તે સમજી ગઇ હતી. મોતીગૌરીના હૃદયમાં મુગટલાલના સહવાસમાં અનુભવેલી ગમ્મત રમી રહી હતી. વ્યવસાયની મુક્ત થતાંવાંતજ તેનાં આંતરચક્ષુ એની છબિને જોયા કરતાં. વ્યવસાયમાં પણ તેનું મન મુગટલાલની યાદ કર્યા કરતું. ઘણીવાર કાકીજી સાંભળતાં પણ તે ઉંડા પ્રેમની અનુરક્તતા દેખાડતી કવિતાની કડીઓ ગાતી. સ્ત્રીનું હૃદય પ્રેમપરાયણ હોય છે. મોતીગૌરી પ્રેમથી ગદ્‌ગદ્ થઈ ગઇ હતી, જ્યારે જ્યારે એ પ્રેમ સાંભરતો ત્યારે ત્યારે શયનગૃહમાં જઇ છીપની મૂલ્યવાન દાબડી હાથમાં લઇ તે ગાતી કેઃ—

' શામળો ઘરેણું મારૂં સાચુરે. '

દાબડી ઉઘાડી તેમાંથી સોનેરી કિનારનું સુંદર ' મુલાકાત કાર્ડ. '

કાઢી તેમાંની કવિતા વાંચતી, ઝીણાં ઝીણાં છુપાં આંસુ પાડતી અને વારંવાર કાર્ડ ઉપરની મુગટલાલને હાથે લખેલી સુંદર અક્ષરાવલીઓ જોઇ જોઇને પરવશતા દર્શાવતા ધીરે મધુરે અને અસરકારક સ્વરે મનમાં ને મનમાં ગાતી કે–

અરે ! શુદા ! પિંજરમાં પડી છું ,
ઝુરી ઝુરી પોપટડા ! મરૂં છુ.

હું આ સ્થિતિ અનુભવું છું અને મુગટલાલ ડાક્તર ! આ નીચલો ઉત્તર અરે ! એ પ્રતિબંધને તોડી નાંખવાને આ મન બળ કરે છે છતાં તમારું પુરૂષ હૃદય એ પ્રતિબંધને નથી તોડતું ? શું બળવાને પણ એ બંધને બંધાયેલા રહે છે ?

મધુરિ ! મેના સત્ય સાંભરે છે:
પરંતુ આ પિંજર દુ:ખ દે છે.

તમે પણ પરાધીન, મર્યાદાથી બંધાયેલા રહેશો ? મારા કરતાં એ તમને વધારે વહાલી ત્યારે હુંજ ઘેલીને–અરે ! સ્ત્રીઓજ ઘેલીને કે, સપત્નીથી બંધાયેલા પતિ માટે ઝુરી મરે છે ? સ્ત્રીઓજ ઘેલી છે. સૌ કોઈ પસ્તાઈ પણ કોઇ સમજીજ નહિ ! ચકોર ને તેના પ્રેમનો બદલો મળે છે ? કદી નહિ, મળતો હોય તો તે એમ કહે કે–

જડાત્મા ! પ્રણય પીડા ક્યાંથી જાણે ?
ભૂલીરે હું તો તેજ કિરણને ખેંચાણે
જડાત્મા ! પ્રણય પીડા ક્યાંથી જાણે ?

તમે કદી કોઇથી ડગો નહિ ને ડગો છો ત્યારે મારૂંજ ભાગ્યને.

આમ બોલી શોકથી ગદ્દગદ્દ થઇ ગઈ. પ્રેમની પીડાને સહેતી મોતીગૌરીને આ સઘળું અત્યારે મંગળ પ્રસંગે યાદ આવ્યું પણ હમેશની માફક ખિન્ન ન થતાં ઉત્સાહ આણી તેણે મળવાનો દૃઢ નિશ્ચય કર્યો. સ્ત્રીમંડળમાં જઈ બેસવા છતાં પ્રેમપ્રફુલ્લ નેત્ર મુગટલાલને શોધતાં વીજળીની માફક આમ તેમ ફરવા લાગ્યાં.

એક બીજાને માટે ઘણા દિવસથી ઝૂરી રહેલાં વરકન્યાનાં એક તરફ જોડાં બાંધાયાં અને વિવાહ વિધિ પુરો થતાં મોતીગારીને સૌભા-



દાક્તર મુગટલાલને મોતીગૌરી કહ્યું:—' અહિંથી ખસતાજ
નહિ. આવી સો મરે એટલું પાપ.' પૃષ્ટ ૧૯[illegible] મું.

અની આશિષ દેવા તથા ચાંલ્લો કરવાને બોલાવવામાં આવી. આ વખતે દાક્તરનાં દર્શન થશે, એવા વિચારથી તેનું હૃદય ધડકી રહ્યું. એક ગૃહસ્થ તરફનો વિવેક કરવાને મુગટલાલ વરકન્યાવાળા મંડપમાં આવ્યો. મોતીગૌરીનાં નયનને ફરીને આનંદ થયો અને બીજી તરફથી તેની અધિર વૃત્તિએ નિરાશા બતાવી. વરકન્યા પરણી ઉઠયા પછી માણેકશેઠાણીએ મોતીગૌરીને બોલાવીને કહ્યું કે, 'વહુ ! તમારે જવું નહિ. તમારા સસરા અને કાકીજીને મેં કહેવડાવ્યું છે. નગીનને પણ બીજા પરોણાના બંદોબસ્ત સાથે પોતાનો બંદોબસ્ત કરવાનું કહ્યું છે.'

માણેકશેઠાણીના કહેવાને ના પાડાય તેમ ન હતું, મોતીગૌરીને વિવાહવાળા ઘરમાં કોઇ પ્રસંગ મળવાની આશા બંધાઈ હતી. વિવાહના વખતનું હિંદુ કુટુંબનું ઘર, સ્ત્રીઓના મનની આનંદઘેલી સ્થિતિ અને ઘણાં જાણીતાં અજાણીતાંથી ભરપુર અનુરાગીઓને આનંદના ધામરૂપ છુપા પ્રેમની વાત કરવાનો પ્રસંગ આપવાને અનુકૂળ સ્થળ બની રહે છે. કોઇ ભોજનની, કોઈ કપડાંલત્તાં બદલવાની અને કોઇ એકાંતમાં જઇ થોડી વિશ્રાંતિ લેવાની શોધમાં હતું. મોતીગૌરીએ પણ ઉશ્કરાઇ રહેલા પોતાના મનને વિશ્રાંતિ આપવાને સ્થળ શોધ્યું. માળાના ચારે માળ ખાલી હતા, દરેક ઠેકાણે ઝગઝગાટ દીવા બળી રહ્યા હતા. દરેક ઠેકાણે સુવા બેસવાને આરસપાટ ઢાળ્યા હોય તેવી ગોઠવણ પાણીપાત્ર અને જોઇતાં ઘટિત ઉપસાધનની તૈયારીઓ કરી મૂકેલી હતી. મોતીગૌરી એક, બે અને ત્રણ દાદર ચઢી અને સર્વ ઠેકાણે જોતી ગઇ તો, કોઇ સ્થળે કોઈ ખંડ ખુલ્લા હતા, કોઇ ઠેકાણે અડધ સુપ્તોત્થાન સ્થિતિએ આડા થયેલા તરૂણો સોકટાંબાજી ખેલતા હતા, કોઈ ઠેકાણે કપડાં ઉતારી ખંડના દ્વારમાં આવી કલમદાનના પટફલકને પકડી ઝીણી લાજ કાઢીને હસતી વહૂની સાથે વાત કરતા યુવકને જોતી જોતી એક દાસી સાથે મોતીગૌરી ત્રીજે માળ ગઇ. આ દિવાનખાનામાં કોઈ ન હતું. તેમાં દાખલ થઇને આરસપહાણના ટેબલ ઉપરથી પંખો લઇ સોફા ઉપર બેઠી.

'શેઠાણી બહુ થાકી ગયાં. પગ ચાંપું ?' સુરત તરફની ચિબા:

વલી દાસીએ સવાસલું કર્યું, પરંતુ તે બિચારી ન હતી જાણતી કે, તેને શકુંતલાના જેવાં પ્રિયજનનાં સંવાહન વચન સાંભળવાનું આળસ હતું. કંચુકીના સંધિઓનો ભેદ થાય તેવો ઉંચો શ્વાસ લઇ શ્રમ અને ગરમીને સૂચવતી ધીરે રહીને તે બોલી કે, 'ના, ના, તું હવે નીચે જા. એ મળે તો એમને અને દાક્તરને દેખું તો એમને ઉપર મોકલજે. માણેકશેઠાણી બોલાવે તો ઝટ તેડવા આવજે.'

'તમારે નીચે તો આવવું પડશેજ. જમશોની શેઠાણી ?'

'નહિ, મને જમવાની રુચિ નથી. સૌ જમી રહેશે ત્યાર પછી સવિતાબ્હેન અને શેઠાણી પાસે આવીશ.'

'હું એજ કહું છું. એમને સારૂં લાગે.'

'હું એ સમજું છું. તું જા.' દાસી પાછી ફરી. મોતીગૌરીનું માથું ઉઘડી ગયું અને તે સોફા ઉપરથી ઉઠી બારીએ ગઇ.

વય સમૃદ્ધિ માન અને વૈભવ સૌ મોતીગૌરીને ઉપકારક થયેલાં હતાં. વિવાહના પ્રસંગમાં તેનું મન જાણે મસ્ત બન્યું હતું. 'દાક્તર મુગટલાલ ક્યારે મળે અને ક્યારે એમને ઠપકો દઉં,' એવા પ્રેમના ગુસ્સાથી પણ તે ગરમ થઈ ગઈ હતી. બીજે માળ જોયેલાં વધૂવરને વલ્લભવલ્લભા ધારી તે પોતાને 'કેમ વખત મળતો નથી' એવો કંટાળો આણી ચિઢાઇ. દાસીએ પહેલા માળને દાદરે, સામા મળેલા મુગટલાલને ઉપર મોકલ્યો. તે દિવાનખાનામાં દાખલ થયો ત્યારે મોતીગૌરીની નજર બહાર હતી. બારણા સામે તેની પુંઠ હતી. દરવાજામાં પેસતાંજ તેનો મુંદર અને ભારે અંબોડો તેની સુધરેલી છટાદાર ગુંથણી તેની ઉપરનો પુષ્પ મુવર્ણ અને રત્નનો શણગાર તેજદાર હીરાના હારથી શોભતું આછા પિરોજી રંગની કંચુકીથી દબાયેલું પુષ્ટ માંસલ ઉન્નત ગોરૂં ગંડસ્થળ અને ભરાઉ મધ્યમાંગ તથા પોથીના રંગનું વમન કરતી પાની તરફ દૃષ્ટિને દોરતી મસ્તક ઉપરથી ઉતરી ગયેલી સાડીની ઝગઝગાટ કોર વગેરે જોઇ તેના મનમાં કંઇ કંઇ થઇ આવ્યું. દિવાનખાનામાં એક પગ મૂકી બીજો પગ ઉપાડતાંવાંત બારીમાંના પવને મોતીગૌરીની વેણીની કાનના અત્તરની અને તાંબૂલની

માદક ને મોહક સુગંધિએ તેને મત્ત બનાવી દીધો. તે બોલ્યો કે–

'વાહ શું ભભકો !' મોતીગૌરીને અત્યંત પ્રિય અને પરિચિત વચને પ્રેમના ઉછાળાભેર મુગટલાલની સામે ફેરવી દીધી. ઉભયનાં નેત્ર એક બીજાની સામું જોતાં ન વર્ણવી શકાય એવા અપૂર્વ ભાવને પામ્યાં. 'મેં તો તમને આવા કઠોર ધાર્યા ન હતા.' ખરેખર પેલી કવિતા ખરી છે કે–'પરદેશીની પ્રીત કભૂ ના કીજીએ.'

મુગટલાલ હજી તો ઉત્તર આપવા જતો હતો એટલામાં પેલી દાસી શ્વાસભરી ઉપર દોડતી આવી અને બોલી કે, 'શેઠાણી ! ચાલો ચાલો, ઝટ ચાલો. આપને બોલાવે છે.'

'અહિંથી ખસતાજ નહિ. આવી સો મરે એટલું પાપ જો અહિંથી એક ડગલુંએ ભરોતો. હું તરતજ ઉભી ઉભી અહિં પાછી આવું છું.' ધીરી ચાલને લટકે માથે ઓઢી મોતીગૌરી દાસીની આગળ થઇ અને મુગટલાલ તેની લટકદાર ચાલ અને કામે અકડાઇ ગયેલાં ભારે અંગનો મરોડ જોતોજ ઉભો રહ્યો.



## પ્રકરણ ૨૨ મું.

### આશાભંગ રતિ.

'ઓહો ! આપણે માણસો શું ધારીએ છીએ અને શું થાય છે. ઇશ્વર આપણા વિચારને હસે છે. લોકો કહે છે કે, 'ઇશ્વર કયાં છે ? પરંતુ તે તો સર્વત્ર વ્યાપી રહેલો છે. ખરેખર અંધ માણસ જેમ પોતાની આંખ આગળ પડેલી વસ્તુને દેખતો નથી તેમ માયામાં –અવિદ્યામાં મુગ્ધ થયેલા આપણે તેને દેખતા નથી, બાકી દરેક ઠેકાણે તે તો સભરભર્યો વ્યાપીજ રહેલો છે. વ્યજનની પ્રત્યેક ગતિએ જેમ પવનનું અસ્તિત્વ સમજાય છે તેમ મનુષ્યનાં પ્રત્યેક કર્મના પરિણામમાં વિવેકથી જોનારને ઇશ્વરનું અસ્તિત્વ સમજાય છે. કેવી આશાઓ ધરી કેવા કેવા વિચારમાં કાળ ગાળ્યો કેવી કેવી હિલચાલો અને કલ્પનાઓ કરી તથા કેવી કેવી ઉમેદોવાળા મનોરથ કર્યા અને

આખરે અરેરે એ બધુંએ એળે ગયું ! ભવિષ્યમાં શું થવાનું હશે ? અરે મનુષ્ય એક વાક્ય બોલી રહે તે પહેલાં શું થશે તેની કોને ખબર છે ? કોઇનેજ નહિ. એજ સત્ય ઈશ્વર બ્રહ્મ કે પરમાત્મા જે કહો તે એ સત્ય અને બીજું બધું મિથ્યા તે મિથ્યાજ. કર્મને ઇશ્વરાર્પણ કરવાનું જે પરમ રહસ્ય ભણતી વેળાએ ભણ્યા તે આજ આમ અનુભવમાં આવે છે. આપણે કંઈ કરતા નથી અને કરીએ છીએ તો તે તેને અર્પણ કરવું, એમ માનવું એજ ખરૂં છે. અરેરે ! આવા આવા વૈજ્ઞાનિક વિચારથી પણ શું થવાનું ? સંસારના ભાવ જ્યાં સુધી મન ઉપર અસર કરે છે ત્યાં સુધી તત્ત્વજ્ઞાનના વિચાર કરવા એ ખાલી દંભ છે. દંભ એ વસ્તુ બગાડે છે. તત્ત્વ સમજવાનો વિચાર કરવો ને સંસારમાં રચ્યાપચ્યા રહેવું એ શું ? ગીતાથી અર્જુનને જે સત્ય સમજાવવામાં આવ્યું તે એજ કે, ‘ તારે કર્મ કરવું અને તેમાંથી જ્યારે કાળે કરીને વૈરાગ્ય થાય ત્યારેજ ત્યાગ કરવો. ’

આ પ્રમાણે વિચાર કરનાર પુરૂષ વિચારની એકતારતામાંથી જાગ્રત થયો અને આસપાસ નજર ફેરવી તો એક નવયૌવન નવે આણે આણેલી વધૂ ફરતી જોવામાં આવી. હૃદયમાં સ્ફુરેલી અને દૃષ્ટિ સંમુખ ઉભેલી એ બે સ્ત્રીઓ વચ્ચેનો તફાવત તેનાથી સમજાયો. ફરીને તેના મનમાં વિચાર આવ્યા અને વળી ખુરસીમાં મસ્તક નાંખી તે મનમાંજ બોલ્યો કે ‘ રતિસુંદરીનો ત્યાગ કરવો એમ શું કરવાને વારંવાર તું મને કહ્યા કરે છે ? રતિનો તેં હવે ત્યાગજ કરેલો છે. એનામાં રતિ કરવાથી તું સામો આનો દ્રોહ કરવાના પાપમાં પડે છે. આશાભરી કુંવારી કન્યાને તેં નિરાશ કરી, તેનું તેં સર્વસ્વ હરી લીધું, અરે તેને દગો દીધો. તું પુરૂષ નાહિમ્મત થયો અધીર બન્યો કાયર થયો અને ભ્રમરરૂપે બીજા પુષ્પ ઉપર જઇ બેઠો પણ તે તો પોતાના વ્રતમાં અચળજ રહી. કેટલાક સ્ત્રીઓને નિર્બળ કહે છે પરંતુ હું તે માનતો નથી. સ્ત્રીઓ પુરૂષો કરતાં વધારે બળવાન નિશ્ચયવાળી અને હિમ્મતવાન હોય છે. રતિએ મને આ સમજાવ્યું. હું એને મળવા જાઉં અને એની સાથે શી વાત કરૂં . એને મળવું એ

એને અને મને પાપમાં નાખવા જેવું ઉભયનાં દિલ ઉશ્કેરનારૂં અને ઉભયના હૃદયમાં ખુંટેલા કાંટાને ખટખટાવવા જેવું છે. એને નહિ મળાય તેમાંજ હવે સારૂં છે. મારે માટે એ કુંવારી રહી એની ટેકીલી માતાએ એને કુંવારી રાખી અને મેં નિરાશ કર્યા તોપણ હજી, એ માદીકરીએ પોતાની હિમ્મત છોડી નથી. ખરેખર સ્ત્રીઓની હિમ્મતની તેમનો આ નિશ્ચય મને સ્તુતિ કરાવરાવે છે. વીરપ્રસાદને હજી ના પાડવામાં–ખુલ્લી ના પાડવામાં આવી નથી, પરંતુ હું ઇચ્છું છું કે, બીજા કોઈ પણ વર કરતાં રતિ એ પુરૂષનો હાથ ધરવાથી વધારે સુખી થશે માટે એમણે ના પાડવી જોઇએ નહિ '

મદનમોહન વીરપ્રસાદને યોગ્ય વર વિચારતો રતિસુંદરીના ગુણનું વિદ્યાનું અને રૂપનું સ્મરણ કરતો એકદમ ફરીને વળી મૌન થઇ રહ્યો. વાચકને જણાવવાની જરૂરજ નથી કે, ગુલકાંતના ઘરમાં મૂળજીએ ગુલકાંત ઉપર ગોળી છોડી આત્મઘાત કર્યા પછી મદનમોહન તેના કાકાના આગ્રહથી દેશમાં ગયો હતો. મોટી વયની પરણીને તરત ઘર ઉપાડી લે એવી ગામડાની તંદુરસ્ત અને સાધારણ ભણેલી કન્યા તે પરણ્યો હતો. હાલ મુંબાઇ આવી દુર્ગાપ્રસાદની નજીક ઓરડી લઇ ઘરસંસારી થઇ રહ્યો હતો. રામજીશેઠની પેઢીની વ્યવસ્થાને માટે ઉત્પન્ન થયેલા કેસમાં વિલનો નિશ્ચય કરી તાડ આણવા રતિસુંદરીને હાલ મુંબાઇ બોલાવવામાં આવી હતી. પેલો ટપાલમાં આવેલો બીડો રામજીશેઠે કરેલા વિલનો હતો. રતિએ મુંબાઇ આવી તથા મદનમોહન પાસેથી લઈ તે નરોત્તમદાસને આપ્યો અને તેથી કેસનો નિકાલ થયો. આશાભંગ રતિને જોઇ ત્યારથી જ્યારે મન નવરૂં પડે ત્યારે તેના વિચારો તેને આવતા હતા, અને અત્યારે પણ ઉપર જણાવ્યા તેવા ને તેવાજ વિચાર તે કરતો હતો.

' હું કેવી રીતે રતિસુંદરીને વીરપ્રસાદની ભલામણ કરૂં, અને ' તે તેને યોગ્ય છે ' એમ મારાથી કેમ કહેવાય ? જુદી જુદી સામાજિક સ્થિતિમાં ઉછરેલાં વરકન્યાનાં લગ્ન કદી પણ સુખી નીવડતાં નથી. ગુણ અને જ્ઞાન તેમજ ભિન્નભિન્ન આચારવિચારવાળાંનું કજોડું સૌથી

નઠારૂં કજોડું કહેવાય. વયનો ફેરફાર થોડા વખત પછી જતો રહે છે પણ મનનો ફેરફાર તો કોઈ દહાડો મટતોજ નથી. તે તો જેમ જેમ એક બીજાના વિરૂદ્ધ ગુણ જણાતા ને અનુભવમાં આવતા જાય તેમ તેમ વધારે અભાવ ઉત્પન્ન કરાવતો જાય છે અને એકાકારતાને ઠેકાણે તેમના મનમાંનું અંતર પ્રતિ દિવસ વધતું જાય છે. વરકન્યાના આચાર વિચાર અને સામાજિક સ્થિતિનું સામ્ય હોવું એ બહુ અગત્યની બાબત છે. અત્યારે પશ્ચિમ તરફની કેળવણી ચાલી રહી છે. જેઓ તેમાં કેળવાય છે તેઓ જુની કેળવણી અને તેમાં કેળવાયેલાં માટે સાધારણ રીતેજ હમેશ તિરસ્કાર બતાવે છે. એક આપણી જુની કેળવણીનો માણસ અને એક નવી કેળવણી પામેલો માણસ આગગાડીમાં સાથે પ્રવાસ કરતાં પણ એક બીજાની સાથે ભાવથી બોલતા-ચાલતા કે બે ઘડીની મિત્રતા કરી ગમ્મત મેળવી શકતા નથી તો પછી જુદી જુદી કેળવણીનાં એક બીજાથી તદનજ જુદા રીતરિવાજનાં વરકન્યાને મરણ વગર કદી પણ ન છૂટે એવા સંસારના—કે જેમાં અનેક જાતની ખટપટો અને વ્યવહારના વાંધાસાંધા નડ્યાજ કરવાના તે સંસારના ગાડામાં જોડવાથી શો ફાયદો ? ગુણનું વયનું જ્ઞાનનું આચાર-વિચારનું અને જુદી જુદી કોમનું કજોડું કદી સુખી થતું નથી. રતિસુંદરી જેવી સુશીલ કન્યાને મુંબાઇ જેવા વાતાવરણમાં ઉછેર્યા પછી તેની માતા ગુજરાતના જાડામાં જાડા કંજુસ બાવ્રડ અને ચરોતરના વાતાવરણમાં ઉછરેલા આખેડ વર સાથે ઝોકય ઉપર નાંખવાને આનાકાની કરે એમાં નવાઇ નથી. એમ કરવામાં આવશે તો બાઇને કે ભાઇને કોઈને સુખ પડશે નહિ. તેઓ તેલપાણીની માફક જુદાં ને જુદાંજ રહેશે. રતિસુંદરીનું હૃદય વીરપ્રસાદ સાથે કદી નહિ મળે. મારાથી એવી ભલામણ થાય નહિ. મારે તે વાતજ હૃદયમાંથી કાઢી નાંખવી જોઇએ. હું અને રતિસુંદરી હવે એક બીજાને સંભારવા યોગ્ય નથી. હવે તો અમારે એજ ઇચ્છવું જોઇએ કે ઇશ્વર અમારા હૃદયમાંથી અમને એકબીજાને ભુલાવી દેવડાવે અને એકબીજાના સ્મરણરૂપ માનસિક પાપથી પણ મુક્ત રાખે.'

મદનમોહનના મનમાં છેલ્લો વિચાર ચાલતો હતો એટલામાં તેની વહુને છિંક આવી અને તે વળી પાછો વિચારમાં પડ્યો. તેની વહુ શિવગંગાનું વાચકને ઓળખાણ પડ્યું હશે તોપણ સ્પષ્ટતાને ખાતર આપણે કહેવું જોઇએ કે, મદનમોહન જેવા ભણેલાગણેલા વરનો હાથ મેળવવા ભાગ્યશાળી થયેલી આ યુવતિ લગભગ પંદર સોળ વર્ષની વયની ખીલેલા સુંદર ઘઉંવર્ણા શરીરની ગામડાની શાળામાં થોડુંક ભણેલી, પણ ઘરના કામકાજમાં બહુજ બાહોશ અને શીલની મૂર્તિ હોય તેવી પવિત્ર રૂપાળી વધૂ હતી. પરણીને તરતજ તે મુંબાઈ આવી હતી. સાસરામાં બીજું કોઈ સગું નહિ હોવાથી ઘર તેને ઉપાડી લેવું પડ્યું હતું. મદનમોહનના જે પિતરાઈ કાકાએ શિવગંગાનું માગું સ્વીકારી તથા આટલો શ્રમ લઇને લગ્ન કરાવી આપ્યું હતું તેની પુત્રી ઝીણી-બહેનને મુંબાઈ આવતાં આગ્રહથી શિવગંગા સાથે લઇ આવી હતી.

દુર્ગાપ્રસાદની વહુએ જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે મુંબાઇની ઓરડીમાં જોઇએ તેવો સરસામાન લાવી, વહુને સંતોકભાભીના અને કાકાની દીકરીને વહુના હાથ તળે રાખી અડધા વર્ષને માટે અધુરો રહેલો અભ્યાસ તેણે ચાલુ કર્યો હતો. વેણીલાલ, દાક્તર અને ટ્યુશનમાંથી તેને મદદ મળતી. ભવિષ્યમાં સારા પગારની તેને આશા હતી. શિવગંગાએ સંતોકે બતાવ્યું તેમ ઘર ચલાવવા માંડ્યું તેમજ સ્વામીનો વખત કેવો અમૂલ્ય છે તે પણ સમજી ગઈ. નણંદભોજાઇ હોંસથી ઘરકામ કરતાં સાથે હરતાંફરતાં અને ખુશીથી રહેતાં હતાં. મદનમોહનનાં અભ્યાસથી ખિન્ન થયેલાં લોચન તેમને જોઇ આનંદ પામતાં. તેમના નિખાલસ હૃદયના ખરા ઉમળકાના વહાલથી તેનો અંતરાત્મા જે આટલા દિવસ એકાંતવાસી થઇ રહેલો હતો તે ખુશી થતો. શિવગંગાનું હૃદય નિર્મળ નીતિ અને ગુણથી ભરપુર હતું કારણ કે, તેને ગામડાની માતાનું સાદું શિક્ષણ મળેલું હતું. મોટી વસ્તીવાળાં અનેક દુર્ગુણોના ધામ રૂપ સુંદર નગરો કરતાં નૈસર્ગિક લીલાથી ભરપુર ગામડામાંજ નીતિ અને ગુણનો વાસ અધિક હોય છે. જે પ્રપંચ જે જીવનકલહ અને જે પાપાચરણ નગરમાં નજરે પડે છે તે ગામડાંમાં બિલ-

કુલ નજરે પડતાં નથી. જે પવિત્ર જગાઓ કુદરતી લીલાથી મનોહર હોય છે તે ક્વચિતજ પાપબુદ્ધિવાળાં પ્રાણીના સંચારથી ત્યાં બગડે છે. વિદ્વાનોએ જે કંઇ ઉત્તમ જણાવ્યું છે અને માનવ મને જેને શ્રેષ્ઠ કહ્યું છે તે, જીવનકલહના મિથ્યામોજના અને ક્ષુદ્રવિચારોના ભોગમાં પચેલાં નગરોમાં હોતું નથી. નગરો મલિન વૃત્તિવાળાં અને ગામડાં નિર્મળ આદર્શ રૂપ ઇતિહાસમાં વર્ણવાયાં છે તે વાસ્તવિક છે. મનુષ્યના ચરિતમાં જે જીવો બીજાને ઉદાહરણ લેવા યોગ્ય જીવન-ચરિત મૂકી જાય છે તેઓનાં મન ઉપર એજ પવિત્ર સ્થળોની છાપ પડેલી હોય છે. સતીત્વ ગામડાંમાંજ વિશેષ જોવામાં આવે છે. ગામ-ડામાં માણસો નાગરિકોને હસી કાઢવા જેવાં નહિ પરંતુ અભ્યાસ કરવા જેવાં નિર્મળવૃત્તિ અને પવિત્ર સ્વાભાવિક જીવનથી ભરપુર સચ્ચ-રિતશાળી હોય છે, એમ મદનમોહન તેની વહુના સ્વાભાવિક વર્તન અને ચરિત ઉપરથી વારંવાર પોતાના મનને ટોકી ટોકીને કહેતો હતો. શિવગંગા ખરેખર તેવીજ ગુણવાન વધૂ હતી. રતિના વિદ્યાથી નાગ-રિક ચેનચાળાથી અને નવી નવી ફેશનથી આકર્ષક દેખાવ કરતાં શિવગંગાનો ચારિત્ર્યથી રમણીય આદર્શ જેવો સ્વાભાવિક દેખાવ મદનમોહનને ઘણીવાર રતિસુંદરી કરતાં તેને વધારે ઉત્તમ ગણી પોતાને સુભાગી ગણાવતો. શિવગંગાએ પોતાના ગુણથી મદનમોહનનેજ નહિ પરંતુ મુંબાઈ આવતાંવાંત સંતોક તથા તેનાં છોકરાં અને અડોસી પડોસી જે કોઇ એના સમાગમમાં આવ્યું તેને મુગ્ધ બનાવી મૂક્યાં હતાં.

મદનમોહને ખુરસીમાં ટટાર થઇ પાણી માગ્યું. નણંદભોજાઇ તોરણ ભરવા બેઠાં હતાં તેમાંથી શિવગંગા તરત ઉભી થઇ અને પાણી લેવા અંદર ગઈ. છોકરીએ ઉઠી ભાઇની પાસે જઈ કહ્યું કે ‘ જુઓ ભાઈ! સંતોકભાભીએ બતાવ્યું તેમ આ ઝુમખું મારાં ભાભીએ તૈયાર કર્યું. જુઓ, તેમના આ નમુના કરતાંએ બહુ સરસ થયું છેને ? ’ મદન-મોહન બોલ્યો કે, ‘ પણ તેં શું કર્યું તે બતાવને ? ’ ‘ મારું તો હજી તૈયાર થાય છે. ભાભી મોટાં એટલે એ ઝટઝટ કામ કરે છે અને વળી મને એ પાછાં વાત કરાવતાં જાયની ? ’ છોકરીએ મજેની વહા-

લબરી લલિત ભાષામાં પોતાનો બચાવ કર્યો. ' અધુરું હોય તો અધુરું લાવ, હું જોઉં. નમુના સાથે નહિ પણ એમને એમ તમારા બેની ગુંથણીમાં કોનું સરસ છે તે જોઇએ. ' મદનમોહને બ્હેનને લડાવી. તેણે પોતાનું ગુંથણ લાવી ભાઇના હાથમાં આપતાં કહ્યું કે ' જુઓ, આ બધું મેં કોઇને પુછ્યાગાછ્યા વગરજ મારી મેળે તૈયાર કર્યું છે. જુઓ, મારાં ભાભીની ગુંથણી સારી છે કે નહિ ? ' ભાઇબહેન આ પ્રમાણે વાત કરતાં કરતાં તોરણની ગુંથણી જોતાં હતાં એટલામાં કાસંડી ને પવાલું લઈ શિવગંગા બહાર આવી. નણંદના છેલ્લા વાક્યનો જવાબ દેતાં, ધીરા મજેના સ્પષ્ટ અવાજે તે બોલી કે ' નણદલ તો બહુ મીઠડાં છે. ' મદનમોહને હસીને તેની સામું જોયું એટલે ખસી ગયેલું છાયલ કપાળ ઢંકાય એટલે આઘું આણી તે ખુરસીની પડખે ઉભી રહી અને પાણીથી ભરેલું પવાલું મદનમોહન સામે ધર્યું.

શિવગંગાના હાથમાંથી પવાલું લઇ મદનમોહન બોલ્યો કે, ' ઝીણી બહેન ! ખોટું ના બોલ. તારૂં ગુંથણ બહુજ સરસ છે. તું તો વળી કહે છે કે, તેં કોઇને પુછ્યાગાછ્યા વગર પોતાની મેળેજ તૈયાર કર્યું છે. હું પરીક્ષા લેવા આવેલો હોઉં તો તનેજ ઈનામ આપું. ' તે આમ કહીને પાણી પીવા લાગ્યો, અને ઝીણીબહેન બોલી કે ' ઇનામ તો હું ભાભીને શાનુંજ લેવા દઉં ? હુંજ લઉંતો. મારાં ભાભી ને હું પરીક્ષા આપીએ તમે પરીક્ષક હો અને પછી ભાભીને ઈનામ અપાય ખરૂં કે ? અને હું તે લેવાએ દઉંકે ? ' ઝીણીબહેને ભાઇભોજાઇની આગળ મજેનો પરિહાસ રસ રેલાવ્યો.

' શાબાશ ઝીણીબહેન, શાબાશ ! ભણવાગણવામાં અને સ્પર્ધાળુની સાથે સ્પર્ધા કરવામાં હમેશ આવીજ ખંત રાખીએ. સંતોકભાભી તારાં બહુ વખાણ કરે છે બહેન ! ' કહે છે કે, ' કામકાજમાં તું તો તારી ભાભીને બહુ મદદ કરે છે. ' શિવગંગાએ કહ્યું કે ' હું ના કહુંછું તોપણ નણદલ તો સપાટાબંધ આગળ આગળ ફરી વળે છે. નણદલે તો સંતોકભાભીજીને અને મને ઘરનું કામ કરી કરીને કામણ કર્યાં છે. ' ભાઇભોજાઇ બેઉને પોતાનાં વખાણ કરતાં સાંભળી ઝીણીબહેન મૌન

રહી, અને ગુંથણકામ ભાઇના પગ ઉપરથી ઉપાડી લઇ પોતે જ્યાં એઠાં હતાં ત્યાં મૂકવા ગઇ. મદનમોહન ઉંચું ડોકું કરી શિવગંગા સામું જોઇ હસ્યો. શિવગંગાએ શરમાતાં શરમાતાં ગાલમાં જરાક સામું હસી સ્નેહરસથી ભરેલી આંખ બીજી તરફ ફેરવી લીધી. વહુવારૂપણું સાચવવા આંખમાં પણ અમર્યાદાને નહિ આવવા દેતાં તે ભારેખમ થઇ હૃદયમાં હસતી ઉભી. તેને જોઇ મદનમોહનને આનંદ થયો. તે મનમાં ને મનમાં બોલ્યો કે 'તંદુરસ્તી સાથેજ સૌંદર્ય અને તંદુરસ્તી સાથેજ બુદ્ધિમત્તા રહેલાં છે. તંદુરસ્તી સારી હોય તો મન પણ સારૂંજ હોય, અને મન સારૂં હોય તો તેને કેળવાતાં ઝાઝી વાર લાગે નહિ.' તેણે પાણીને માટે ખાલી થયેલું પવાલું પાછું શિવગંગા તરફ ધર્યું. શિવગંગા વિચારમાં હતી તેથી મદનમોહનનો પવાલું ભરાવવાને લંબાયેલો હાથ કેટલીક વાર લગી લંબાયેલોજ રહ્યો. તે એમેમ જેવી ઉભીજ રહી, એટલામાં ઝીણીબ્હેન હસતી ને કૂદતી કૂદતી અંદર આવી ને મોટેથી બોલી કે:—

ભાભી ! ભાભી ! કેમ, આમ ?

શિવગંગાને ફેમ આવી. તેણે લચી પડતી કમ્મરે અને નમી જતી નાજુક બાહુલતાએ કાસંડી ઉંચી કરી 'નણંદે આપણી આંખોના ભાવ જોયા તો નહિ હોય' એવા વિચારે લજ્જાથી ઘેરાઈ ગઈ હોય તેમ શરમાતાં શરમાતાં મદનમોહને ધરેલા પ્યાલામાં જળ રેડ્યું. પણ તેમ કરતાં કરતાં પાછી તે જાણે પોતાને ભૂલી ગઇ હોય તેમ પ્યાલો ભરાઇ જવા છતાં જળાધાર કમી કરી શકી નહિ. મદનમોહને હસીને હાથ ખેંચી લીધો ને તાળી પાડી નણંદ ખડખડાટ હસી પડી. શિવગંગા વધારે લજ્જાથી એકદમ પાછી ફરી ઓરડીમાં જતી રહી. ઝીણીબ્હેન હસતી હસતી ભાભીની પછવાડે દોડી ગઇ. મદનમોહન હસીને ઉભો થયો અને હંસરાજને મળવા મિત્રે/રતિસુંદરીને દિલાસો દેવા જવાને નીકળ્યો.

નરોત્તમદાસે ભાગ વહેંચાવવા બાબત માંડેલો મુકરદમો રતિસુંદરીના મુંબાઇ આવ્યા પછી અને રામજીશેઠનું વિલ પ્રકટ થયા

પછી સમાધાન થઇ ગયો હતો. સવિતાની વતી હંસરાજને વિલથી મોટો વારસો પ્રાપ્ત થયો હતો. માણેકશેઠાણી તથા દેવકાં એ જોડાને સુખ ભોગવતું જોઇ અત્યંત રળિયાત થતાં હતાં. વારસામાં પાંચ હજાર રૂપિયા રતિસુંદરીને આપવામાં આવ્યા હતા. તેને નામે હંસરાજે તે દુકાનમાં રાખ્યા અને નગીનદાસની સાથે નવું પંત્યાણું કરી વેપાર જેમનો તેમ ચાલુ રાખ્યો. રામજીશેઠના ઘરમાં અને પેઢીમાં નવી જુવાન વ્યક્તિઓ જોડાઇ. નરોત્તમદાસ તથા માણેકશેઠાણીને તેઓ સારી રીતે કારભાર ચલાવી શકશે, એવી ખાતરી થઇ. નરોત્તમદાસે ઘણાં નાણાં પેઢીમાંથી ઉપાડી જુદાં રાખ્યાં હતાં અને તેમનો પોતાનો સુરત જઇ રહેવાનો વિચાર હતો, પરંતુ નવા માણસોને પેઢીનો માર્ગ બતાવવા તે મુંબાઇ ખોટી રહેલા હતા.

મુંબાઈ આવતાં રતિસુંદરીને સઘળું બદલાઇ ગયેલું જણાયું. સૌની આશાઓ ફળી હતી. મદનમોહનને સ્ત્રી સાથે ઘરસંસારી થઇ રહેલો જાણ્યો ત્યારે તેને બહુ લાગણી થઇ. તેના મનમાં ઉત્પાતક વિચારોથી ઘણીવાર તરેહવાર ભ્રમણાઓ થતી અને વારંવાર ઉશ્કેરાઇ જઈ આ જગતને તે મિથ્યા માનતી. પોતે ઇચ્છેલા જનનું બીજાથી વધેલું સૌભાગ્ય જોઇ તે ખુશી તેમજ ખિન્ન થતી. નિરાશા સ્ત્રીઓને એટલી બધી અસર કરે છે કે, તેમનું રૂધિર આત્મકલેશથી બળી જાય છે. રતિસુંદરીને આ પ્રમાણે થયું. મદનમોહનનું બીજી સ્ત્રીથી વ્યવસ્થિત થયેલું ગૃહરાજ્ય વખાણાતું તેના સાંભળવામાં આવ્યું ત્યારથી તેનું મન પડી ગયું. કોઇ કોઈ વાર તે આત્મઘાતના વિચાર કરતી. કોઇ વાર તેને બીજા કોઇ સુભાગી નરનો હાથ પકડી વધારે સૌભાગ્યવતી થવાની આશા ઉત્પન્ન થતી, છતાં પણ હૃદય વારંવાર જુના પ્રેમ તરફ ખેંચાયા કરતું. આમ મદનમોહનને પણ શરમ આવતી અને જો કે, તેના મનમાં કોઈ પણ પ્રકારની અસર ન હતી તોપણ તેનું અંતઃકરણ રતિસુંદરી તરફ ખેંચાયા કરતું. કેટલાક દિવસ થયાં તે તેને મળવાનો વિચાર કરતો હતો. 'રતિસુંદરી એકાદ બે દિવસમાં જનાર છે' એવું સાંભળવામાં આવવાથી મદનમોહન હંસરાજને બંગલે આજ તેને મળવા આવ્યો.

હંસરાજના બંગલામાં એક એકાંત ખંડમાં રતિસુંદરીનો ઉતારો હતો. ઉપર જણાવ્યું તેમ મનની ખરાબ અવસ્થાનો અનુભવ લેતી તે ત્યાં પોતાનો કંટાળો આપતો વખત કાઢતી. જ્યાં સવિતા સાથે કન્યાભાવથી આજ સુધી તે રમતી, ત્યાં હાલ સવિતા તેને ઢાંકી નાંખે તેવા સ્ત્રીરૂપમાં આવી ગઇ હતી. સ્વામી અને સ્નેહીને પ્રિય થઇ પડી હતી અને ઘરની કરતાકારવતા શેઠાણી અને માનવતી થઇ હતી. સવિતાની સાથે પોતાને સરખાવી રતિસુંદરી ઘણીવાર અંતરમાં કલેશ કરતી. સવિતા સમજુ હતી અને રતિસુંદરી મુંબાઇ આવ્યા પછી તેને જે અસર થઇ હતી તે પણ તેના સમજવામાં આવી હતી. એક સહજ ભૂલથી મદનમોહન સ્વદેશ જઈ પરણી આવ્યો તેથી રતિના મનની બધી આશાઓ એળે ગઇ હતી. સવિતા આ બધું સમજતી હતી. પોતાના પિતાએ છેલ્લે વખતે જેને દીકરી સમાન ગણી પોતાની મિલકતમાંથી એક ભાગ આપેલો એવી રતિને તે પોતાની જિંદગીની બહેન હોય એવી ગણી તેના વિપરીત ભાગ્ય માટે દિલગીર થતી હતી પરંતુ શું કરે ? મનુષ્યનાં ભાગ્ય એક બીજાથી તદન જુદાં હોય છે. એકજ ઉદરમાંથી ઉત્પન્ન થયેલાં બે ભાંડુ એક બીજાથી હજારો ગાઉના અંતરવાળા માર્ગોએ જુદાં પડે છે. એકજ ગાંઠે ઉત્પન્ન થયેલા બોરડીના બે કાંટામાંનો એક સીધો અને બીજો વાંકો થાય છે. કર્મજ મનુષ્યને એક અથવા બીજે માર્ગે ઘસરડી લઇ જાય છે, તો પછી મનુષ્ય મનુષ્યને સુખ કિંવા દુ:ખ કેવી રીતે આપી શકે ? કર્માનુસાર માર્ગે મનુષ્યને તેનું ભાગ્ય ખેંચી જાય છે માટે સુખમાં અને દુ:ખમાં સમાનતા રાખવી. રોટલામાં સુખ માનવું, મોટી ઇચ્છા ન કરવી, જે પ્રાપ્ત થયું હોય તેમાંજ સંતોષ લેવો, એ વચનો અસમર્થતાનાં આશ્વાસન નથી. સમાનતામાં ઉછરેલાં બે મનુષ્ય જ્યારે કર્મના વૈષમ્યમાં ભિન્નભિન્ન સ્થિતિએ પહોંચે છે ત્યારે તેમને એજ આશ્વાસન લેવું પડે છે, નહિ તો કોઇ એવો સાધુ કે સંતોષી તો જવલ્લેજ હશે કે, જે સુખ વૈભવ ધન સંપત્તિ અને માન પાન ન ઇચ્છે ? જેને મળતું નથી તેને મન વાળવાનું તો છેજ. સવિતાની ઇચ્છાઓ દરેક રીતે સફળ થઇ અને



સવિતા તથા મદનમોહન રતિસુંદરીનાં જોસદાર નિરાશા ભરેલાં વચન સાંભળી વધારે દિલગીર થયાં. પૃષ્ઠ ૨૦૧ મું.

રતિસુંદરી કે જેણે સાવતાના કરતાં પણ વધારે માનસિક ઔનત્યવાળાં દાંપત્યની ઇચ્છા કરી હતી તે આજ પોતાને હતભાગ્ય ઉત્સાહ વગરની અથવા પોતાને કોઇ પણ રીતે પસંદ ન આવે એવા વરને વશ થવાની સ્થિતિમાં આવી પડેલી જોતી હતી. સવિતા રતિનું દુર્ભાગ્ય જોઈ તેને માટે દયા ખાતી. તેના મનના ભાવ સમજી તેને આશ્વાસન આપતી. પોતાથી બને તેવી સહાય આપવાની તેને ખાતરી આપતી હતી પરંતુ રતિસુંદરીને કોઇ વાત ઠીક લાગતી નહિ. પોતાના ભાગનાં નાંણાં કોઇ ધર્મ કાર્યમાં નાંખી દેવાની સત્તા આપી તે પાછી સ્વદેશ જવાને ઉતાવળ કરતી હતી. સવિતા તથા માણેકશેઠાણી દુર્ગાના આગ્રહના પત્રો આવતા હોવાથી તેને ના પણ કહી શકતાં ન હતાં. ઉમ્મરલાયક થયેલી જુવાન છોકરીને પરદેશમાં રાખવી એ દુર્ગાને ઠીક લાગતું ન હતું, તેમ વીર-પ્રસાદને હા કહેવી કે ના પાડવી, એ વિષે પુત્રી સાથે છેવટનો વિચાર કરી જોવો, એ પણ ઉતાવળનું કારણ હતું. રતિને સ્વદેશ જવાની ઉતાવળ હતી. આજ તે સઘળી તૈયારી કરી પોતાના ખંડમાં બેઠી હતી એટલામાં મદનમોહન આવી પહોંચ્યો.

સવિતા તેને લઇ રતિસુંદરીના ખંડમાં આવી. રતિસુંદરીએ ઉતરી ગયેલા ખિન્ન મુખે જ્યારે તેના સામું જોયું ત્યારે મદનમોહનને એક આશાભંગ સુંદરીના હૃદયનો ખરેખરો દેખાવ સમજાયો. ત્રણે હૃદય ત્રણે મુખ અને ત્રણે વૃત્તિ ભિન્નભિન્ન જણાઇ. સવિતા અને રતિ સોફા ઉપર બેઠાં અને મદનમોહને ખુરસી લીધી. સવિતાએ પ્રથમ વાત કરવા માંડી. કેવી વાત કાઢવી અને કેમ બોલવું, તે તેને ફાવતું ન હતું. વારંવાર વચમાં અટકી જતી. કવચિત સવિતા તથા મદનમોહન કોઇ વગર કારણની બાબત ઉપર બોલતાં પણ વિષય ટુંકો થઈ જતો. રતિસુંદરી કંઇ બોલતીજ ન હતી. તે નીચું જોઇ મૌન રહી હતી. તેનાં અંગ મનસ્તાપથી ઓગળી જતાં હોય તેમ શરીર ઉપર પ્રસ્વેદ થઇ આવતો. વારંવાર મોટો ઉષ્ણશ્વાસ લેતાં મુખ ઉંચું કરી મદનમોહન તથા સવિતા તરફ આંખ ફેરવી તેમને પોતાનું મન ન સમજાય, તેવો ખોટો યત્ન કરતી. ઘણીવાર આ પ્રમાણે વાતનો વિષય ન મળવાથી ત્રણે

જણુને મૌન બેસી રહેવું પડતું. સવિતા છેવટ કંટાળી. તે અડધો કલાક થયો એટલે બોલી કે, "મદનમોહન ! આજ તમને મુલાકાત થાય એમ લાગતું નથી. નગીનભાઇને ઘેર તેઓ કંઇ અગત્યને કામે જવાના હતા. રતિસુંદરી પણ આજ જવાનાં છે.'

મદનમોહન—હંસરાજશેઠને નહિ પરંતુ આમનાં માતુશ્રી વગેરેની તબિયતના સમાચાર પૂછવાને માટેજ હું અહિં આવ્યો છું. ગુણસાગરના કુટુંબ ઉપર પડેલી આફત માટે આપણે સઘળાં દિલગીર છીએ. આશ્વાસન આપવા સિવાય તેમના દુઃખમાં આપણે બીજું શું કરી શકીએ તેમ છે ?

રતિસુંદરીની આંખમાં પાણી ભરાઈ આવ્યાં. તેનું હૃદય ફાટી પડે તેમ થયું, અધર ધ્રૂજી ગયા. પોતાની ઉપર ગુજરેલા કોઇની પણ દયા ઉસ્કેરે એવા દુઃખ માટે શોક મગ્ન થતાં થતાં તે નીચું જોઇ બોલી કે, 'અમારા પડતા ભાગ્યમાં જેમણે અમને સહાય કરી છે તેમનો ઉપકાર માનવાનો કે તેમને મળવાનો પણ અમને ઈશ્વરે અવકાશ આપ્યો નહિ. મારી ગરીબ માતા હમેશ શોક કરે છે, નિરંતર તમારા જેવા માણસોનો ઉપકાર માનતાં પોતાના પડતા ભાગ્યનો પરિતાપ કરે છે. અમે એક એવા સ્થાનમાં જઇ પડયાં છીએ કે જ્યાં અમને આશ્વાસન આપે એવાં અમારા પરિચયનાં પ્રિયજન પણ નથી. અમે વધારે અને વધારે દુઃખ અને વિવિધ ઉપાધિમાં આવતાં જઇએ છીએ. ગુજરાતના લોક સુખી કહેવાય છે, પરંતુ અમારે ભાગ્યે તો તે પણ આજે સુખી નથી. અમે એવે વખતે દેશમાં જઇ રહ્યાં છીએ કે જે કાળે હજારો લોક અમારા જેવા દુર્ભાગ્યમાં ડૂબેલાં ને નિરાધાર થઇ પડેલાં છે. સૌ મરકીના વ્યાધિથી હેરાન હેરાન થઈ ગયેલાં છે. એક તરફથી લોકો મરકીમાં સપડાયાં છે ત્યારે બીજી તરફથી વળી દેશમાં કદી પણ નહિ, અરે ! એક સૈકાથી નહિ પડેલો એવો ભયંકર દુકાળ પડયો છે. હજારો લોક પોતાના પેટનાં છોકરાંને તજી દેશાવર નાસી જવા લાગ્યાં છે. દુઃખ જોવાનાં અમારાં ભાગ્ય ! અમારાં પરિચિત સ્નેહીઓ સુખી હો, તેમના સુખમાં વૃદ્ધિ થાઓ અને તેઓ નિરંતર અમારા પ્રતિ દયાની

દૃષ્ટિથી જોતાં રહો, એજ અમો ઇચ્છીએ છીએ. સવિતાબ્હેન ! તમે જાણુતાં તો હશો કે, મદનમોહન પરણી આવ્યા છે તે બાઈ ઘણી ગુણવાન રૂપાળી અને શીલ સ્વભાવની છે. સંતોકબ્હેન તરફથી એમના ગુણની મેં બહુ વાત સાંભળી છે. હું જ્યારે મારી માતાને આ વાત કહીશ ત્યારે તે જરૂર તેમના સારા ભાગ્ય માટે આશીર્વાદ આપશે. ભાગ્ય સવળું હોય તો મનુષ્યને કોલસાની ખાણોમાંથી પણ રત્ન મળી આવે છે. મનુષ્ય પોતે કંઇ કરી શકતું નથી, ભાગ્યજ મોટું છે.'

રતિસુંદરી લાગણીના જોસથી આટલું બોલી એટલામાં તેના કપાળ ઉપર પરસેવો થઈ આવ્યો અને કંઠ રૂંધાઈ ગયો. સવિતા તથા મદનમોહન તેના જોસદાર પણ દુઃખની ઉંડી લાગણીવાળાં નિરાશા ભરેલાં વચન સાંભળી વધારે દિલગીર થયાં. રતિસુંદરી બોલી રહી અને ફરીને ખંડમાં સર્વત્ર નીરવતા ફેલાઈ. મદનમોહનને ઉત્તર આપવો તે દિલગીરીમાં વધારો કરવા જેવું લાગવાથી ચૂપ રહ્યો.

રતિસુંદરીના ભાષણનો ઉપસંહાર કરતાં ધીરેથીજ સવિતાએ ઉત્તર આપ્યો કે, ' બ્હેન ! ભાગ્ય વિચિત્ર છે વાત એ ખરી, પરંતુ મનુષ્યે કદી નિરાશ થવું નહિ. તમારો અને તમારાં માતુશ્રીનો સ્વભાવ અમારા જાણુવામાં છે. તમે તમારા ઉપર ઉપકાર કરનારને ભૂલી જાઓ એવાં નથી, પરંતુ તમારે દિલગીર થવું નહિ. વારંવાર કલેશ કરવો નહિ. આ જગતમાં કોઈ એક બીજાની સમાન રહી શકતું નથી. 'પાંચ આંગળીઓએ સરખી નથી.' પોતાને જે જે વખતે જે સ્થિતિ પ્રાપ્ત થાય તેમાં પ્રસન્ન રહેવું અને સારી સ્થિતિએ જવાને ઉદ્યોગ કરવો. જે માણસ નિરાશ થાય તે ઘણું ગુમાવે છે માટે નિરાશ થવું નહિ. સંસારમાં પ્રવર્તવાની જ્યાં સુધી ઇચ્છા છે ત્યાં સુધી ઉમેદ રાખવી અને જ્યારે એ વૃત્તિ વિરામ પામે ત્યારે વૈરાગ્ય લેવો. તમારા નિરાશ વચને મને ઘણું ઘણુંજ લાગી આવે છે. મદનમોહન તમારી નિરાશાથી મારા કરતાં પણ વધારે દુખી થતા હશે. એમણે અને તમે જે ઉમેદો ધરી હશે તે ઈશ્વરે સફળ કરી નહિ એ મોટી દિલગીરીની વાત છે, તથાપિ હવે એ વાત મનમાં લાવવી નહિ. જુની વાત ભૂલી

જવામાં જેટલું સુખ છે તેટલુંજ બલ્કે તેથી વધારે દુઃખ તે વારંવાર તાજી કરવામાં છે. તમનેજ નહિ પરંતુ તમારાં માતાજીને પણ હું તમારી મારફતે કહેવડાવવા માગું છું કે, તમો ત્યાં દુઃખ વેઠશો નહિ. જ્યારે તમને ઇચ્છા થાય ત્યારે તમે અહિં આવજો. આ ઘર તમારૂં છે, આ સૌ તમારૂં છે એમ માનજો. મારા પિતાજીની છેલ્લી ઘડીઓ ઉપર તમે જે સેવા બજાવી છે અને વિલમાં તેમણે તેમને જે કંઇ આપ્યું છે તે એ સેવાનો બદલો છે, એમ ધારતાંજ નહિ. આ ઘર તમારૂં છે એમ માનવામાંજ એ સેવાનો બદલો તો છે. મારે તમારાં માતુશ્રીને એક વાત કહેવા જીજીનો અભિપ્રાય લઇ એક પત્ર લખવો છે તે હું હમણાં તમને લખી આપીશ. તમે કોઇ પણ રીતે નાસીપાસ થશો નહિ. અમો તમારૂં સારૂં થાય એવી નિરંતર તજવીજ કરીએ છીએ અને મને આશા છે કે, મદનમોહન પણ અમને વખતો વખત મદદ આપતા રહેશે. '

મદનમોહને ઉત્તર આપ્યો નહિ અને રતિસુંદરીએ ભારે અંતઃકરણે આ પ્રસંગને સહન કર્યો. મદનમોહન ઉઠ્યો અને એક બીજા ઉપર પ્રીતિ ધર્યા પછી નિરાશ થઇ જુદે જુદે માર્ગે વળેલાં બે સ્નેહીઓનો સમાગમ પુરો થયો. એક બીજાની જાણે છેલ્લી મુલાકાત હોય એવા ભારે પગે તેઓ છુટાં પડયાં. સવિતાએ પોતાની સખીના નિરાશા ઉપર એક ભારે શ્વાસ લીધો.



## પ્રકરણ ૨૩ મું.

### વ્યવહાર એજ સુખ.

' એ પુનર્લગ્ન કરશે તો હું ગળે ફાંસો ખાઇશ. આટલે વર્ષે લોકને હું શું મોં બતાવું ? અરેરે ! ઘરના માણસે કરેલા વિચારો મનેજ દુઃખ કરનારા નીવડયા. છોકરા અને છોકરીઓને જ્યારે તેઓ નવા વિચારને અનુસરી નવે માર્ગે દોરવતા ત્યારે હું જે કહેતી, તે આખરે ખરૂંજ પડયું. છોકરાને બાપના વિચાર ફાવે પરંતુ છોકરી, અરે ! આ

જુવાન રાંડેલી છોકરીને એ વિચારો ક્યાંથી આવે? એ ચાલ્યા ગયા અને મારે આ સાપના ભારા સંભાળવાના રહ્યા. મોટા છોકરા બહાર ગામ છે અને નાનો કુલાંગાર નીકળ્યો. તે તો કહે છે કે, 'હું બહેનને પુનર્લગ્ન કરાવી વીરકર્મ કરીશ.' અરેરે ! મારૂં અંતર એને ભડકે બળી જાય છે. હું શું કરૂં ? છોકરીને શું કહું અને કેમ કરૂં ? તે કંઇ મને સૂઝતું નથી. બહેન જોઇતી ! તું એને સમજાવ. હું તારો જન્મ લગી ઉપકાર માનીશ. છોકરી નીકળી જાય, તો હું ઘરડીનાં પળિયાંમાં ધૂળ પડે. નાતજાતમાં મને લોકો હસે અને મારા ઉપર સગાંસાગવાં પસ્તાળ પાડે. જોઇતી ! તું આટલું કર, એ રાંડને સમજાવ કે પુનર્લગ્નમાં સાર નથી અને પાછળથી તું બહુજ પસ્તાઇશ. અરેરે ! હું શું કહું ? છોકરો કે છોકરી કોઈ મારૂં કહ્યુંજ સાંભળતાં નથી. છટ, છટ, કહી તિરસ્કાર કરી મારાથી દૂર ભાગે છે. હીરામાણ હું બેઠી હોઉં ને છચોક વિધવાને ન શોભે એવા પોષાકમાં છત્રી લઇ બહાર ચાલી જાય છે. મારાથી આ જોવાતું નથી. મારૂં કાળજું કપાઇ જાય છે. એક ક્ષણમાં મારો પ્રાણ કાઢી નાખું એમ થાય છે.' આમ બોલી દીકરીના પુનર્લગ્નના વિચારથી છેડાયેલી ઝવેરડોસીએ જોઇતી આગળ પોતાનું મન ખાલી કર્યું.

'માજી ! તમારે એ બાબત ચિંતા કરવી નહિ. એકાદ બે દિવસમાં હું એને ઠેકાણે લાવીશ. એણે મારી કેટલીક વાત કબુલ રાખી છે. મારી ઉપર એને વિશ્વાસ ઉત્પન્ન થયો છે. હું મારાથી બનતી રીતે એને ઠેકાણે લાવીશ. ભાઇ એ વાતમાં ઝાઝું સમજતા નથી પરંતુ વસંતભાભી મારા મતને મળતાં થાય એવી મને આશા છે.'

'જોઈતી ! જોઇતી ! તું આ શું બોલે છે ? એ છટકેલી મડમ, તારા જેવા વિચારની હોય ? હું એ વાત બિલકુલ માનતીજ નથી. તું એને નથી ઓળખતી ? એના વિશ્વાસે રહીશ તો બધું બગડશે. જોજે વળી પાછી ભૂલતી ?'

'માજી ! હું ભૂલતી નથી. વસંતભાભીના વિચાર તમે નથી સાંભળ્યા. તેઓ ઉચ્છૃંખલ વિચારનાં સુધારક નથી. ગમે તેવાં છે પરંતુ 'બેસીને સુઇ જાય' એવાં ડહાયાં છે. માજી ! એ બાબતમાં તમે ભૂલ કરો છો. હું

ભૂલ કરતી નથી. હીરામણિને એમની તરફથી જરા પણ ઉત્તેજન નથી. તેઓ ઘરની આબરૂ કેમ સાચવવી તે સમજ્યાં છે. ભાઇને લીધે તેઓ પોતાના વિચાર બરોબર બ્હાર મૂકી શકતાં નથી પરંતુ પેલા અધમે-મૂળજીએ આત્મઘાત કર્યો ત્યારથી એમની આંખો ઉઘડી ગઇ છે. જ્યારે એમના પગ હેઠે અડશે ત્યારે તમે જાણશો કે, તેઓ ઉંડા ને ઠરેલ વિચારનાં છે '

'એવા વિચાર રાખશે તો સુખી થશે. આ વિચારો તો ઘર વંઠાડે એવા છે. ભલે તેની મદદ લેજે, પણ જોઇતી ! છેલ્લા દિવસોમાં મારી આબરૂના કાંકરા ન થાય તેમ કરજે, ' આમ કહી ડોસી ઉઠી અને જોઇતી, કે જેને, ગુલકાંત વસંત અને હીરામણિ વગેરે 'જોતિ-ષ્મતી' કરીને સુધારેલા નામે બોલાવતાં હતાં તે બીજી તરફ હીરામણિના ખંડમાં ગઈ.

ગુલકાંતની નાની બ્હેન હીરામણિ થોડું ઇંગ્રેજી ભણેલી સુધારાના વિચારોથી વાયરે ચઢેલી જુવાન છોકરી હતી. તે આજ ત્રણ વર્ષ થયાં વિધવા થઇ હતી. તેની ઉમ્મર હજી અઢાર વર્ષની હતી. સ્વામી સાથે ૭ સાત માસ રહ્યા પછી તે રાંડી હતી. બાળક હોવાથી તેનો સધ-વાવેષ ઉતરાવ્યો ન હતો. ભાઇભોજાઇ તથા સુધરેલી સગીઓ અને બ્હેનપણીઓમાં જેવા ને તેવાજ ભભકાથી–અલબત સાદા ભભકાથી તે મેળાવડાઓ વગેરેમાં ફરતી રસિક નોવેલો વાંચતી અને નવા વિચારમાં રમતી હતી બ્હેનપણીઓમાં ફરતાં એક ઠેકાણેથી તેને યોગ્ય વરની ભલામણ થઇ હતી. હીરામણિના મનમાં તે દિવસથી પુનર્લગ્ન કરવાનો વિચાર ઉત્પન્ન થયો હતો. કેટલોક વખત તેણે પોતે એ વિચાર ઉપર તર્ક દોડાવ્યા પરંતુ તેનું જુવાન મન ફરી ફરીને તેનાજ પક્ષમાં આવ્યું. વળી પેલા પુરૂષ સાથે થયેલી એકાદ બે ઉડતી ખાનગી મુલાકાતોએ તેને ખૂબ મોહિની લગાડી. એક સખીની મારફત તેણે પોતેજ એ વિચાર પછી પોતાના ઘરમાં જણાવરાવ્યો. તેના વિચારે ગુલકાંત અને વસંત વચ્ચે કડવો વાદવિવાદ ઉભો કર્યો હતો. ઝવેરડોસી, જે આજ ઘણી વૃદ્ધ વયે પહોંચેલી ઘરની વડીલ હતી તે એ વિચારે ઉભીને ઉભી

સળગી જવા લાગી. આ વાત જાણવામાં આવ્યા પછી ડોસી કદી પણ જંપીને બેસતી ન હતી. તેમ ભોજન કરવા છતાં પણ નંખાતી જતી હતી.

વાચકને યાદ હશે કે, મૂળજી નામનો જે ખટપટિયો રતિસુંદરીને પેલા માળામાંથી મરકીના વખતમાં ગાડી ઉપર નસાડી લઈ ગયો હતો તે કોલાબેથી તેને ગાડીએ બેસાડી લઈ જતાં પાલગઢના સ્ટેશન ઉપર તપાસ થતાં ત્યાં અટકી પડયો હતો. રતિસુંદરી આણંદ જતાં અટકી હતી. તેણે ત્યાં મરણોન્મુખ રામજીશેઠની સારવાર કરી ઈત્યાદિ સંબંધ આગળ આવી ગયો છે. પાલગઢથી મૂળજી મુંબાઇ પાછો ગયો. પરણવાની આશાએ ગુલકાંતની ખુસામત કરી ને તેણે જોઇતી સુથારકોની જ્યોતિષ્મતી સાથે તેને લાકડે માંકડું વળગાડી આપ્યું. જોઇતી અને મૂળજીનું જોડું બંધાયું કે તરત ચૉરીમાંથી દાંત કચરડયા જેવું થયું. પુનર્લગ્ન કર્યા પછી બેઉને પશ્ચાત્તાપ થયો, અને એક બીજાના સ્વભાવ મળતા નહિ આવવાથી એવું ખડાસ્ટકું ચાલવા માંડયું કે, તેમનો એકકે દિવસ સુખમાં ગયો નહિ. વહુ વહુ કરી રહેલો મૂળજી વહુ મેળવતાં સ્નેહીઓથી તજાયો અને વહુની સાથે મળતી રાશ આવી નહિ, એટલે ગુલકાંતે પોતાને ફસાવ્યો એમ માની તેનું વેર વાળવાની વેતરણમાં પડયો. તેના જેવા ખટપટિયાને પિસ્તોલ મેળવવી એ કંઈ મુસ્કેલ કામ ન હતું. ગુલકાંતનું ખૂન કરી આપઘાત કરવાનો તેણે ઠરાવ કર્યો. મૂળજીએ પોતાનો ઠરાવ કેવી રીતે અમલમાં મૂકયો તે આપણે આગળ વાંચી ગયા છીએ, એટલે અત્ર એટલુંજ કહેવું બસ છે કે, તેજ પોતાના પાપી વિચારને ભોગ પડી મરણ પામ્યો અને ગુલકાંત તો તેની ગોળીથી બુટ ગુમાવી બચી ગયો. મૂળજી તેની પાપી ખટપટોનો ઉપસંહાર કરી આ પ્રપંચમય જગતમાંથી પરવારી ગયો તેની સાથેજ જોઈતી પુનર્લગ્નના સુખથી આકંઠ ધરાઈ ગયેલી હોવાથી હાથ ઉપરનો ભાર ઉતારી ગુલકાંતને ઘેર આવીને રહી. ગુલકાંતે મૂળજી સાથે તેને સંબંધ કરાવી આપ્યો હતો તેથી જોઈતીને તેણે પોતાના ઘરમાં આશ્રય આપ્યો. તે અનુભવી પુનર્લગ્ન પછી ફરીને રાંડી વધારે ડહાપ ઠરે. અને ગંભીર·

બની હતી. ગુલકાંતના ઘરમાં થોડાજ સમયમાં સૌને તે પ્રિય થઇ પડી. કંઇક સાધન સંપાદન થાય એટલે એકાંત ગામડે જઈ રહેવું એવો તેનો વિચાર હતો.

જોઇતી હીરામણિ નહિ હોવાથી એક ચોપડી લઇ વાંચવા બેઠી. કેટલીકવારે હીરામણિ બહારથી આવી. આ વખતે તેનો દેખાવ જુદોજ હતો, તેના મુખ ઉપર લોહી તરી આવેલું હોઈ મન ઉત્સાહથી ભરપુર હતું. જોઇતીનાં પાસે આવી બેસતાંજ તે બોલી કે, 'જ્યોતિષ્મતિ ! તમે પણ હવે પાછો પુનર્વિવાહનો વિચાર કરો. આવી પરાધીન સ્થિતિમાં બેડોળ વેષે રહેવું તમને કેમ ગમે છે ?'

જોઇતીએ ઉંડો નિશ્વાસ મૂક્યો અને એક ક્ષણવાર સુધી તો કંઇ બોલી નહિ. હીરામણિ જવાબ મેળવવાને વધારે આતુર થઇ. તેણે તેનો ખભો ઝાલી હલાવ્યો એટલે ફરીને ઉંચો શ્વાસ લઇ તે બોલી કે, 'હવે હું એ માર્ગે જાઉં ? તમે મને એવો નરકનોજ માર્ગ બતાવ્યા કરશો. ઇશ્વર મારા જેવી દુર્ભાગ્ય કોઇને આપશોજ નહિ. મારા જીવતરને ધિક્કાર છે.' આમ બોલતાં બોલતાં તેની આંખમાં ઝળઝળિયાં આવ્યાં મુખ ઉતરી ગયું અને તે પાણી પાણી થઇ જતી હોય એમ નરમ પડી ગઇ. હીરામણિ તેના શોકોદ્ગારથી ગળગળી થઈ ગઇ, તેના મનમાં શોક ઉત્પન્ન થયો અને શાંત ધીરા અવાજથી તેણે સવાલ કર્યો કે. 'તમે શું પુનર્લગ્ન કરવા નથી ઇચ્છતાં ? પુનર્લગ્ન કરવા માટે શું તમને પશ્ચાત્તાપ થાય છે ?'

'હવે પશ્ચાત્તાપ ન થાય ? અરે આત્મઘાત કરૂં કે કુવે પડું એવું થાય છે. હજી તો હું છવ્વીસ વર્ષની છું અને મારો જન્મારો કેવી રીતે જશે ? વિધવા હતી ત્યારે મને મારા જીવનને માટે કાળજી ન હતી. સુધારાવાળાઓ ભલે કહે કે, વિધવાઓને દુ:ખ છે, પણ હું મારા અનુભવથી એ વાતનો ઇનકાર કરૂં છું. હું તમને પૂછું છું કે શું તમે દુ:ખી છો ?'

'હું સધવા નથી, મારે સ્વામીનું સુખ નથી, હું સૌભાગ્યહીન છું. આ દુ:ખથી બીજું વધારે દુ:ખ શું ?'

'એ દુઃખ તો કંઇજ નથી. એક નોકર એક ગરીબ અને એક રોગીને ઓછું દુઃખ છે? માબાપ ભાઈ સસરો, દિયર કે જેકે કોઇના પણ ઘરમાં વિવેકથી આજ્ઞાધર થઇને રહે તો વિધવાને શું દુઃખ છે? સ્નેહી સગાં અને નાતજાતના સંબંધથી બહિષ્કૃત થઇ એકલાં પડવાથી જે દુઃખ ઉત્પન્ન થાય છે તે દુઃખ આગળ વૈધવ્ય કંઇ વિસાતમાંજ નથી. વિધવાવેષમાં હું જ્યારે મંડળમાં હતી ત્યારે મારૂં માથું દુખતું તોપણ કેટલાં બધાં સગાં મારી પાસે આવી મને આશ્વાસન આપતાં, કેટલાં બાળસ્નેહી અને ઓળખીતાં મારી ખબર લેતાં. હું મારૂં દુઃખ તે વખતે ભૂલી જતી. મને મંડળનું કેટલું સુખ અને આશ્રય હતો તે હવેજ મારાથી સમજાય છે. આજ મારૂં કોણ છે? આ ભર્યાં સંસારમાં હું એકલવાઇ તિરસ્કારનું પાત્ર થઇ પડેલી અશરણ છું. મારા ઉપર કોણ દયા ખાય છે? પરભાર્યાં માણસ આપણને વચનથીએ આશ્વાસન આપતાં નથી ને એવા આશ્વાસનની આપણને હુંફ લાગતી પણ નથી. જો પરાધીનતાને દુઃખ કહેતાં હો તો હું એટલોજ ઉત્તર આપીશ કે, વૈધવ્યમાં હું જેટલી પરાધીન ન હતી તેથી વધારે પરાધીન અને ઓશિયાળી તો પુનર્લગ્ન કર્યાં પછી થઇ પડી હતી. હાલ તો કંઇ પારજ નથી.'

જેઈતી ઉંડો નિશ્વાસ લઇને વળી બોલી કે, 'બહારથી તમને શું જણાય? માનસિક દુઃખ હમેશ આવાંજ હોય છે અને બીજાને તે ખબર પડતાં નથી. તમે સુખી કહો એવી વિધવાઓના સહવાસમાં હું રહી છું અને તેમને મેં મારા જેટલીજ બલ્કે વધારે દુઃખી—ધીકતી જોઇ છે. ધર્મ છોડી ગયેલા પુરુષની, નીકળી ગયેલી સ્ત્રીની અને વિધવાની સ્થિતિ બહુ ખરાબ હોય છે. સમાજથી વિખુટાં પડવાને લીધે તેઓ હિજરાઈ મરે છે, ખાતાંપીતાં અને વ્યવહાર કરતાં તેઓ પોતાને હજારોહજાર ફિટકાર દે છે, તમે શું જાણો? મારૂં દુઃખ તમારે સાંભળવું છે હીરાબહેન?! જુવાનીએ મને પોતાને જ્યારે ભુલાવી દેવડાવી હતી ત્યારે એક હીણભાગી તરફથી મને ઉશ્કેરવામાં આવી. પાપ બુદ્ધિવાળી હું તેના સંગમાં અને વિચારમાં ગુપ્ત સંદેશા અને પત્રવ્યવહાર

ચલાવવા લાગી. મને લલચાવે એવી અનેક જાતની લાલચો બતાવવામાં આવી. મારી વૃત્તિ સગાંથી સમજાતાં મને ખાનગી રીતે અને પાછળથી જાહેર રીતે ઘણી સમજાવવામાં આવી, પરંતુ પોતાનું શ્રેય જોવાને અશક્ત એવી હું તેમને નહિ ગણગારતાં છુપી રીતે એક જાહેરપુરૂષને ઘેર ચાલી ગઈ. તેણે માજીસ્ટ્રેટ પાસે લઇ જઇ મને કંઈ લખાવી લઈ પોતાને ત્યાં રાખી. મને ત્યાં ખાવા પીવાની સગવડ હતી પરંતુ અપરિચિત લોકની સાથે ઘણીવાર ગોઠ્યું નહિ. ચોવીસ કલાકમાં મને પશ્ચાત્તાપ થયો. રાત્રિના મારી પોતાની મૂર્ખાઇ માટે હું રડી. તે ગૃહસ્થને ત્યાં મને પ્રતિદિન કંટાળો વધતો ગયો. મારો હાથ પકડનાર માણસ ઝટ મળી આવ્યો નહિ. તેણે પોતાને ત્યાં આવનારાઓને ભલામણ કરી વર્તમાનપત્રોમાં ' આવો તેવો પુનર્લગ્ન કરનાર જોઇએ છીએ ' એવી જાહેરખબરો છપાવી, પરંતુ કોઈ પુનર્લગ્ન કરનારો મળી આવ્યો નહિ. એ ગૃહસ્થે મને ધીરજ આપ્યા કરી. ઇશ્વર એવી પરાધીનતા કોઈને આપશો માં. જે કોઈ તેને ત્યાં આવે તે ' હું કોણ ? ' એવો પ્રશ્ન કરે અને મને દુખિયારી દીન જણાવી તે મારે માટે કોઈ પુરૂષ શોધી કાઢવાનું તેને કહે. અરેરે ! મારી એ અધોગતિ ! મારી એ દુર્દશા ? હું તેમને ન ઓળખું અને તેઓ મને ન ઓળખે. હું એક ઠેકાણે કુતરાની માફક ખાઉં અને પડી રહું. પરજનના ઘરમાં પરાધીન વાસ. જાત વેચવા નીકળેલી હોઉં એવી મારી અધમ સ્થિતિ ! હરિ હરિ ! મને આ પાપબુદ્ધિથી વાર, એમ ઇશ્વરને કહું, પણ શું કરૂં ? ઘરમાંથી નીકળ્યાં માબાપને અને સાસરિયાંને લાંછન લગાડ્યું અને પોતાનું પોતાને હાથે બુરૂં કર્યું ત્યાં કોને કહું અને કયાં જાઉં ? કોણ મને ઉભાં રાખે ? '

' ખરેખર, જ્યોતિષ્મતિ ! ખરેખર, એ તો અસાધારણ દુઃખ, વિધવાઓને એવું દુઃખ શું છે ? તમે જે કપડાંલત્તાં પહેરીને નીકળ્યાં હશો તેજને. કોની પાસે કપડાંલત્તાં કે પાઇપૈસો મગાય ? ખરેખર પરાધીનતા. ' હીરામણિના મન ઉપર ભારે અસર થઇ. જ્યોતી તેને એ સ્થિતિ સાંભરી આવવાથી ગદ્દગદ્દ થઇ રોઇ ગઇ. હીરામણિના ખંડમાં દુઃખમય દીન કરુણાળ શોક છવાઇ રહ્યો. કેટલીકવાર સુધી જ્યોતી કંઈ બોલી નહિ.

તેણે પોતાને કપડે આંખે આવતાં આંસુ લૂછ્યા કર્યાં. તેનું મુખ ઉતરી ગયું, શરીર ઉપર પરસેવો થયો અને ચહેરો લાલઘૂમ થઇ ગયો. હીરામણિ કે જે સુખમાં અને સ્વાતંત્ર્યમાં ઉછરેલી અને સમજુ હતી તે જોઇતીનો આ હેવાલ અને પરાધીનતાનું દુઃખ સાંભળી રોવા જેવી થઇ ગઇ. તેનો કંઠ કરુણાથી રૂંધાઇ ગયો. જોઈતીને કેટલીકવાર સુધી તો તેનાથી રોવાઇ જવાના ભયથી આશ્વાસન પણ અપાઈ શકાયું નહિ. જોઇતીને ડુસકાં આવવા માંડયાં, તેને અંતરમાંથી રહી રહીને એ દુઃખના સ્મરણને લીધે ફરી ફરીને ઓછું આવવા માંડ્યું. એક ખંડમાં બે જુવાન વિધવાઓ અશરણની માફક પોતાનાં દુઃખ સ્મરીને દુઃખી થતી દાવાનળથી બળી ગયેલા અને ક્ષિતિજ સુધી અગ્નિની જ્વાળાઓ ફેલાઇ જઈ દુઃખમય લાગતા પ્રદેશના ઝાડ ઉપર બેઠેલાં બે પક્ષીની માફક સંતપ્ત થતી જણાઈ. ‘ આમ અને તેમ, જેમ જોઇએ તેમ જગતમાં દુઃખજ છે. ’ હીરામણિએ ધીરેથી વિચાર પરંપરામાં અવલોકાયેલા જગત વ્યવહારમાં રહેલા દુઃખનો ઉદ્‌ગાર કાઢ્યો.

જેવો હીરામણિના મુખમાંથી આ ઉદ્‌ગાર નીકળ્યો તેવોજ પોતાના ઉપર થઇને પસાર થઈ ગયેલી દુઃખદશાનું સ્મરણ કરવાથી ઉદ્‌ભ્રાંત થયેલી જોઇતીથી સ્વાભાવિક જવાબ મળ્યો કે ‘ હા, જ્યાં ને ત્યાં પરણેતરમાં વૈધવ્યમાં દૈન્યમાં અને સંપત્તિમાં સર્વત્ર દુઃખજ છે. જગતમાં ક્યાંહિ સુખ નથી, અને જેને સુખરૂપ માની આપણે વળખાં મારીએ છીએ તે પણ બધું ખોટું છે. ‘ આ મારૂં ’ કહેવાથી વસ્તુ પોતાની થતી નથી તેમ પોતે વસ્તુની પાછળ કે વસ્તુ પોતાની પાછળ આવતી નથી. માત્ર ‘ મારૂં ’ કહેવા રૂપી અભિમાન એજ સંસારનું ખોટું સુખ છે, ખરૂં સુખ તો છેજ નહિં. ‘હું સુખી છું’ એવું માનવા માત્ર સુખ છે, તે અભિમાન આપણાથી છોડાતું નથી માટે આપણને દુઃખ થયા કરે છે. મારે હવે બીજું કંઇ જોઈતું નથી, હું કંઇ ઇચ્છતી નથી. હું માત્ર એજ ઇચ્છું છું કે, આ દુઃખનું પરિતાપનું અને કલેશનું કેવી રીતે નિવારણ થાય ? ઈશ્વર મને સન્મતિ આપે,’ જોઇતી ચિત્રમાં ચીતરી હોય તેમ સ્તબ્ધ થઈ રહી. થાકી ગઇ હોય નિરૂપાય થઈ હોય

મનવાણીથી કંઈ કરી શકતી ન હોય તેમ મૌન થઈ ગઈ. તેના ચહેરા ઉપર શોક અને દુઃખની છાયા છવાઇ રહી.

હીરામણિને વિચાર આવ્યો કે, આ જે દુઃખ જણાવે છે તે ખરેખર ખરૂં છે. આ ઘરમાંથી આ માણસો કે જેમની સાથે આપણે ઉછરેલાં છીએ, જેમણે આપણને પાળીપોષીને મોટાં કર્યા છે, જેઓ નિરંતર આપણું શ્રેય ચિંત્યા કરે છે અને જેમને આપણે માટે અંતઃકરણની લાગણી છે, તેમને મૂકીને તેમનું મુખ પણ ફરીને ન જોવાય એવી રીતે તજીને લીલા વનના પોપટ જેવાં તાજાંતેજ પારકાં માણસમાં જઈ વસીએ તે કેમ ગોઠે? તેમને આપણા ઉપર ઉમળકો પણ શાનો આવે? એક અજાણ્યું માણસ આપણી પાસે આવ્યું હોય અને થોડીવાર વધારે બેસે તો આપણને વાત કરવાને પણ વસ્તુ મળતી નથી, ત્યારે અજાણ્યાં માણસોમાં જઇ પડતાં આપણે શી વાત કરીએ, શું માગીએ અને કેમ કાળ ગાળીએ? ખરેખર જોઇતી કહે છે તે ખરૂં છે. સાસરે અજાણ્યું લાગે પણ ત્યાં સ્વામીત્વને માનભર્યે અને સમાજના બંધને બધાયેલે બળે રહેવાય છે. ચારે તરફનું વાતાવરણ એક વસ્તુને જેમ ભંજક નહિ પણ આશ્રયક નીવડે તેમ વહુને સાસરવાસ આશ્વાસક અને ઉમેદ ભર્યો લાગે છે. ધર્મ અને જ્ઞાતિથી બહિષ્કૃત થનારને પરજન આશ્રયક નહિ પણ ભયંકર જણાય છે. સમાજ એવી જાતનું બધન છે કે, જે નિરાધારને આશ્રય દુઃખીને આશ્વાસન અને નિર્બળને રક્ષણ આપે છે. હિંદુઓમાંજ જ્ઞાતિબંધન છે એમ નથી, પરંતુ દરેક પ્રજામાં સમાજના બંધ છે. હવે મારાથી સમજાય છે કે, સમાજ બંધ ન હોય તો નિર્બળનું રક્ષણ થાય નહિ. સબળ નિર્બળનાં ભિન્નભિન્ન ઘણાં સ્વરૂપ જગતમાં જોવામાં આવે છે પરંતુ બધાંને સમાજ એક સરખું રક્ષણ આપે છે. સમાજ બળમાંથી દૂર ફેંકાઈ જાય તે સબળને ઘણી રીતે ભોગ પડે, એ વિચારમાં બેસે એવી વાત છે અને તેમ હોવાથી હું માનું છું કે, જોઇતી કહે છે તેમ સમાજ બળહીન વિધવાઓ પેલા 'પાડા' ની માફક સ્વચ્છંદે વિચરતાં વાઘને ભોગ પડેજ. જોઇતીનો અનુભવ મારે પણ બોધ લેવા જેવો છે.' મનમાં આમ

વિચારતી હીરામણિએ ફરીને જોઈતી સામું જોયું. તેને નીચું મોં રાખી બેઠેલી જોઇ તે બોલી કે, 'અને પછી કેટલે વખતે વર મળી આવ્યો?'

ઉંચો શ્વાસ લઇ જોઈતી બોલી કે, 'તે જાહેરપુરૂષે તમારા ભાઇને એ વાત સોંપી અને તેઓ પેલા આત્મઘાતીને લઈ આવ્યા. વધારે વિચાર ન કરતાં મેં તેને કબુલ રાખ્યો. એક દિવસ નક્કી કરી અમારા પુનર્લગ્નની જાહેરખબર આપવામાં આવી. જે બનાવ બનતો હતો તે માટે મારા મનમાં કંઈ ઉત્સાહ ન હતો. મારૂં અંતઃકરણ મને વારંવાર ડંખ્યા કરતું હતું. 'આ ખોટું થાય છે, હું નિરાધાર બીજાઓ ખેલાવે તેમ ખેલનારી પુતળી બનું છું, પણ 'હાથનાં કર્યાં તે વાગ્યાં હૈયે' એમ મનમાં પસ્તાતી હું તેઓ જેમ કહેતા તેમ કર્યાં કરતી હતી. પુનર્લગ્નવાળી બે ત્રણ સ્ત્રીઓ અને તેમના ભાયડા અમારા નાતરામાં ઘૂમતા હતા. 'વટલ્યું વટલાવે' એવો તેમનો ઘાટ હતો. સાંજનો વખત થયો એટલે બે ત્રણ શેઠિયા બે ત્રણ અમલદારો અને કેટલાક ઇંગ્રેજી ભણેલાઓ આવ્યા. મેળાવડો ભરાયા પછી તેમાં એક ભૂખડું મારવાડી બ્રાહ્મણે ટાયલું કરી અમારાં પુનર્લગ્ન કરાવ્યાં. અમને આવી સમાજઘાતક હિમ્મત બતાવવા માટે ધન્યવાદ આપવામાં આવ્યો. શેઠિયાઓએ ચાંલ્લા કર્યા અને બે ત્રણ જુવાનિયાઓએ પુનર્લગ્નના જય ઉપર ઘાંટા ખેંચી ખેંચીને તથા હાથ લાંબા કરી કરીને લાંબાં ભાષણો આપ્યાં. તેની વિગત મને ઘણી યાદ નથી, કારણ કે, મારા મનની સ્થિતિ તે વેળાએ વિચિત્ર હતી. અમે સ્ત્રીપુરુષ થયાં અને અમારે ઘેર ગયાં

મરનાર જે માળામાં રહેતો હતો ત્યાં અમે ગયાં કે તરત આખા માળામાં હુલ્લડ પડ્યું. કેટલાક માણસો એને ફિટકાર આપવા લાગ્યા અને કોઇ માળાના માલીકને ત્યાં દોડી ગયા. અમોને માળામાંથી રૂખસદ અપાવવાને કોઇએ અરજ કરી. ત્રીજે દિવસે સવારે એક પરદેશીએ આવી એને કહ્યું કે, 'ભાડા ચુકા દે ઓર ખોલી ખાલી કર દેના.' ભાડું ચૂકવી આપવામાં આવ્યું અને એક અડવાડિયાની મહેતલ માગી તે પણ મળી. એ ઓરડી ખોળવાના ઉદ્યોગમાં પડ્યો. માળાની સ્ત્રીઓ

મારા આંગણા સામું પણ જોતી ન હતી. કોઇનું છોકરૂં રમતું રમતું મારા ઘર આગળ આવે તો તેની માતા હાંફળીફાંફળી દોડી આવી બાળકને ઉપાડી જાય અને કોઇ કહેતાં કોઇ મારી સાથે બોલે પણ નહિ. હું કંઇ કામ કાજે કહિં જાઉં તો સ્ત્રીઓ મારો છાંયડો લેતાં અભડાઇ જતી હોય તેમ દૂર નાસે. માળામાં આખો દહાડો ને રાત અમારી વાતોજ ચાલ્યા કરે. અમે ક્યારે નીકળીએ, એમ તેઓ આતુરતાથી રાહ જુએ અને મને પણ એમ થાય કે જાણે ક્યારેને હવે આ ટીકાકાર લોકમાંથી દૂર ખસી જાઉં. હીરામણિ! શું કહું ? એક અઠવાડિયું તો મને એ માળામાં આઠ જુગ જેવું લાંબું લાગ્યું. મનુષ્ય માત્રથી તજાયેલી હું મને પોતાને ત્યાં અશરણ જોતી. મને તે વખતે એટલું દુઃખ થતું કે ન પૂછો વાત ! કોની સાથે બેસવું અને કેમ કરવું ? મારી એકલવાઇ સ્થિતિ હું પ્રત્યક્ષ જોવા લાગી. મને ઘરમાં ગોઠે નહિ. મારી ચલણ જુદી અને તેની જુદી. સ્વભાવનું સામ્ય જણાયું નહિ. તે માણસની રીતભાત મને પસંદ પડી નહિ તેમ તેને પણ હું વિચિત્ર જણાઇ. ‘મેં આ શું કર્યું ?’ એમ અંતરથી થતા પ્રશ્નને લીધે ઉદ્‌ભ્રાંત થયેલી મારી વૃત્તિ તેને પસંદ આવી નહિ. અમારા મનમાં બે ત્રણ દિવસમાં આ ભેદ જણાયો. સારી વસ્તીમાં ઓરડી શોધી લાવવામાં તેને નિષ્ફળતા મળી એટલે તે પણ ‘પોતે ખોટું કર્યું,’ એમ કહી અંતરમાં પસ્તાવા લાગ્યો.

અઠવાડિયું થઈ ગયું એટલે પડોસીએ માળાવાળાને ઉસ્કેર્યો અને તે નિષ્ઠુર દિલના પરદેશીએ કાલાવાલા કરવા છતાં બીજે કે ચોથે દિવસે રીસ ચઢાવી અમારો સરસામાન ઉપાડી બહાર ફેંકી દીધો. એ મિજાસ કરવા ગયો એટલે પડોસીઓએ પરદેશીને ચઢાવ્યો. તે મારવા તૈયાર થયો. સ્ત્રીપુરૂષો અને છોકરાં ચાલીમાં અમારો ભવાડો જોવાને એકઠાં થયાં. પરદેશીએ એક તમાચો મારી એની પાઘડી ઉડાડી દીધી ને હાથથી તરછોડી નાંખી કપડાં અને ઓચકાં દાદર ઉપરથી નીચે ગડબડાવા દીધાં. લોકોએ તાળીઓ અને બૂમો પાડી ઘોંઘાટ કરી મૂક્યો. હું દીન જેવી પાણીથી પણ પાતળી થઇ ગઇ. એ પણ ઝાંખો પડી જઈ ઉપર

ઉપરથી ખાલી મિજાજ મારતો ને બડફડતો બડફડતો નીચે ઉતર્યો. પાટીવાળાઓને બોલાવી સામાન ઉચકાવી લઇ અમે ત્યાંથી ચાલ્યાં. 'અમે ક્યાં જઇએ છીએ.' તે હું સમજી શકી નહિ. ખરું પુછાવો તો હું અમારા ભવાડાથી બહુજ શરમિંદી અને ગળગળી થઇ ગઇ હતી. મેં આધું ઓઢી લીધું. લોકો જેમ ફાવે તેમ મારી તરફ આંગળીઓ કરી કરીને બોલવા લાગ્યા. બહુજ અપમાન ભરેલી રીતે અમે તે માળામાંથી નીકળ્યાં. 'અમે ક્યાં જઇએ છીએ' તે જોવાને કેટલાક માણસ ટોપી કે પાઘડી પહેરી ઉઘાડે શરીરે બહાર નીકળ્યા. 'અરેરે! પૃથ્વી માગ દે તો સમાઇ જઇએ.' એવી દુર્દશામાં ફજેતીના ફાળકા કરી છેવટ મોટે ભવાડે અમે ત્યાંથી નીકળ્યાં. એ વખત સાંભરે છે ત્યારે મને અત્યારે પણ એટલી શરમ આવે છે કે જાણે ઉભીને ઉભી જમીનમાં સમાઈ જાઉં.'

'હું તો જીભ કરડીને મરી જાઉં! અરર! મારાથી એવું અપમાન સહન ન થાય' હીરામણિએ અતિ ખેદથી પોતાની લાગણી બતાવી. 'આપણા લોક સમાજ ને નાતનું અભિમાન રાખી પુનર્લગ્ન કરનારને આવું દુઃખ દે તે શું સારૂં? આ તો છેકજ જંગલીપણું, અરે ક્રૂરતા કહેવાય. માણસે માણસ તરફ આવો તિરસ્કાર બતાવવો, એ એક મોટું પાપ કહેવાય. એક નાતનો પુરુષ અને તેનીજ નાતની બીજી વિધવા જાહેર પુનર્લગ્ન કર્યા વગર ગમે તેમ વર્તે તેનું કોઇ નામે દે નહિ, અને જેઓ જાહેર હિમ્મત બતાવી પુનર્લગ્ન કરે તેમનો આટલો બધો તિરસ્કાર, કેવો અન્યાય? પશ્ચિમ તરફના લોકો કહે છે કે આપણામાં મનુષ્યપણું રહેલું નથી તે ખરૂંજને? નાતોજાતોનાં આવાં બંધન અને નિર્દય વર્તનો સુધરેલા અને ભણેલા લોક હવે સાંખી શકવાના નથી. આમાં લોકનો દોષ છે ભણેલા અને નીતિ શું તે સમજનારનો દોષ નથી. પોતામાં ચાલતો આવેલો રિવાજ તે નીતિ અથવા દસ અજ્ઞાન માણસોએ માન્યું તે સાચું; એવું અંધારૂં હવે ચાલવાનું નથી. નાતોનો જોહુકમી દોર તોડયા વગર આપણા દેશનું કલ્યાણ પણ થશે નહિ. જ્યોતિષ્મતિ! તમેજ કહોને કે તમે અડોસીપડોસીનું એવું શું

બગાડ્યું હતું કે જેથી તેઓએ તમારી તરફ એટલો બધો અભાવ અને તિરસ્કાર બતાવ્યો ? તમે એ લોકની આંખમાં ધૂળ નાંખતાં હોત તો તેઓ કંઇ બોલત ખરાં કે ? ના. અનીતિ–પાપને એ લોક પાપ ગણત નહિ. અરેરે ! લોકના અજ્ઞાનનો કંઈ પાર છે ? આપણી નાતો અને આપણો લોક વ્યવહાર જાણી બૂઝીનેજ માણસને અનીતિને માર્ગે ચાલવાનું શીખવે છે ? તમારે એવા નાદાન લોકના માળામાં જવુંજ જોઇતું ન હતું. તમે તો બહુ ધીરા સ્વભાવનાં કે એટલું બધું અપમાન સહન કરી શકયાં ? હું તો જરૂર મરૂં કે મારૂં પણ એવું અપમાન અને ભવાડો સહન કરૂં નહિ.'

'બહેન ! શું કરીએ ! મરવું પણ કંઈ સહેલું છે ? આત્મઘાત કરીને વળી બીજા પાપમાં પડવું. હજી તમે આગળ તો મારૂં ચરિત સાંભળો મને જે દુઃખ પડયું છે તે હદ બહારનું–તોબા તોબાનું દુઃખ કહેવાય. હું કહું છું કે, કોઇને સ્નેહીસગાંનો ત્યાગ કરી નીકળી જવાની દુર્બુદ્ધિ કદાપિ થશોજ નહિ. બીજું સઘળું દુઃખ ખમાય પરંતુ સમાજના તિરસ્કારનું દુઃખ નથી ખમાતું. અમે ઉપલા ભવાડા પછી એક બીજા અમારા જેવા પુનર્લગ્નિયાને ત્યાં ગયાં. અમારી પૂર્વે મહીના દોઢ મહીના ઉપરજ તેણે પુનર્લગ્ન કરેલું હતું. અમે તેને ત્યાં ગયાં ત્યારે એ બે પતિપત્ની વચ્ચે કંઈ ખટપટ થયેલી હતી. બેઉ જણ એકબીજાથી રિસાઈ ગમગીન થઈ બેઠેલાં હતાં. અમને તેમણે આવકાર દીધો અને ઉપર ઉપરથી ખુશીખુશાલી બતાવી, પરંતુ કોઈનાં મન દુભાયાં હોય તે કંઈ છુપું રહે છે ? પુરૂષોએ સાથે બેસી વાતો કરવા માંડી. અમે બે બૈરાં એક બીજાની સાથે કુશળ પૂછી બેઠાં. ઘણી વારે કંઇ કંઈ બોલીએ પણ વાર્ત્તાનો વિષયજ જડે નહિ. પુરૂષો વચ્ચે થતી વાતે પછી મારૂં ધ્યાન ખેચ્યું, કારણ કે, અમે જેને ત્યાં ગયાં હતાં તેણે એને કહ્યું કે, 'આપણે આ સમાજ વિરૂદ્ધ કર્મ કર્યું તે બહુ ખોટું કર્યું. જે માણસ પોતાનાં સગાંની અવગણના કરી નીકળી આવે, તે આપણે માટે કેવી લાગણી રાખે ? જન્મથી જેની સાથે ઉછર્યા તેને છેહ દેતાં અને તજતાં જે માણસ બીન્યું નહિ તે માણસ આપણને છેહ દેતાં

અને તજતાં વાર લગાડે ? વિશ્વાસ નેકી ને નિમકહલાલી એ માણસમાં બહુ કિમતી ગુણો છે. પશુ પંખીઓ પણ નિમકહરામ થતાં નથી. મરણાંતે પણ તે પાલકનો દ્રોહ કરતાં નથી. ખરું છે કે, માણસના જેવું ભયંકર અને ક્રૂર પ્રાણી બીજું કોઈ નથી. પાળીને મોટાં કરેલાં પશુ પંખી માણસને છોડી જતાં નથી પણ માણસજ લોભને વશ થઈ તેમને વેચી દે છે. માણસ સ્વાભાવિક ગુણોને દુર્ગુણોથી દાબી દઈ પશુપંખીથી પણ પોતાને નિર્દયમાં ગણાવરાવે છે. નેકીને છોડનાર માણસનો જગત પછી કદીએ વિશ્વાસ કરતું નથી. 'વિશ્વાસે વહાણુ ચાલે' તેમ વિશ્વાસેજ આ જગતનો વ્યવહાર ચાલે છે. વિશ્વાસ જતો રહ્યો કે થઇ રહ્યું.

એક સાદી સ્વાભાવિક વાત મને આ પ્રસંગ બન્યો ત્યાર પછી હમેશ યાદ આવ્યા કરે છે. એક નવાબ સાહેબનો કારભારી નવાબના ગાદીવારસ શાહજાદાનું મન જીતી લેવા તે જેમ કહેતો તેમ કરતો. તે તેની સાથે ગાઢ પ્રેમ કરવાને મથતો. કારભારી હિંદુ હતો. તેણે શાહજાદાને વહાલા ને માનિતા થવા માટે તેની સાથે ખાણું લેવાની સુદ્ધાં છૂટ લીધી. કારભારીએ આ પ્રમાણે જમી જમાડી તથા રમી રમાડી જુવાન શાહજાદાને પોતાનો કરી લીધો તે એટલે સુધી કે તે કારભારીની આંખેજ બધું જોવા લાગ્યો. પોતાના અંગત મિત્ર કે ભાઇ જેવા કારભારી માટે એકવાર નવાબ સાહેબ આગળ વાત નીકળતાં શાહજાદાએ કહ્યું કે 'કારભારી જેવો સારો, સરલ અને ભિન્નભાવ વગરનો કોઇ પણ માણસ આપણા રાજ્યમાં નથી બાપુ ! તે પોતાના ધર્મની કે નાતજાતની પણ દરકાર ન રાખતાં મારી સાથે ભેળાય છે અને આપણોજ હોય એમ વર્તે છે.' ઘરડા નવાબે ધીરે રહીને કહ્યું કે 'બચ્ચા ! એનો તલભાર પણ હવે વિશ્વાસ રાખતો નહિ. જેણે પોતાની નાતજાત, કુટુંબપરિવાર અને પારલૌકિક કલ્યાણના સાધન રૂપ વડીલોના ધર્મને તારી પ્રીતિ સંપાદન કરવાને તજ્યાં તે તારા કરતાં વધારે સારું ફળ મળતાં તને તજતાં એક ક્ષણ પણ વાર લગાડશે નહિ.' શાહજાદાની આંખ તેના વૃદ્ધ પિતાનાં વચન સાંભળીને ઉઘડી ગઇ. કારભારી ઉપ-

રથી તે પછી તેનો તદ્દન વિશ્વાસ ઉડી ગયો. મને પણ પુનર્વિવાહ કર્યા પછી શાહજાદાની માફક આ લોક ઉપરથી વિશ્વાસ ઉઠી ગયો છે. વારંવાર મને મારું મન આની આ વાત યાદ આપી એમ કહેતું રહે છે કે, જે માણસે નાતજાત કુટુંબપરિવાર અને ચાલુ વ્યવહારની મર્યાદાને જુવાનીના તરંગને વશ થઇ છોડી દીધી તે માણસ પ્રસંગ મળતાં તારા કરતાં વધારે સારૂં માણસ મળતાં તને કેમ નહિ તજે ? ખરેખર વિશ્વાસ, નેકી અને નિમકહલાલી આ જીવન વ્યવહારમાં બહુજ ઉપયોગી ગુણો છે. એ સાખ આપણે અને આ સ્ત્રીઓએ તોડી આપણને આપણી પોતાની ઉપર પણ અવિશ્વાસ ઉત્પન્ન કરાવરાવ્યો છે માટે આ લોકનો વિશ્વાસ કરતાં વિચાર રાખવો જોઇએ.' હીરામણિ ! તેણે આ વચન તેની ભાર્યા સાથે થયેલા કલેશને લીધે ગુસ્સાથી સહેજજ ઉચ્ચાર્યા હશે, પરંતુ મારા હૃદયમાં તો તે વખતે કારીબાણની માફક ખુંટી બેઠાં.'

'બહિ, એનાં વચન પણ વિચારવા જેવાં હતાં. એનું કહેવું ખોટું નથી. આપણાં ભાંડુ આપણાં માબાપ આપણી જ્ઞાતિ અને ન ઉલ્લંઘાય એવો સમાજનો બંધ ઉલ્લંઘી જનાર આપણે તરતના પુનર્વિવાહિત અપરિચિત અને બંધન તોડી નાંખી વાડા બહાર ગયેલાને ક્યાંથી ભજીએ ? રાજકીય વિષયોમાં આવા ઘણા દાખલા છે. અસલ મૂળ રાજાને છેહ દેનાર ફૂટેલા માણસ ઉપર નવો વિજેતા કદી પણ વિશ્વાસ મૂકતો નથી. તેને તો તે દેહાંતદંડનીજ શિક્ષા કરે છે. મુખ્ય દેશપતિને તેનું લૂણ ખાધા પછી અરાજ્યભક્ત નીવડેલો માણસ નવાનો વિશ્વાસ કદી પણ મેળવી શકતો નથી. એ માણસની વાત ખરી. સ્ત્રી અને પુરૂષ બેઉ જણે એ વાત લક્ષમાં રાખવા જેવી છે.'

'એકવાર એક માર્ગનું ઉલ્લંઘન કર્યા પછી તે ગમે તેટલા સારા માર્ગ ઉપર આવે પણ લોકને તો વિશ્વાસ પડે નહિજ. વિદ્વાનોએ કહેલું છે કે, સામાજિક બંધને અનુસરવા માટે એક તલ ભાર પણ મર્યાદાનું ઉલ્લંઘન થવા દેવું જોઇએ નહિ. સામાજિક નિયમના અનુવર્તન માટે નિયત નિયમોને સખત રીતે પાળવાની જરૂર અલબત બધેજ

હોવી જોઈએ. એક પગલું ખોટું ભરવાથી એકજ માણુસને હાનિ થતી નથી પરંતુ આખા સમાજને હાનિ થાય છે. સર્વ લોકના દેશના ને સમાજના કલ્યાણુ માટે એક જીવનો ભોગ આપવો પડે તો તે આપવો યોગ્ય ગણાય તેમ હજારો નિયમના રક્ષણુ માટે અથવા નીતિની સમાજ ઉપર અસર કરનારી એક મર્યાદાના પરિપાલન માટે થોડો અનર્થ થતો હોય તો તે થવા દેવો એ પણુ સારૂં છે. વિધવાવિવાહ બાબત હું એવા અનુભવી ઠરાવ ઉપર આવી છું કે, આખા સમાજના શ્રેયને માટે અને ગૃહસ્થાશ્રમના યથાર્થ પરિપાલન માટે જે વ્યવસ્થા થયેલી છે તેનું અનુવર્તન કરાવવા વિધવાઓથી થોડા દોષ થતા હોય તો તે સહન કરવા પણુ સમાજનું બંધન તોડવું નહિ. ગૃહસ્થાશ્રમનું સ્થૈર્ય અને ગૃહવ્યવસ્થા જગતને ઉપકારક છે માટે તેને અનુસરવું જોઇએજ. આર્યોની ગૃહસ્થાશ્રમની વ્યવસ્થા બીજા કોઈ પણુ દેશ કરતાં વધારે સુદઢ પાયા ઉપર રચાયેલી ઘણા લાંબા વાદવિવાદ પછી સ્થિર થયેલી અને વખતો વખત થઈ આવેલા સુધારકોના વજ્રાઘાત સામે ટકી રહેલી એક જગદુપકારક અચળ ઇમારત છે. એ વ્યવસ્થાના પરિપાલન માટેજ વિધવાવિવાહ નિષિદ્ધ ગણાય છે. આપણે સુધારાવાળાઓના વિચારથી દોરવાઇ સામાજિક મર્યાદાનું ઉલ્લંઘન કરવાથી બહુજ કફોડી સ્થિતિમાં આવી પડીએ છીએ.'

અમે જેને ત્યાં ગયાં હતાં તેને ત્યાં બે ત્રણુ દિવસ રહ્યા પછી એક ઓરડી ભાડે રાખી જુદાં રહ્યાં. તે માળામાં અમને કોઇ હાડ છેડ કરતું ન હતું; કારણુ કે સૌ પરદેશી અને વિધર્મી માણુસો અમારી માફક સામાજિકબંધનથી છૂટી આવેલાંજ ત્યાં રહેતાં હતાં. અહિં સૌ સૌના તાલ જુદા હતા. થોડા દિવસ મને એ માળામાં ગમ્યું અને હું પણુ મારા મનને નવા જીવનને અનુકૂલ કરવા લાગી. અમને કોઇનું અંકુશ ન હતું. અમારી ઇચ્છા એજ અમારૂં વર્તન હતું. મરજીમાં આવે તેમ ફરીએ અને નાટક તમાસા જોઈએ. એમ કરતાં કરતાં મને સંસારની જાળ લાગી. બે ત્રણુ માસ થયા મારૂં માથું ફરવા માંડયું જીવને અસુખ જેવું જણાવા લાગ્યું અને ખાવાનું જોતાં ઉબકા આવવા માંડયો,

ત્યારે પાછું મને સમાજસુખ અને સ્નેહીસગાંનો સહવાસ સાંભરવા માંડયો.

'એ વખતમાં તો સ્નેહીસગાં સાંભરેજ.' હીરામણિએ વધારે આતુરતા બતાવી વિશેષ વિગત જાણવાની અધીરતાથી મમરો મૂકયો.

'સ્ત્રીજનને માટે જો કોઇ પણ લહાવો લેવાનો લાડકો પ્રસગ હોય તો તે માત્ર તેની અધરણીનોજ છે. એ અવસર જેવો રમણીય અને લાડ કરવાનો છે તેવોજ જોખમ ભરેલો પણ છે. ખરેખર મને તે જીવ સટોસટનો થઇ પડયો. હું એ દુઃખમાં બે દિવસ સુધી પશુની માફક નિરાધાર સ્થિતિએ એક અંધારી ઓરડીમાં અશરણની માફક રિબાઈ હતી. ઈશ્વર મારા જેવું કષ્ટ દુશ્મનને પણ પાડશો નહિ. મને ચોથો મહીનો બેઠો અને જે વખતે એક કુટુંબની વહુ, સાસુ સસરો નણંદ દિયર સ્વામી અને પિયેરિયાંનાં લાડકોડનાં વચનોથી જીવને આનંદમાં રમાડે છે—સગાંસ્નેહીઓમાં લાડ કરતી એક સીમંતવતીનો કાળ જ્યારે સૌ કોઇ વિનોદમાં કઢાવે છે ત્યારે મારો તે કાળ કંકાસનું ઘર થઈ પડયો હતો.

પુનર્લગ્ન કરવાથી મોટાં ઘરની અવરજવર બંધ થઈ કમાઈ સંકોચાઈ ગઈ હતી. લોકમાં વગોણું થયું હતું અને મનનો ભાર ઓછો કરવાનું એકે ઠેકાણું રહ્યું ન હતું. તેમાં વળી મને ગર્ભ રહ્યો ને સંસારની જાળ વધવાનો ભય જણાયો. હું મારી સ્થિતિ સમજી તેને અનુકૂલ થઇ પરંતુ તે તીક્ષ્ણ થવા લાગ્યો. નિર્ધનિયો કંકાસ વધવા માંડયો. પડોસી પણ કોઈ કોઈ વાર મારી દયા ખાવા લાગ્યાં. અધુરામાં પુરૂં પાંચમે મહીને મને કસુવાવડ થઈ અને મારા ઉપર જે દુઃખ અને વિપત્તિઓ પડી તે શું કહું બહેન ! મારે માથે ઝાડ ઉગવાંજ બાકી રહ્યાં. એ વાતજ સંભારવી ઠીક નથી.' વસંતકુમારી આવવાથી જ્યોતિષ્મતી ચૂપ રહી. હીરામણિ તેની આ દુઃખકથામાં ડુબડુબાં થઇ ગઇ. પોતે અંદર આવતાં બે વિધવાઓને ગમગીન અને મૌન જોઇ વસંતકુમારી બોલી કે, 'હીરાબેન ! મારાથી કંઇ ખાનગી છે ? એમ હોય તો હું જાઉં ?'

'ના, ભાભી ! તમારાથી કંઇ પણ ખાનગી નથી. આ જ્યોતિ-

ષ્મતીએ એમના પુનર્લગ્નની પરાકાષ્ટાની વાત કહેવા માંડી છે તે સાંભળું છું. એમને બહુ દુ:ખ પડ્યું છે ભાભી! તમે સાંભળ્યું છે ?'

'ના બહેન ! મેં સાંભળ્યું નથી અને મારે સાંભળવું પણ નથી.'

તે ખુરસી ઉપર બેઠી એટલે હીરામણિએ પૂછ્યું કે 'ભાભી! પુનર્લગ્નને માટે તમારો શો અભિપ્રાય છે ? તમે ઘણું વાંચ્યું છે અને વળી તમારૂં પિયેરે સુધારાવાળું કુટુંબ છે.

'મારૂં પિયેર અને અમે સુધારાવાળાંજ છીએ.' વસંતે જવાબ આપ્યો. 'પણ તમારા ઘરનો અને અમારા ઘરનો સુધારો બહુ જુદો છે. તમારા કુટુંબના સુધારાના વિચાર અને મારા ભાઇઓના સુધારાના વિચારમાં બહુ મોટો તફાવત છે. ઉભેથી પડતું મૂકીને સૂઈ જવાની રીત અમો બિલકુલ પસંદ કરતાં નથી. પુનર્વિવાહનો અમારે ત્યાં વાદ-વિવાદ ચાલે ત્યારે એમ કહેવાય છે કે, 'નાતમાં રહીને તેમ થતું હોય તો સારૂં.' કેટલીક ઉજળી વર્ણોમાં પુનર્વિવાહ થાય છે અને સુખે સંસારવ્યવહાર ચાલે છે. લોકનાં એકમત અને સંપથી એવા ઠરાવ થાય અને નવો રિવાજ સૌ કોઇ સ્વીકારે તો સારૂં, પણ હાલ તેમ થતું નથી. પુનર્લગ્ન કરનારાં બિચારાં સગાંસાગવાં ને સમાજથી એકલવાયાં અટુલાં જુદાં પડી જાય છે. એમાં તો સુખ નથી. જ્યોતિષ્મતીને અનુભવ થયો હશે તે ખરેજ હશે. લોકના મંડળમાં રહી તેમને સમજાવી પટાવી કંઇ સુધારો થાય તો તે કરવો. લોકને આપણે લાત મારીએ ત્યારે તે કંઇ આપણા તાબેદાર છે ? કુટુંબો અને ગૃહસ્થાશ્રમ વ્યવહારને અધીન છે, માટે નાતમાંથી નીકળી જવાય અને સ્નેહીઓનું મુખ ન જોવાય એવી એકલવાઇ સ્થિતિમાં જઈ પુનર્વિવાહ કરવો તેના કરતાં તો સમવાયના સહવાસનું સુખ લેતાં વૈધવ્ય વેઠવું એ લાખ દરજ્જે સારૂં છે. પુનર્વિવાહમાંજ નહિ પરંતુ દરેક જાતના સુધારા ને ફેરફાર કરવામાં લોકને સાથે લઇને વર્તવું. 'મોર પિંછે રળિયામણો.' નાતજાતને લીધે સૌ સુખી અને ઉજળું છે. જંગલમાં ઝાડે એકલું રહી શકતું નથી, સમજ્યાંને બહેન !'

'ભાભી ! ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે માણસે નાત-

જાતના જુલમને મુંગે મોઢે સહનજ કર્યા કરવો ?' હીરામણિએ તેની ભાભીની સાથે કોટિ કરવા માંડી. 'નાત જેમ કહે તેમ કરવું અને તેનો ગેરવાજબી જુલમ સહેવો ? નાતમાં જ્ઞાન ને ન્યાય હોય તો તો તેમ થાય, પરંતુ આ તો તમે જુઓછોને ? નાતજાતમાં આગેવાન થઇ ફરનારા કેવા માણસો હોય છે ? હું તો તેમને કસાઇ કહું છું. નાતોને જડમૂળથી ઉખાડી નાંખવી જોઇએ ભાભી ! તમે તેની આવી શું હિમાયત કરોછો ?'

'હું ઠીક હિમાયત કરૂંછું' વસંતે નણંદને જવાબ આપતાં કહેવા માંડ્યું કે 'નાની બહેન ! હું ઠીકજ કહુંછું. હાલ નાતજાતની સંસ્થા બગડી ગઇ છે અને અલબત તેનો ગેરવાજબી જુલમ ન વેઠી શકાય તેવો છે, પરંતુ તેનું જડમૂળ તો કાઢી શકાય તેમ નથી. માણસે નાત બનાવેલી છે, નાતે કંઈ માણસ બનાવેલાં નથી. માણસ નાત ટોળા કે સમૂહ વગર રહી શકતું નથી તેથી તેણે નાત બનાવેલી છે. પશુ પંખીઓમાં પણ ટોળાં હોય છે તો પછી બુદ્ધિમાન માણસોનાં ટોળાં કેમ ન હોય ? નાતનું નિકંદન કાઢવા ઇચ્છનારાઓ એમ નથી વિચારતા કે નાત જે અર્થની સૂચક છે તે અર્થસૂચક તેનું બીજું નામ પડશે પણ ટોળું બાંધ્યા વગર મોટો જનસમુદાય યથાસ્થિત રહેશે નહિ. હિંદુસ્તાનમાં નાતો છે તેવાં બીજા દેશોમાં ટોળાં છે. ટોળાં હોય એટલે ટોળાંના નિભાવ માટે નિયમો પણ હોય અને નિયમો હોય તો તે પછી આખા ટોળાના સર્વે જણને ગમતા હોય પણ નહિ. ટોળાના નિયમો એક માણસની સગવડ અને સુખ માટે નહિ પરંતુ આખા સમાજની સગવડ અને સુખ માટે બંધાયેલા હોય છે. સમાજના સુખને માટે સમાજની સગવડ માટે અને સમાજની નીતિરીતિ માટે કેટલીક વ્યક્તિઓએ પોતાની સ્વચ્છંદતાનો ભોગ પણ આપવો પડે છે. આખા સમાજના સુખને માટે એક માણસને દુઃખ સહેવું પડે તો તે ખુશીથી સહી લેવું જોઇએ. નાતજાતનું અભિમાન એવું છે કે, માણસ તે કદી પણ છોડી શકતો નથી. કાળા ગોરાઓનો ભેદ, એ પણ કુળવાન અકુળવાન ને બ્રાહ્મણ વાણિયા જેવો ટોળાભેદજ છે. પશ્ચિમના સુધરેલા કહેવાતા લોક

પણ પોતાના ગોરાપણામાં કાળાઓને તુચ્છ અને પોતાની સાથે નહિ બેસવા—નહિ વહેવાર કરવા યોગ્ય ગણે છે. પૈસાદારપણાને લીધે પશ્ચિમમાં નાતજાત જેવાં ટોળાં બંધાયેલાં છે તેના કરતાં જન્મ—વંશાન્વયપણાને લીધે આપણે ત્યાં જે ટોળાં બંધાયેલાં છે તે સારાંજ છે. નાત જાતને લાત માર્યા છતાં પુનર્લગ્ન કરનારાઓની પણ છેવટ એક નાત તો બંધાયજ છે. લોક 'પુનર્લગનિયાની નાત' એમ કહે છે. તેમ છતાં વળી એમનામાંથી પૂર્વાશ્રમનું અભિમાન જતું નથી. જે પુનર્લગનિયા બ્રાહ્મણ હોય છે તે પોતાને વહેવાર કરવા ને પોતાનાં છોકરાં નાંખવાને પાછા બ્રાહ્મણ શોધે છે.'

'અરે! પુનર્લગનિયાંમાંજ એવું થાય છે એમ ન માનતાં ભાબી!' હીરામણિએ ગાજીને કહ્યું. 'ખ્રિસ્તી થઇ ગયેલાઓમાં પણ પૂર્વાશ્રમની નાતજાતોનું અભિમાન તો મેં સાંભળ્યું છે. એક બ્રાહ્મણ ખ્રિસ્તી એક ઢેડાખ્રિસ્તીને કન્યા લેતો દેતો નથી. આ મુંબાઇમાં જે ફિરંગીઓ છે તેમાં આગલી નાતજાતોનું એવું અભિમાન તો હજી ચાલુજ રહેલું છે. તેમનામાંએ રીતરિવાજની કેટકેટલી બધી પંચાતીઓ બળી છે. એ તો તમારૂં કહેવું ખરૂં છે કે, માણસ ટોળા વગર રહી શકતું નથી. જ્યાં ટોળું બંધાયું ત્યાં સ્વચ્છંદ વર્તન કોઇ ચલાવી લેજ નહિ. એ માણસની સાથે સંબંધ બાંધીને રહેવું હોય ત્યારે તો આપણે તેમનાં સુખ સગવડ પણ જોવાં જોઇએ. એ તો આપણો ધર્મ ઠર્યો. આપણે સ્થાપેલા સમાજરૂપી રાજ્યના નિયમ—કાયદા આપણે ન પાળીએ ત્યારે તો આપણે 'આઉટલો' બહારવટિયા જેવાં કહેવાઇએ. પણ ત્યારે કરવું શું?'

'કરવાનું એજ કે સમાજમાં રહીને સમાજને સુધારવો અને લોકને લાત મારી દૂર નાંખી દઇને આગળ વધવાનો ઉદ્ધત યત્ન કરવો નહિ, પણ લોકને સુધારી તેમને સાથે લઇને આગળ વધવાનો યત્ન કરવો. લોકને મૂકીને આપણે ક્યાં જવાનાં? પાંચ જણ હોઇએ તેમાંથી આપણે એક જણ નીકળી જઇએ, તેથી તે આપણે ચાર જણને છોડી દીધાં કહેવાય? કે તે ચાર જણે આપણ એકને છોડી દીધું કહેવાય? વળી આપણે એકાકી આ જગતમાં શું કરી શકીએ? સમાજની માણ-

સને ખાસ જરૂર છે અને સમાજ વગર માણસથી રહીજ શકાતું નથી; માટે સમાજના વાડામાંથી નીકળી નાસીને સુખ શોધવાનાં ખાલી ફાંફાં મારવાં નહિ, પરંતુ સમાજમાં રહી સમાજને આપણા સારા વિચાર સમજાવી સારૂં કરવા તરફ વાળવો, અને તેની સાથે રહી આપણે સર્વે સુખિયાં થઇએ એમ કરવું. આને માટે ઉત્તમમાં ઉત્તમ માર્ગ કેળવણીનો છે. આપણા સુધારક લોકોએ નાતજાતોને તોડી નાંખવાના રીતરિવાજોથી એકદમ અળગા થઇ જવાના, અને પુનર્વિવાહાદિક બહુ મોટી લોકસંખ્યાને ન રૂચતાં હુલ્લડો કરીને સમાજરાજ્યમાં બંડ ઉઠાવવાના યત્ન કરવા જોઇએ નહિ, પરંતુ સમાજમાંથી ને સમાજમાંથી સમજાવી તથા નાંણાં કઢાવી જેમ સૌને વધારે જ્ઞાન મળે તેમ કરવું જોઇએ. પરનાતીલા સાથે જમવાની કે કન્યા લેવા દેવાની હઠ કરીએ તેના કરતાં તેની સાથે સમભાવ, સ્નેહ અને એકપણાની ભાવના ખીલવીએ તે વધારે હિત કરે છે. કેળવણી અને જ્ઞાન વધશે તેમ સૌ સૌનું અને સમાજે સમાજનું સુખ શામાં છે તે સમજશે અને એની મેળે કાર્યસિદ્ધિ થશે.' આમ કહી વસંતકુમારી ઉઠયાં.

'બેસો, બેસો ભાભી! જવાય છે.' હીરામણિએ વસંતને ખભે હાથ દઈ જોરથી ખુરસીમાં બેસાડી.

'તમારૂં સારૂં થજો' જ્યોતિષ્મતી પ્રસન્ન મને વચમાંજ બોલી ઉઠી કે, 'તમારૂં સારૂં થજો, ભાભી!' તમે ખરેખરી વાત કહી. હું ત્યારની હીરામણિ બ્હેનને એજ કહું છું. સમાજમાંથી નીકળી જવાને લીધે મને બહુ વીત્યું છે. મારે માથે દુઃખનાં ઝાડ ઉગવાંજ બાકી રહ્યાં હતાં. ભાભી! તમે તો એટલે અંશે પુનર્લગ્નને ઉત્તમ ગણોછો, પરંતુ મેં તો તેને માટે એવો અભિપ્રાય સાંભળ્યો છે કે, મનુષ્યના મનનું ઉંચામાં ઉંચું વલણ—લક્ષ—હમેશ નીતિ અને પોતાના આત્મશ્રેય તરફ રહેવું જોઇએ, એ વિચારે પુનર્વિવાહનું ખંડન કરનારાઓ કહે છે કે, મનુષ્યને સંસાર કરતાં આધ્યાત્મિક ચિંતન તરફ વાળવાં એ વધારે સારો માર્ગ છે. દરેક પ્રજા અને દરેક પ્રજાના પ્રાચીનથી તે છેક અર્વાચીન કાળ સુધી થઈ ગયેલા સર્વે વિદ્વાનોએ એ તરફ

વલણુ બતાવેલું છે. અરે ! એમ માનેલું છે કે, ધર્મ સંબંધી વિચાર માત્ર માણુસ જાતજ કરી શકે છે અને માનવ માત્ર તે અપૂર્વ શક્તિની બક્ષીસ માટે જે કંઇ કરી શકે, તે તે શક્તિના આપનાર તરફ પોતાનો ધર્મ બજાવવામાંજ રહેલું છે. જે સારૂં છે તે સારૂંજ છે. જે કર્તવ્ય છે તે સર્વ કોઇ માન્ય રાખે છે. સાચું બોલવું તે સારૂં છે, એમ બીજી પ્રજાઓ પણુ શું નથી માનતી ? ઠગારો કે ચોર પણુ પોતાના દીકરાને એવો બોધ તો નહિજ આપે કે, 'સાચું બોલવું તે નઠારૂં છે ?' જે સત્ય છે તે ત્રણે કાળે સત્યજ છે. સંસારમાં સુખ માની રચીપચી ગયેલાઓને પણુ જ્યારે સંસાર ખોટો છે, સંસાર દુઃખનું કારણુ છે અને ત્યાજ્ય છે, એમ કહેતા સાંભળીએ છીએ, ત્યારે એક વિધવા કે જેને આકસ્મિક રીતેજ સંસારથી છુટકો મળેલો છે તેને પુનઃસંસારનો બોજ કરવો તે કેમ સારૂં કહેવાય ? નઠારૂં છે તે સર્વત્ર નઠારૂંજ છે. 'કાશીમાંએ કાગડો તો ધોળો ન હોય ?' તેમ જે વાત મૂળેજ સારી નથી તે તો કોઈ લોકમાં સારી હોયજ નહિ. સારાને નઠારૂં કહ્યે નઠારૂં થતું નથી અને નઠારૂં સારૂં કહે સારૂં થતું નથી. આપણા ધર્મમાં ધારો કે, પુનર્લગ્નને નઠારૂં ગણી નિંદ્ય માન્યું છે પણુ બીજા લોકમાં તો તેમ નથીને ? મુસલમાન યુરોપિયન ચીનાઓ અને બીજી પ્રજાઓમાં તેનો પ્રતિબંધ નથી તોપણુ તે તે પ્રજાઓમાં, જે લોક પોતાને કંઈક ઉત્તમ અને પ્રતિષ્ઠિત માનનાર છે, તેઓ પુનર્લગ્નને સારૂં કહેતા નથી. પોતાને સારા ઘરની ખાનદાન આબરૂદાર અને બીજાથી ઉત્તમ માનનાર વિધવા, કે પોતાને ઉચ્ચ માનનાર કોઇ કુટુંબ જે લોકમાં પુનર્લગ્નનો બાધ નથી ત્યાં પણુ પુનર્લગ્ન કરતાં નથી. એ લોકો પણુ તેને સારૂં કે ઉત્તમ માની શકતાં નથી. જ્યારે જે પ્રજામાં તે હીણું ગણાતું નથી તે પણુ તેને સ્વીકારતાં સંકોચાય છે ત્યારે પુનર્લગ્ન કેમ ઉત્તમ કહેવાય ? અસ્તુ, તેમ છતાં જેનાથી એ ઉત્તમ માર્ગનું અનુસરણુ ન થાય તેને માટે પુનર્લગ્ન હોય તો તે, ભાભી ! તમો કહોછો એવાં હોવાં હોય તો ચાલી શકે, કંઇક ઠીક. પરંતુ હાલની માફક થાય તે તો દુઃખમાં દુઃખ અને સામી ફજેતી !

ચોરાસી નાત છે તેમાં પંચ્યાસીમી વધારવાનો ધંધો. 'બકરૂં કાઢતાં ઉંટ પેસે' એવું થાય છે. પુનર્લગ્ન કરનારાં સૌ એક મંડળ કે નાતની માફક થઇ રહે છે તોયે તેમનામાં પાછો ભેદ રહે છે. હજારો ભેદ છે તેમાં નવા નવા ભેદનો ઉમેરો કરવા જેવા અને આવા ન જોઇતા સુધારા કોણે વચમાં ડખલ કરવાને દાખલ કર્યા? નાતેનાતમાં બાળલગ્ન થતાં હોય તે અટકાવવાં, કુળ અકુળનું અભિમાન ઓછું કરાવવું, છોકરાછોકરીને ઉંચી કેળવણી અપાવવી, અને બેજનવ્યવહારવાળી નાતોની સાથે સંબંધ જોડાવવો એવુંતેવું રહેવા દઇ વિધવાવિવાહ અને સહભોજન જેવાં લોકને ભડકાવનારાં પગલાં કોણે ભર્યાં? ખરા સુધારાવાળા તો એમ કહે છે કે, લોકમાં રહીને બને તેટલા સહેલા સુધારા પ્રથમ કરવા. જમવામાં કંઇ સુધારો આવી જાય છે? એક માણસની સાથે જમતાં હોઇએ તેમ છતાં તેના કાર્યમાં, વિચારમાં કે દુઃખ સુખમાં સહકાર રાખીએ નહિ એટલે થઇ રહ્યું. જમીએ નહિ ને બેટીએ લેઇએ દેઇએ નહિ પણ સહકાર અને સમભાવ રાખીએ તો હમણાં આપણે સૌ એક પ્રજા થઇ જઇએ. આમ થવાને કેળવણી વધારવી એટલે એની મેળે સારૂં ફળ આવશે.'

'અમારા ઘરનો એવાજ સુધારો છે' વસંતકુમારીએ જવાબ દીધો. હીરામણિ બોલી કે, 'બસ, એવો સુધારો સારો. મોટા અમલદારો અને ખાનદાનો પોતે સુધારા કરતા નથી અને ગરીબ બિચારાં અણસમજુઓને શા માટે સુધારામાં ઘસરડી જાય છે. એકાદ અમલથી વગસગવાળો ધની અને સુખી માણસ શા માટે પોતાનું છોકરૂં વ્યવહારવાળી નાતના સુખી કુટુંબમાં નાંખી દાખલો બેસાડતો નથી? બ્રાહ્મણે બ્રાહ્મણ અને વાણિયે વાણિયા એક બીજામાં એવો વ્યવહાર કરે તો હમણાં શોભતાં જોડાં બંધાય, અને જ્ઞાતિભેદની ઇર્ષ્યા ઓછી થઇ પ્રજામાં સંપ થાય. એવા ગબ્બર માણસો પોતપોતાની નાતમાં સહેલથી સમજુતી કરાવી શકે. વિધવાઓ બિચારીઓ જેમને કોઇ શરણ નથી તેમને ફાંદામાં નાંખવા કરતાં સુધારાના આવા ઘણાએ માર્ગ સુધારા માટે ઉઘાડા છે, મારા સારાહાદને માટે મારા બાપ ઉપર એક

બંગાળી બ્રાહ્મણની કન્યા માટે માગું આવ્યું હતું પણ તેમણે ના પાડી. શા માટે ના પાડી હશે? પોતે તો મોટા સુધારક હતા. બંગાળ સાથે આજ આપણને કેટલો પરિચય હોત. મુંબાઈ ઇલાકાની કન્યા મદ્રાસ જાય ત્યાંની પંજાબ જાય અને ત્યાંની બંગાળ જાય, એમતેમ લેવડદેવડ થાય તો હમણાં ભરતખંડ એક માપેટ જેવો થઈ જાય. જાતિવૈષમ્ય, રીતરિવાજનું વૈષમ્ય અને અજાણપણું બધુંએ નીકળી જાય. અહિંનાં સગાં ત્યાં ત્યાંના અહિ એમ થાય અને વીસપચીસ વર્ષમાં કેવું મજેનું પાછું એક આર્ય કુટુંબ ઉભું થાય. આવા રસ્તા શું સહેલા નથી? દેશોદયને માટે આવા માગજ સારા.'

'ધીરા અને ભણેલા સુધારકોના તો આવાજ વિચાર છે. પણ વાએ ચદેલા સુધારકોથી ચમકેલા લોક મંડળમાં હમણાં તેઓ બહાર પડતા નથી. તેઓ કંઈક વધુ વિદ્યાવિકાશની વાટ જુએ છે. સભાઓ દ્વારા કોનગ્રેસ ને કોન્ફરન્સો દ્વારા અને ઈંગ્રેજી ભાષાદ્વારા સહેજ પરિચય થતાં છેલ્લાં પચાસ વર્ષે દરમિયાન આપણા લોક બંગાળીઓ મદ્રાસીઓ અને પંજાબીઓના બહુ વધારે પરિચયમાં આવ્યાં છે. એક હિંદુ તરીકે આ તો આપણે તેમને ચહાઇએ છીએ પણ કન્યા વ્યવહાર કરીએ તો પછી એક સગા તરીકે આપણે તેમને કેટલા બધા ચહાઇએ? અકબર બદશાહે મોગલ રાજ્યનો પાયો અવિચળ કરવાને આવોજ માર્ગ લીધો હતો. મુંબાઇમાં દીકરો અને કલકત્તામાં જમાઈ, મદ્રાસમાં દીકરી ને પંજાબમાં વહુ, એવું હોય તે માતાને મુંબાઈ કે બંગાળ મદ્રાસ કે પંજાબ એ સૌનું શ્રેય સમાન લાગે કે નહિ? એવાં લગ્નથી વળી પ્રજા પણ કેવી સરસ થાય? રીતરિવાજ શિખાય ભાષા સમજાય અને સંપ વધે. સુધારો આવી જાતનો કરવો, એ અમારા ઘરના વિચાર છે અને જેજેને એકવાર વિદ્યાને શસ્ત્રે લડનાર સુધારકો આવોજ પ્રજૈકય સાધક સુધારો કરી બતાવશે.' વસંતકુમારીએ પોતાના પિયેરનો વિચાર જણાવતાં અભિમાનથી આમ કહ્યું, એટલામાં ગુલ્લકાંતનો 'બુલડોગ' શેઠાણીનો અવાજ સાંભળી અંદર દોડી આવ્યો. તે ઉઠીને બહાર ગઈ અને હીરામણિ કુતરા ઉપર હાથ

ફેરવતી હતી એટલામાં શેઠની સિસોટી વાગવાથી તે પાછો એકદમ બહાર દોડી ગયો.

---

## પ્રકરણ ૨૪ મું.

---

### મોતીનું નૂર.

તલસું હું તો અતનુને તાપે તપી,
વિઠલવર વૈદને રહી છું જપી,
શામળિયાને સમજાવ લાવ. અહિં.
ચતુર તો તો ચંદ્રાવલી તું સહી,
જશોદાનો જાયો ન જાયે વહી,
શામળિયાને સમજાવી લાવ. અહિં,
કનૈયાનો કાન ધરીને સહી,
હાજર કરૂં તારી હજુરમાં અહિં,
ચતુર તો તો ચંદ્રાવલી તું સહી. કા૦ પી૦

'અરેરે! મારૂં મન કેવું ખરાબ રહે છે. હરતાંફરતાં કામકરતાં અને ખાતાંપીતાં મને જાણે કંઇ ગોઠતુંજ નથી. કાકીજી મારી મશ્કરી કરે છે તે હું સમજું છું. પણ મન ઠેકાણે રહેતું નથી તેને હું શું કરૂં? સવિતા બહેનના વિવાહ પછી મારો જીવ એવો હિલોળે ચઢયો છે કે જાણે શું કરૂં અને કેવી રીતે દાક્તરને મળું. મારી તબિયત પણ તે પછી તો બગડી ગઇ. આમનેએ હું ભ્રમિત જેવી લાગું છું. ઝુંપડાંમાં રોજ દાકતર મળતા પણ ત્યાં તો જીવ આવાં ભટકાં મારતો નહિ. આ તો જેમ વસ્તુ દુર્લભ તેમ તેની આતુરતા વધારે, એવું થાય છે. આજ બે ત્રણ દિવસ થયાં ભગવાનદાસ કાકાને ત્યાં સીમંત હોવાથી કાકીજી ત્યાં જાય છે, રાતે ત્યાં ગરબા ગવાય છે અને લહેર ઉડે છે ત્યારે મારો જીવ સામો વધારે ઉશ્કેરાય છે. સવારે દાક્તરને બોલાવી લાવવાનું દાસીને કહ્યું હતું. તેણે કોણ જાણે શું કર્યું? તે પણ પાછી મને કહેવા આવી નહિ.' આમ દાક્તર ઉપર મોહિત થયેલી મોતીગૌરી

અપોરના તેના દિવાનખાનામાં બેઠી બેઠી વિચાર કરતી હતી એટલામાં સામેના માળામાંથી ઉડેલો એક પોપટ આવીને છજાની જાળી ઉપર બેઠો. તે ધારે રહીને ઉડી. તરત તેને દમયંતી અને હંસનો પ્રસંગ યાદ આવ્યો.

'અરે શુદા ! પિંજરમાં પડી છું;
ઝૂરી ઝૂરી પોપટડા મરૂં છું.'

આ ટુંકો યાદ આવી ઉંડો શ્વાસ લઈ રૂપાળા પોપટને પકડવા છજામાં ગઈ, એટલામાં તો ચતુર પંખી ઉડી ગયું. મોતીગૌરી પાછી નિરાશ થઈ સોફા ઉપર આવી બેઠી. ત્રીજા પહોરનો વખત થવા આવેલો હતો. પશ્ચિમ તરફની બારીઓના રંગિત કાચના રંગિત તડકા દિવાનખાનામાં પડ્યા હતા. મોટા મોટા 'લાઇફસાઈઝ'ના તખતાઓ ઉપર પડેલાં કિરણોનાં પરાવર્તનોથી દિવાનખાનામાં તેજનાં કિરણની જાળીઓ ગુંથાઇ અથવા અનેક મેઘધનુષ્ય મંડાયાં હોય એવી શોભા થઇ રહેલી હતી. સામેથી ધીરો ધીરો પવન આવતો હતો અને મોતીગૌરી એકલી વિચાર કરતી હતી. ખાલી થઈ ગયું હોય એવા નિસ્તર્ક મને કોઇવાર તે એક વસ્તુ ઉપરજ નજર બાંધી બેસી રહેતી. કદાપિ કોઈ બારીનું બારણું અફળાય તો ચોંકીને તે તરફ જોતી. તરેહવાર સ્વભાવના વાતાવરણમાં તે મોહમૂઢ થઇ રહેલી હતી. તેનું મન ઉશ્કેરાઇ કોઈવાર તેને ગરમ બનાવતું હતું. તે ગમે તે સાહસ કરવાના તરંગ ચલાવતું હતું. ખાનદાની-આભિજાત્ય પાછું તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન આપી ગુંચવી નાંખતું હતું. તે મનમાં ને મનમાં પોતાને ઠપકો પણ દેતી. સાહસ કરવાના વિચારને તે જવાબ દેતી કે 'હું કોણ, કોની પુત્રી, કોની ધણિયાણી અને મારું પિયેર તથા સાસરાના કુટુંબની આબરૂ કેવી ? ફૂલ સુંઘાય કે છુંદાય ? રત્નજડિત સોનાની કટાર તે કેડે ખોસાય કે પેટે મરાય ? જેમ થતું હોય તેમજ થવું જોઇએ. આપણાથી બાંધેલી મર્યાદાનું ઉલ્લંઘન થાય ? કાયદા અને લોક નિર્મિત નિયમથી નીતિનું રક્ષણ થાય છે તે પછી કેમ થાય ? મા છોકરાં મારે તો બીજું કોણ રક્ષણ કરે ? આપણે પોતેજ આપણી ખાનદાનીને જોઇ આપણી આબરૂ ને નીતિનું

રક્ષણ કરવાનું છે. આપણે પોતે એનો ભંગ કરીએ ત્યારે આપણે ખાનદાન અને આબરૂદાર શાનાં? મનથી આવા પાપી વિચારો કરીને ખાલી ઈશ્વરનાં ગુનેગાર શા માટે થવું. શારીરિક સંબંધ કરતાંએ માનસિક સંબંધ તો બહુ મોટું પાપ છે. મન પાપ કર્યા કરે અને શરીર સંબંધ ન થાય એ તો નિર્બળતા—હીચકારાપણું છે. મનથી અને શરીરથી કોઇ પણ રીતે પાપ કર્મ થવું જોઇએ નહિ. મન બીજાને ભજ્યા કરે પણ નિર્બળતાથી તેનો સ્પર્શ થાય નહિ, એ તો બહુજ ખોટું. યમરાજના દરબારમાં માનસિક પાપની તો વકીલાતે કરાવી શકાય નહિ. અરે! યમરાજના દરબારની વાત ક્યાં કરીએ? આ લૌકિક કાયદાઓમાં શું છે? મનમાં ઘુંટીઘુંટીને જે પાપ કર્યું હોય તેજ પાપ કહેવાય છે. કોઈ જાતની ઉશ્કેરણી કે મદમાં કંઇ શારીરિક પાપ થયું હોય તો તેનું તો વારણ—પ્રાયશ્ચિત્ત પણ છે. માનસિક પાપનું પ્રાયશ્ચિત્ત ક્યાંહિં નથી. હું કોણ? અને મને આ શા વિચાર અને ખાલી મનસ્તાપ?' આમ બોલી તે ઉભી થઈ, તખતા સામે ઉભી રહી પોતાનો ચહેરો જોયો અને મન પાછું ફરી ગયું. 'અરેરે! હું ખાલી તવાઇ ગઈ. શા માટે? દાક્તર મુગટલાલને મારી જરાએ દયા નહિ આવતી હોય? મેં દાસીને ચીઠી આપી મારી તબિયત જોવાને બોલાવરાવ્યા તોયે તે આવ્યા નહિ. હું એમને શું કરવાની છું અને કાકીજીએ શું કહેવાનાં છે? 'દાક્તરને આજ બોલાવી મંગાવીશ' એમ તો મેં એમને કહેલું છે. એમણે મને ક્યાં ના કહી છે? જુવાનિયાં છીએ તે હસીએ બોલીએ ને રમતગમ્મતે ન કરીએ? એ તો એ પોતે દાક્તર બેઠા હોય છે અને તરેહવાર મશ્કરીઓ નથી કરતા? મન ચોખાં હોય તો પછી ગમ્મતને માટે શો વાંધો છે? દરેક લોકમાં જુવાન મનને માટે એવી તેવી ગમ્મતોની તો છૂટ છે. આપણા લોકમાં ધરનો દ્વિયર અને હોળીની ધિંગામસ્તી, સાહેબ લોકમાં બૉલ—અરે બૉલની તો ગમ્મત આપણા લોકથી જોવાય કે સહેવાયજ નહિ. દાક્તરની સાથે મારુંજ મન મળ્યું છે કે એમનુંએ મળ્યું છે? ક્યાં અમે ત્રણે જણ છૂટથી બેસતાં અને બોલતાં નથી? ના, પાપ કરવું નહિ? ગમ્મત તો કરવી. શા માટે એકલાં અટુલાં જેવાં રહી

મુંઝાઇ મરવું. જોને, આ મારું શરીર કેવું થઈ ગયુ અને મોં ઉતરી ગયું.' આમ બોલી મોતીગૌરી ઘડિયાળ સામું જોઇ કુદરતી દેખાવોનું એક સચિત્રપુસ્તક લઇ ફરીને સોફા ઉપર જઈ બેઠી એટલામાં ધબધબ કરતી દાસી ઉપર આવી. દિવાનખાનામાં ડોકિયું કરી પાછી ફરી તે બોલી કે 'તમારીજ રાહ જોતાં શેઠાણી બેઠાં છે પધારોને દાક્તર સાહેબ,' મોતીગૌરી આભિજાત્યથી લેવાઇ ગઇ. તેને આવકાર દેતાં પણ શરમાઇ. મુગટલાલના મનમાં કંઇ ન હતું પરંતુ દાસીએ ઉશ્કેરણી આપવાથી તેનું મન પ્રેમઘેલી રાધા જેવું થઇ ગયું હતું. તેનાથી મનના ખરાબ વિચારોને લીધે બહુ પરિચયવાળા દાક્તર સાથે આજ સામે જવાયું કે બોલાયું નહિ. તે લાજથી નીચું જોઇ ગઇ. દાક્તર દિવાનખાનામાં આવી ખુરસી ઉપર બેઠો. દાસીએ મોતીગૌરીને કહ્યું કે, 'લો, ચાલો હવે મુખ ધોઇ નાંખી પાનબીડી લઈ આવો.' તે ઉભી થઇ અને કમળનાળ જેવો નાજુક મોતીગૌરીનો હાથ ખેંચી તેને સોફા ઉપરથી ઉઠાડી બીજા ખંડમાં લઈ ગઇ.

તેઓ અંદર ગયાં તે વખતનો મોતીગૌરીનો મરોડ આલસ્ય પૂર્ણ રાગ ભર્યા કટાક્ષ અને મદ ચઢવાથી અકડાઇ ગયાં હોય એવાં અંગ મુગટલાલને બહુ મોહક લાગ્યાં. મોટા વિશાળ એકાંત ઘરમાં દાસી અને મોતીગૌરી વગર અત્યારે બીજું કોઈ ન હતું. તેઓ સાથે બેસી વાત કરતાં હતાં તેથી દાક્તર મુગટલાલે અનુમાન કર્યું કે, 'દાસીએ આ નિર્દોષ યુવતિના મનને વિષયવિવશ બનાવી મૂકેલું જણાય છે. મોતીગૌરીના સૌંદર્યથી અને હાવભાવથી હું મોહ પામું પણ ભૂલું તો નહિજ. મારું મન તેને જોઇ કોઇવાર કંઈ કંઇ વિચાર કરે પણ તેથી શું હું ભૂલું ? મારા મનની ઉશ્કેરણીને તેણે વારંવાર મોહથી વધારી હશે પરંતુ એક પુરુષ તરીકે મારું શું કર્તવ્ય છે, તેનો મેં હમેશ વિચાર રાખ્યો છે ને રાખીશ. હું કોણ છું ? કેવે પ્રસંગે આ લોકના સંબંધમાં આવ્યો છું. મારી તથા તેમની મૈત્રી કેવી રસપ્રદ છે. કર્તવ્ય ઉપર વિચાર કરીને કાર્ય કરવાની શક્તિ તથા બળ બહુધા પુરુષોમાંજ હોય છે. પુરુષો પોતાના સ્ખલનને માટે સ્ત્રીઓ કરતાં વધારે દોષિત ગણાય છે. ન્યાયમાં પુરુષને

શિક્ષણીય ગણેલો છે. જે કુટુંબમાં તેમાંના એક માણસ જેવા થઇ આજ સુખથી મહાલીએ છીએ આનંદથી વસીએ છીએ અને નિર્દોષ મોજમજામાં મશગુલ રહીએ છીએ તે કુટુંબ સાથે તો અંતરવારની ધારે ચાલવું જોઇએ. મોતીગૌરી કે નિર્દોષ ઉચ્છૃંખળ પ્રેમમાં મારી સાથે હમેશ છુટી જીભે બોલતી અને ગાંડીઘેલી થઈ જતી તે આજ એના મનમાં નઠારો વિચાર દાખલ કરાયેલો હોવાથી કેવી લજ્જાળુ બની ગઈ છે. મનોવૃત્તિ કુદરતી રીતેજ સારી હોવી જોઇએ. કુદરતથીજ એવા ઘણાક માણસો હોય છે કે જેઓ દારૂના પીઠામાં અને અફીણના ખેતરમાં રહેનાર હોવા છતાં તેમને વ્યસનની ટેવ પડતી નથી, અરે ટેવ તો શું પરંતુ તે વસ્તુ કેવી હશે તેનો સ્વાદ જોવાની પણ તેમને વૃત્તિ—ઇચ્છા થતી નથી. દુર્ગુણી માણસોની વચ્ચે રહેનારા અને દુર્ગુણોથી વિંટાયેલા હોવા છતાં પણ સ્વભાવનાજ એવા કેટલાક અંતરની સમજવાળા જીવ હોય છે કે તેમને પેલા દુર્ગુણો લેશ માત્ર પણ અસર કરી શકતા નથી, છતાં અલબત 'સોબત તેવી અસર' એ કહેવત પણ ખરી છે. સૌ માણસો કંઇ એવી આત્મીય સુસમજવાળા હોય છે નહિજ. સાધારણ રામજનાં માણસોને સોબત બગાડે છે ને ઉલટે રસ્તે ચઢાવી દે છે તેમાં વળી ગૃહસ્થ ઘરોમાં એવું બહુ થાય છે. અરેરે ! મોટાં ઘરોની ખરાબીનું કારણ આ પ્રમાણે હલકાં માણસોજ હોય છે, નીચ માણસોની સોબત તેમના મગજ ઉપર નઠારી અસર કરે છે. આયાઓ મારફતે છોકરાં ઉછેરાવવાની પદ્ધતિ આ પ્રમાણે બહુજ નઠારી ગણાય. રાજકુળમાં નઠારા કુંવરો ઉત્પન્ન થવાનું કારણ બીજું કંઇ નહિ પણ હલવાં માણસોજ હશે. વીર પિતાનો પુત્ર બાયલો અને દુર્ગુણી નીકળે તેનું કારણ તેની સોબતજ હોય. આપણાં રાજવંશી કુટુંબોમાં કાં કુંવર કે કાં કુંવરી જન્મ પામે ત્યારથીજ ખવાસણોને સોંપવામાં આવે છે. એ હલકાં માણસો ઉછરતા બાળકને પ્રિય થવા અથવા તેના માબાપને પ્રિય થવાને તેના કોમળ મગજમાં અનેક દુર્ગુણોનાં બીજ પ્રેરી દે છે. મોટાં ઘરોમાં જે અનીતિ જોવામાં આવે છે તેનું કારણ પણ મારા અનુભવથી હલકી જાતનાં ચાકરો અને દાસીઓજ હોય છે. 'સોબત

તેવી અસર ' એમ કહેવામાં આવે છે તે ખરૂં છે. કુળવાન સ્ત્રીપુરૂષોની નીતિને માટે તેમના કરતાં તેમની આસપાસનાં માણસો વધારે જોખમદાર છે. '

મુગટલાલની બુદ્ધિ જ્યારે તેને આ પ્રમાણે નીતિ ને પુરુષને યોગ્ય કર્તવ્ય બતાવતી હતી ત્યારે દાસી નીચે ગઇ અને ઝીણું કપડું પહેરી મોતીગૌરી અંતઃપુરના દ્વારમાં મુગટલાલની સામું જોતી ઓઠે આંગળી મૂકીને લજવાતી લજવાતી ઉભી રહી. દાક્તર સદ્વિચારમાં નિમગ્ન હતો ત્યારે મોતીગૌરી મહા બળવાન ન્યાયદોરને પણ તોડી નાંખે એવા મોહ ભર્યા ભાવમાં રસથી ભરેલે પણ ભારે હૃદયે કુલીનતા રૂપી ગુફાની લજ્જાએ રોકી રાખેલી સરિતાની માફક ગુંચવાતી લજ્જામાં ડૂબી જતી જણાતી હતી. દિવાનખાનાની બારીઓ ઉઘાડી હતી, ત્રીજા પહોરના આથમતા તડકાઓને લીધે સામ સામેના અરીસાઓમાંથી પ્રસરતી અને પરાવર્તન પામતી વિવિધ પ્રકારની પ્રકાશ જાળે દિવાનખાનાના વાતાવરણને તેજસ્વી અને ગરમગરમ બનાવી મૂકયું હતું. છાપરા ઉપર પારેવાં—કબુતરો ગળાં ફુલાવી કામ જાગરૂક ઘોર કરતાં હતાં. પશ્ચિમ તરફની બારીમાંથી તડકાનો ઉષ્ણ પવન આવી આરસના ટેબલ ઉપરની પુષ્પ મંજરીઓ તોરાઓ અને છડીઓને કરમાવતો હતો. મોતીગૌરી પ્રેમમાં અને દાકતર મન અને બુદ્ધિ વચ્ચે ચાલતા ઝગડામાં એકતાર હતાં. દિવાનખાનાનો દેખાવ બે જણના વિચારથી વિચિત્ર ખરેખર વિપરીત ભાવવાળો જણાતો હતો. કોઇએ એક બીજાનાં નેત્ર એક કર્યાં નહિ. આભિજાત્યે બેઉને અટકાવ્યાં. આવું મૌન જોઈ મોતીગૌરી ઝટ પાછી ફરી ગઈ. જતાં તેના કંકણનો તરૂણ જન ઉત્સાહક ધ્વનિ થયો તેની સાથેજ મુગટલાલે તે તરફ જોયું. તે હવે ફરીને મનમાં બોલ્યો કે, ' સ્ત્રીઓનાં હૃદય કોણ જાણે છે ? નિરંતર આનંદથી ઉભરાતી આ અત્યારે કેવા માનમાં હતી. ક્ષણમાં પુરૂષ ભાવ અને ધારણાઓને ખોટા પાડી મોતીનાં પાણી ઉતારી નાંખે. અરેરે ! મને તો આ વિચારજ અધમ લાગે છે. ઇશ્વર એવાં કર્મથી મને દૂર રાખો. પ્રેમનો નિર્દોષ ગમ્મતનો અને મોજ-

મજાનો શું એમાંજ સમાવેશ થાય છે? નહિ, નહિ, સમાગમ સુખની સમાગમ આણુતાર છે અને તેમાંથી મહા ઉત્પાત દ્વેષ અને જગતમાં જે કંઇ ભુંડું કહેવાય તે સૌ ઉત્પન્ન થાય છે.'

અંતઃપુરમાં જતાં મોતીગૌરીની શરમ—આંખમાંની શરમ ઓછી થઇ અને ન જાણતે ન સમજાતે મને તાનમાં ને તાનમાં તેણે ગાયું કેઃ—

મેં વારી, મેં વારી,
મુગટપર મેં વારી, મેં વારી.
ઓહો યારીની શી બલીહારી. મુગટ.
વણજારો તું હું વણજારી;
મુગટપર મેં વારી, મેં વારી.

પ્રેમરસથી બે ત્રણવાર સુસ્વરે લટકાથી હૃદયના ભાવ પૂર્વક આ પ્રમાણે વળી વળીને તેણે આ ટુકો આલાપી. પવન ઉલટો હતો અને મુગટલાલ વિચારોમાં એકેંદ્રિય થઇ રહેલો હતો એટલે તેણે તે સાંભળી નહિ પણ ગાડીમાંથી ઉતરી ચોકમાં આવતી કાકીજીએ તે ગાનની ભાવભરી માર્મિક ટુકો સાંભળી. પવનની સાથે ભળી તે અશ્રાવ્ય થાય તે પહેલાં તો તેણે નીચેથી વહુને સંબોધીને કહ્યું કે, 'મોતીવહુ! મોતીવહુ! ઘાંટો બેસી જશે તો રાતે પછી આવો મજેનો સૂર નહિ નીકળે?'

કાકીજીનાં અર્થયુક્ત મર્મવાક્ય સાંભળતાંજ મોતીગૌરી ચૂપ થઇ ગઇ. તેના મનનો ઉભરો શમી ગયો. તેને લજ્જા આવી તથા ભય લાગ્યો. કાકીજીનાં કતુંક ભુલાઇ ગયાં અને પોતાનાં નજર સામે તરી આવ્યાં, તેણે એક રોમોદ્દગમ અનુભવ્યો. હૃદય ધબકવા લાગ્યું અને જંઘામાં ઝીણી ઝણઝણી આવી. મુગટલાલવાળા દિવાનખાનામાં થઇને કેવી રીતે જવું, તેની પણ તેને સમજ પડી નહિ. 'ઉપર કોણ છે? એવો સવાલ કરશે તો શો ઉત્તર આપીશ, શું કહીશ અને વગર કારણે જુઠું બોલવા જતાં પકડાઈ તો.' એવા વિચારથી તે ચૂપ ઉભી રહી. દાસી ઉપર દોડી આવી અને બોલી કે, 'મોટાં શેઠાણી આવ્યાં. નીચે ચાલો, ગભરાશો નહિ!'

આણી તરફ નીતિ એટલે શું અને અનીતિ એટલે શું ? એવો પ્રશ્ન કરી દાક્તરે વિચાર કરવા માંડેલો તેમાં તે એવો ગરકાવ થઈ ગયો કે, પોતાની આગળ પાછળ શું થાય છે તેની પણ તેને ખબર રહી નહિ. 'ખરેખર આનો ઉત્તર આપવો એ ગુંચવણ ભર્યું છે.' એમ મને મનને કહ્યું અને તેના સમર્થનમાં તેણે નીતિ અને અનીતિની અનેક વ્યાખ્યાઓ બનાવી તથા રદ કરી. મન અને બુદ્ધિના ઝગડામાં નિશ્ચયવાળું પરિણામ આણતાં તેને અનેક ઇતિહાસો, અનેક ચરિતો ઘણાંક દૃષ્ટાંતો અને ભાષા પર ભાષાના શબ્દાર્થની અનેક યોગ્યતાઓ ઉપર વિચાર કરવો પડયો. 'સાર્વત્રિક સત્ય તે નીતિ, કોઇને નુકસાનકારી હોય તે અનીતિ.' નહિ. બુદ્ધિએ ઉત્તર આપ્યો. પછી વળી તત્ત્વજ્ઞાનીઓ અને દેશદેશના રિવાજોપર અથડાઇ તે અસલ સંસ્કાર ઉપર આવ્યો. ગુંચવણમાં અને વિચારના ફરીફરીને ફરતા વમળમાં તે શૂન્ય મને એક દૃષ્ટિએ અને અચલિત સ્થિતિએ મૌનજ બેસી રહ્યો. દૃષ્ટિ ફેરતાં ફરીને તે એનું એ વાક્ય મોટેથી બોલી ઉઠયો કે, 'ખરેખર નીતિ શું અને અનીતિ શું ? તે કંઇ સમજી શકાતું નથી. આવાજ ગોટાળામાં માણસો યથારુચિ વર્તન કરતાં હશે. ગમે તેમ હો પરંતુ એટલું તો દરેક માણસથી સમજાયેલુંજ છે કે 'ખોટું તે ખોટું અને સાચું તે હમેશ સાચુંજ.' સત્યનેજ માણસે વળગી રહેવું કારણ કે તેનો છેવટ જય છે.'

નીચે ઉતરતાં ઉતરતાં યાદ આવવાથી દાસી બોલી કે 'શેઠાણી ! મને માફ કરજો. મારાથી એક મોટી ભૂલ થઇ ગઈ છે.'

'તે શું ઝટ બોલી દે.'

'દાક્તરે મને એક ચીઠી આપી હતી. હું બહારથી આવી અને મોટાં શેઠાણીએ મને કંઇક પૂછ્યું. જાણે તમારી સાથેજ વાત કરતી હોઉં તેમ ભૂલમાં ને ભૂલમાં તમને આપવાની ચીઠી મેં તેમને આપી દીધી. તેઓ ચીઠી લઇ ગાડીમાં બેસીને બહાર ગયાં. હમણાં મને યાદ આવી. હું નિર્દોષ છું શેઠાણી !' દાસી આમ કહી નમી પડી. દાસીની મૂર્ખાઈ સાંભળી મોતીગૌરીના પેલા વિચાર ઉડી ગયા; તે પોતાની ઉપર

આવેલા આ આરોપમાંથી કેમ છૂટવું, તેના વિચારમાં પડી. દાસી રડી પડી અને હાથ જોડી વારંવાર માફ માગવા લાગી. મોતીગૌરીને એક બાબતથી હિમ્મત આવી અને તેણે કહ્યું કે, 'તું અંદરની અંદર અને બહારની બહાર હોય એવી જણાય છે. કેટલાક દિવસ થયાં મને તારી ઉપર શક ગયો છે. એ લોકોની ખટપટમાંએ તું ખરી અને મારી ખટપટમાં પણ તું ખરીજ. લાંચિયા અમલદારની માફક બેઉ બાજુ મારી ખાય છે રાંડ ખબરદાર! હવે હું તને એક દિવસ પણ અહિં રાખવાની નથી. સુરતથી તને હું અહિં લઈ આવી તે મારી થવાને કે બીજાંની? મોટાં શેઠાણી સાથે એકાંતમાં બેસી બેસીને તું શી વાતો કરે છે? મારાથી કંઇ સમજાતું નથી?'

'હું તો તમારી ગુલામડી છું શેઠાણી! મારી ઉપર ગુસ્સો ન કરો. મારી ભૂલ થઇ ગઈ. તમે મારાં માબાપ જેવાં છો. મારા પેટ ઉપર પાટુ મારશો નહિ. મોટાં શેઠાણી મારી સાથે એમની ખાનગી વાત કરે તેમાં હું શું કરૂં? કોઇ વાર મારે એમનીએ સંભાળ રાખવી ન પડે? મોટાં ઘરમાં રહીએ ત્યાં અમ ચાકર લોકને આવું કેટકેટલુંક શીખવું પડે છે. મારે તો એમનું અને તમારૂં બેઉનું રાખવું જોઇએ. કોઇ કોઇની વાતો અમે એક બીજાને કહીએ નહિ. સૌનું સાચવી લઇએ. પૈસાદારોનાં ઘરમાં જ્યાં અને ત્યાં 'માટીના ચુલા.' શું કરીએ. મને પૂછશે તો હું ભરી પીશ.'

'ત્યારે દાક્તર તને ક્યાં મળ્યા હતા? મોડેથી અહિં આવવાનું તને તો કહ્યું હતું?'

'એમણે ચીઠી આપી મને કહ્યું હતું કે, 'નાનાશેઠની સાથે સાંજના આવીશ અને રાત રહીશ, પરંતુ મેં કહ્યું કે, નાનાશેઠ ૭ વાગે ઘેર આવે ત્યાર પહેલાં આવજો. મોટાં શેઠાણી સીમંતના કામ ઉપર ગયાં હશે તેથી મોતીશેઠાણીને મળવાનો અને વાત કરવાનો ઠીક વખત મળશે.'

'તું ખરૂં કહે છે? ક્યારની વાત કરે છે?'

'શેઠાણી! ખરેખરૂં કહું છું. મેં આગ્રહ કર્યો તેથી આવ્યા.

પૂછીને ખાતરી કરજો. હું એટલું નથી સમજતી કે, મારી શેઠાણીને સુખ થાય તેમ કરવું. એ બાબત તો મને કહેવીજ પડે નહિ.' દાસીએ સારૂં લગાડી મોતીગૌરીના કાનમાં કંઈ કહ્યું. કાકીજીને કેમ મળવું અને શું કહેવું, તે વિચારમાં મોતીગૌરી ગુંચવાતી હતી તેનો તેણે ખુલાસો કરી નાંખ્યો.

## પ્રકરણ ૨૫ મું.

### રતિસુંદરી.

રતિસુંદરી મુંબાઇથી ઘેર પાછી આવી. મદનમોહનનાં બીજી કન્યા સાથે થયેલાં લગ્ન તેનો સંસાર અને 'પોતાને તે પર પુરૂષ થયો' તે, તથા સવિતાને તેની ઇચ્છા પ્રમાણે વર મળ્યો તે બધું જોયા જાણ્યાથી તેનું કોમળ નાજુક અને બાળક મન છેકજ નિરાશ—ભાગી ગયું. તે નિરાશ થઈ મુંબાઇથી પોતાને ગામ આવી. દુર્ગાને દીકરીનું દિલ જોઇને શોક થયો પરંતુ શું કરે? દૈવે તેમના પાસા સવળા પડવા દીધા ન હતા. મા અને દીકરી બેઉ મનોભંગથી ખિન્ન થઇ મહા કષ્ટતર અળખામણું જીવન વહેવા લાગ્યાં; પણ ઘરમાં ઉમ્મરલાયક છોકરી કુંવારી હોવાથી મયારામથી સુખે બેસાયું નહિ. અડોસીપડોસી દ્વારા તેમણે દુર્ગાને ઠપકો દેવડાવ્યો અને કેટલાંક સગાંએ આપ મેળે તેને મોઢે ચઢીને કહ્યું કે 'તમારી તે બુદ્ધિ બગડી છે કે શું? છોકરી મોટું બૈરું થઇ ત્યાં સુધી વિવાહની કંઈ વાતજ કાઢતાં નથી? તમારામાં તે કંઇ સમજણ છે કે નહિ? કળિકાળ કેવો આવ્યો છે તેનો તો વિચાર કરો?' લોકના અને સ્નેહીસગાંના આવા ઠપકાએ દુર્ગાને ગાભરી બનાવી દીધી.

તે સઘળું સમજતી હતી. 'છોકરી મોટી થઇ છે અને લગ્ન કરવાં જોઇએ' એમ તે પોતે નિરંતર ચિંતા કરતી, પરંતુ તેમની આશાઓ ઉપર કેવો આઘાત થયો હતો તે કોઇ વિચારતું ન હતું. મોટી થયેલી છોકરીને પૂછ્યા વગર કંઈ પણ કરવું તે દુર્ગાને ઠીક

લાગતું નહિ. છોકરીને વાત પૂછવી એ હાલ તેને બળતીને બાળવા જેવું હતું. છોકરીનું હૃદય મદનમોહને લગ્ન કરવાથી હતાશ—પોચું થઇ ગયું હતું. હજી તો તેનો એ ઘા તાજો અચિરજ છેદાઈ છુંદાયેલો હતો તેથી તાજા ઘામાં મીઠું ભરવા જેવી લગ્ન કરવાની વાત કોમળ હૃદયની માતાથી પુત્રીને કહેવાતી ન હતી. દુર્ગા વારંવાર વાત કરવાનો વિચાર કરતી અને ફરી ફરીને પાછી છોકરીનું દયામણું મુખ જોઈ મૌન રહેતી.

જ્યારે જ્યારે કોઈ તેને ઠપકો દેઇ જતું ત્યારે ત્યારે તેનું મન અકળામણુ કરતું. વારંવાર તે એકાંતમાં વિચાર કરતાં મનના ઉભરા કાઢતી હતી કે ‘ લોકો અમારૂં દુઃખ જાણતા નથી. અમારા મનમાં કેવું થાય છે અને શું થયું છે તે માત્ર હું અને મારી છોકરીજ જાણીએ છીએ. અમારાં હૃદય ફાટી પડવાંજ હવે બાકી છે. કોની આગળ અંતરની વાત કહેવાય ? રતિસુંદરી મુંબાઇથી આવ્યા પછી બિચારી કેવી શોષાઇ ગઈ છે. રાત્રિએ કેવી ઉઘાડી આંખે પથારીમાં પડી રહે છે, કેવી ચિત્તભ્રમ જેવી જણાય છે અને કેવી લેવાતી જાય છે તે બીજા લોકને શું ખબર ? અમારૂં દુઃખ અમેજ જાણીએ હું છોકરીને શું કહું ? ‘ ડોસો કુંવારો હોય, કંઈ ડોસી કુંવારી હોય ? ’ રતિ આટલું નહિ સમજતી હોય ? એના બાપ મરી ગયા અને આ પીડા ક્યાં મારે માથે આવી પડી ? અરેરે ! મારે આમાંથી કેવી રીતે માર્ગ કાઢવો ? એક તરફ છોકરી કંઇ બોલતી નથી, બીજી તરફ મારાથી તેને કંઈ કહેવાતું નથી, અને ત્રીજી તરફ લોકો મને હમેશ ચુંટી ખાય છે, મારે તે હવે શું કરવું ?’ દુર્ગા આ રીતે રોજ કઢાપો કર્યા કરતી હતી. રતિસુંદરીને તેનાથી આ વખતે કંઈ પુછાતું પણ ન હતું. આમ ને આમ કેટલાક દિવસ નીકળી ગયા પરંતુ માદીકરીનું મન જણાયું નહિ. આખરે મયારામે કંટાળી ગુસ્સે થઈ દુર્ગાને કહેવડાવ્યું કે, ‘ વીરપ્રસાદની સાથે વિવાહની ગોઠવણ કરૂં છું. તમે લગનની તૈયારી કરવા માંડજો. ઘરમાં કુંવારી કન્યાના ભડકા હવે મારાથી સહેવાતા નથી. તમને ગમતું હશે તોપણ અને કદાપિ નહિ ગમતું હોય તોપણ

કરવુંજ પડશે. નાતજાતમાં હું મારૂં બોલ્યું અબોલ્યું નહિ કરૂં ?'

મયારામનો છેલ્લો આદેશક સંદેશો એક વૃદ્ધ પડોસીએ દુર્ગાને રતિ સાંભળતાંજ કહ્યો. માદીકરીએ તેનો કંઈ ઉત્તર આપ્યો નહિ. દુર્ગાના મૌનને સ્વીકાર રૂપે સમજી લેવામાં આવ્યું. પછી મયારામે વીરપ્રસાદ સાથે રતિના વિવાહની ગોઠવણ કરી દીધી.

ઘરમાં નાતમાં અને ગામમાં રતિના વિવાહની વાત પ્રસિદ્ધ થઇ. તેના મોટા અને નાના કાકાઓ તથા કાકીઓ લગ્નની તૈયારીઓ કરવા લાગ્યાં. દુર્ગા મુંગે મોઢે તેમાં સામેલ થઈ. રતિ સઘળું જોયા કરતી હતી. એક પછી એક વિવાહનાં કામ ઉકલવા માંડયાં. દુર્ગાએ છોકરીને શાંત જોઇ તથા દેશકાળનો વિચાર કરી કંઈક ઉત્સાહથી કાર્ય કરવા માંડયું. અંબા અને બીજાં માણસોએ તેને મદદ કરવા માંડી. ગુણસાગરનું દીઠું ન પડે તેવી રીતે જરા ઉદારપણે વર્તવાને તેને ઉત્તેજવા માંડી. જે જે વસ્તુની ખરીદી થતી તે તે વસ્તુ રતિને બતાવવામાં આવતી અને તે કંઇ પણ હર્ષશોક દર્શાવ્યા વગર પસાર કરતી હતી, મયારામનું ઘર અને ટુંકામાં કહીએ તો આખું કુટુંબ આ પ્રમાણે વિવાહના કાર્યમાં લાગી ગયું હતું.

જેમ જેમ લગ્નના દિવસ પાસે આવતા ગયા તેમ તેમ ઘરમાં આનંદ અને રતિના હૃદયમાં શોક વધારે અને વધારે ઉંડો જતો ગયો. ગણપતિ બેસાડવાનો દિવસ પાસે આવતો જોઈ દુર્ગાએ રતિને બોલાવી કહ્યું કે 'બહેન ! તારા જીવને હવે કેમ છે ? કેમ હમણાંની બહુ એકાંતિક લાગે છે. આજ સુધી મારી અને તારી વચ્ચે કંઈ વાતચીત થઈ નથી પરંતુ આજ હું તને કંઇક કહીશ. જો આ જગતમાં માણસનું ધાર્યું કઈજ થતું નથી. જગત્કર્તા ઇશ્વર ધારે છે તેજ થાય છે અને તે જે કરે છે તે સારાને માટેજ કરે છે. આપણે આપણું ધાર્યું ન થાય તો પરિતાપ કરવો નહિ. તે માણસે તેનો માર્ગ લીધો ત્યારે આપણાથી કેમ બેસી રહેવાય ? તું શું નથી સમજતી કે તને કહેવું પડે ? આનંદથી ઘરમાં હર ફર અને ખુશખુશાલ રહે. કાલે સવારે ઇશ્વર સારૂ કરશે તો, હું અને તું બેઉ ઇશ્વરનો ઉપકાર માનીશું.

દીકરી ! જેવો વખત હોય તે પ્રમાણે ચાલીએ. બૈરાં માણસે લિંબુના રસની માફક જેમાં ને તેમાં ભળી જવાનો સ્વભાવ રાખવો. મોટેરાંથી જેટલું સારૂં જોવાય તેટલું સારૂં જોવાયું છે એમ સૌ કોઈ કહે છે. કદાપિ મારૂં અને તારૂં ધાર્યું ન થયું તો શું થયું ? જગત જેને સારૂં કહે તેને આપણે સારૂંજ માનવું. આપણો મત મૂકી દેવો. તું સુખી થઇશ. આ થોડા વખતમાં તારા ઉપર જેટલું વીતવાનું હશે તે વીતી ગયું છે. દૈવનેએ હવે તો દયા આવવી જોઇએ.'

રતિસુંદરીએ કંઇ ઉત્તર આપ્યો નહિ પરંતુ લોલ ચળકતી વિશાળ આંખે માત્ર માતાના સામું જોયા કર્યું. ઝીણું મધુરૂં ઉપર ઉપરનું છેવટ તેણે હાસ્ય કર્યું. ફરીને દુર્ગા બોલી કે, 'ના મારા સમ, હવે તું કોઇ વાતે ખિન્ન રહેતી નહિ. મેં કહ્યું તે ઉપર વિચાર કરી જોજે. સૌ સારાં વાનાં થશે. આજ એક વસ્તુ પરિચયને યોગે સારી લાગે અને કાલ બીજી વસ્તુ અનુભવથી વધારે શ્રેષ્ઠ જણાય. પિયેરથી સાસરે જતાં કયી છોકરીનું હૃદય શોક પામતું નહિ હોય ? બાર પંદર વર્ષ સુધી જેમના પરિચયમાં રહ્યાં તે માબાપ ને ભાઇભાંડુને છોડી પરભાર્યાં અપરિચિત માણસોમાં જઈ વસતાં શું સારૂં લાગતું હશે ? પણ ના, અનુભવ આપણને બતાવે છે કે, પિયેરનાં માણસ કરતાં પણ નવાં માણસ આપણને સૌ લોકને વધારે પ્રિય થઇ પડે છે અને તેમાંજ જન્મારો જાય છે. હમણાં આપણને કંઈ કંઇ લાગે છે, પરંતુ આમાંથી સુખ અને ભાગ્યોદય દેખીશું તો આપણેજ પાછાં કહીશું કે, જે થયું તે સારૂંજ થયું.'

'હું ખુશી છું.' રતિસુંદરીએ ફરીને તેની માતા સામું જોઈ હસીને કહ્યું. એટલામાં દુર્ગાને મોટે ઘેરથી તેડું આવ્યું. તે ઉઠીને ચાલી અને માતાના મનનો ભાવ જોતી રતિસુંદરી કેટલીક વાર સુધી તેના ગમન માર્ગ ઉપર એક ટસે જોતી મૌનજ રહી. કેટલોક વખત એ અવસ્થામાં તે દિઙ્મૂઢ જેવી ઉઘાડી આંખે એક તરફ જોતી ને જોતીજ રહી. આખરે પોતાના ખંડમાં કોઈ ન હોવાથી એકદમ પોતાની મેળેજ તે પ્રકટ રીતે બોલી કે, 'વડીલોને ઇષ્ટ થયું, મને તે ઇષ્ટ હો

કિંવા નહિ તેનું શું ? કન્યાનો મત આર્યોમાં—અરે—આર્યોમાં નહિ પરંતુ હાલના હિંદુઓમાં ક્યાં લેવાય છે ? મારો મત ક્યાંથી હોય ? અને હોવા અવકાશ પણ ક્યાં છે ? ઇશ્વરે મારો મત લઈ લીધો ત્યારે મારે હવે શું કરવું ? ' ફરી તે મૌન થઇ રહી. રતિસુંદરી બનેલા બનાવથી અને થયેલા કાર્યથી ઉદાસ હતી. દુર્ગાના ગયા પછી તે એકલી ઓરડામાં આમ ઘણીવાર સુધી બેસી રહી.

આખરે યૌવનના ગરમ રૂધિરે મનોરથની સૃષ્ટિમાં અને વિચારની ઉછળતી લહેરોમાં કરેલા વૈભવી ભાવોએ તેના મનને સ્થિર રહેવા દીધું નહિ, હૃદયાકાશમાં અહિંતહિં ઉડી રહેલા મનરૂપી શુક બુદ્ધિને કહ્યું કે, પિંજર સુવર્ણનું છે, સારૂં છે, સારૂં છે,' દાડિમના મનોહર કળિયા ચણવાના છે પણ મારી નવ કિસલય લલિત અશોક વૃક્ષની શાખા અને આમ્રમંજરી આગળ આ સૌ નકામું છે. વનનો સ્વચ્છંદી વિહાર નગરમાં રાજમહેલમાં અને સુવર્ણના પિંજરમાં નથી મળથી મનવસ્યા સમવયસ્ક સાથે જે સુખ મળે છે તે રાજા રાણી કે શેઠાણીના ભાગ્યમાં ભાગ્યેજ હોય છે, મને એ પિંજર પ્રિય નથી. લીલાંકુંજાર વનમાં હું આરામ લઇશ, નહિ તો પેલા મધુકરની માફક નવકુસુમિત' માલતીની પ્રાપ્તિ ન થવાથી કોઇ એકાંત નદીના કિનારા ઉપર કેસુડાંના અગ્નિમાં વિરામ લઇશ. હું એમાંજ આનંદ માનીશ. પણ આ ચંપક ઉપર નહિ બેસું. ચંપક અને અલિનો સ્નેહ નહિ થાય, તે નહિજ થાય ? ચંપક કે અલિનો તેમાં દોષ નથી, દોષ વિધાતાનો કે, તેમનામાં અન્યોન્ય પ્રતિ રતિ ઉપજાવેલી નથી.

રીઝી ગઈ ફોગ સૌ આશા, પડ્યા પોબાર નહિ પાસા !
નિરાશાના નિસાસા આ, હવે મૂકવા નકામા શા ?

× × × ×

મદન મળવાતણી કીજે, હવે તો આશ ભવ બીજે !
હવે જોયું નકામું છે, ફરી ફરી શું વિમાસે એ;
મદન મળવાતણી કીજે, હવે તો આશ ભવ બીજે. હવે તો.

એકાંતમાં આ ટુંકોનું રટન કરતાં કરતાં શોકથી અભિભૂત થઇ મૂર્ચ્છામાં તે વિદ્યુતથી હણાયેલી કદલીની માફક નીચે ઢળી પડી. તેના

નેત્રમાંથી નિઃસ્વન રુદનનાં અશ્રુઓની ધારાઓ ચાલી. કપાળ ઉપર પસીનો થઇ આવ્યો. બિડાયેલા કમળમાં ભમરો ગણગણતો હોય તેમ ઉપરની ટુંકો ઝીણે ઝીણે સ્વરે કંઠમાં ઘુંટાવા લાગી. રોવાથી ગદ્દગદ્દ થઇ ગયેલી કન્યા કેટલીક ઘડીઓ લગી એમને એમ ગણગણતી વિચારની મૂર્ચ્છામાં પડી રહી. સુષુપ્તિ ભરાયેલો જીવ તેના મનોગત ભાવ તરફ વળ્યો અને ફરીને તે સહેજ મોટેથી બોલી કે, 'હું અબળાનું બીજું શું જોર ? એક ભવમાં ભવ બે કરવા, દેહથી નહિ તો મનથી બે વર વરવા. કુલીન કન્યાને યોગ્ય અને આર્ય સ્ત્રીચરિતની શોભારૂપ માર્ગને અનુસરવું એજ ઉત્તમ. કાશીનું કર્વત એજ ખરેખરા પ્રેમનો સંકલ્પ. જીવીને પણ મારે હવે શું કરવું ? તન મનનો એકજ સ્વામી. આર્ય ચરિતને અનુચિત માર્ગને સેવવા કરતાં એનાજ, મને સર્વદા માનેલા એનાજ–મદનનાજ અભિલાપ પૂર્વક જીવનને સમાપ્ત કરવું.

ઉપલા વિચારોના આવેશમાં તે બેઠી થઇ. કેટલીક વાર સુધી દૃષ્ટિ બાંધી એકજ તરફ જોઇ રહ્યા પછી તેણે નિશ્ચય કર્યો અને ફરીને સ્થિર બેઠે બેઠે બોલી કે 'હા, હા, એજ. મારે માટે હવે એજ ઇષ્ટ છે.' આમ બોલી તે ઉભી થઇ. હાટિયું ઉઘાડી એક કાગળ કાઢ્યો. કેટલીક બાબતો ટુંકે ટુંકે અસંબદ્ધ વાક્યે ટુંકામાં લખી અને છેવટ ઉમેર્યું કેઃ—

'અરેરે ! પત્ર આ જ્યારે, તમોને પહોંચશે ત્યારે;
હશે ઉડતી અહિં મારી, શ્મશાને ભસ્મ એમાંની.'

લિખિતંગ કરતાં ગુંચવાઇ તેથી કેટલીકવાર બેસી રહી. આખરે કંઇ સૂઝ્યું નહિ ત્યારે તોછડી નામ માત્રની છેવટ સહી કરી. મદનમોહનને સરનામે કાગળ બીડ્યો. ટિકિટ ચોઢી અને આવેશમાં ને આવેશમાં નીચે ઉતરી પડોસીના એક છોકરાને તે ટપાલમાં નાંખી આવવા આપ્યો. આત્મઘાતના વિચારોમાં દિઙ્મૂઢ થઇ ગયેલી તે પોતાના મનથી ગુંચવાતી અને મુંઝાતી થોડીવાર ઓટલેજ ઉભી રહી. કાગળ નાંખવા ગયેલો છોકરો પાછો આવ્યો. 'બહેન ! કાગળ નાંખ્યો' એમ કહી તે બીજી તરફ ગયો કે, તરત પાછી તે મેડીએ ચઢી.

મેડીમાં આવી દવાના હાટિયા આગળ જઇ ઉભી. શીશીઓ

ઉપરનાં નામ વાંચી પ્રાણહારક વિષની શીશી તેમાંથી ઉપાડી લીધી. આશાભંગ થયેલી, જીવ ઉપર આવેલી અને ઉશ્કેરાયેલી જુવાન બાળા હાટિયું બંધ કરી જરા ખસી એટલે તેનું મન અંદરથી કંપ્યું. દેહના પ્રેમે હૃદયને પોચું પાડી નાંખ્યું અને ઐહિક વસ્તુની માયાએ ગદ્ગદ થઈ ગઇ. તે બોલી કે, ‘ માતા વહાલી માતા ! બ્હેનો ! આ જગતના પદાર્થો ! અને મારા દેહ ! હવે તમને છેલ્લા પ્રણામ. મને આ જગત સુનું ને નકામું છે. મારે માટે અહિં એક જણ છે પણ મને તે અપ્રાપ્ય છે, તો અહિં મારૂં શું પ્રયોજન છે ? બસ હું જેવી આવી તેવી નિર્મળ સાચા સ્નેહથી ભરી પાછી જઈશ. ઈશ્વર ! હું બાળકને માફ કરજે. ’

આંખો આંસુથી ભરાઇ ગઈ અને તે જેવી શીશીનો દાટો ઉઘાડવા જાય છે તેવીજ શીશી ઉછળીને દૂર જઇ પડતાં કકડેકકડા થઇ ગઇ. અંબા ઉપર ચઢી આવતાં ‘ દુર્ગા ઉપરજ છેતો ’ એવા વિશ્વાસથી રતિ તરફ જોઇ બોલી કે, ‘ અરેરે ! દુર્ગાબહેન ! વીરપ્રસાદને સાપ કરડ્યો. બહુ બુરૂં થયું. રતિના કર્મના ભોગ. ’ દાદર ચઢી રહેતાં રતિને ગાભરી ગાભરી શીશીના કકડા વીણી લેતી જોઈ તે છોભી પડી ગઇ ને બોલી કે ‘ રતિ ! તારી બા નથી ? ’

‘ ના કાકી. ’ રતિસુંદરીએ રોયેલું મુખ ન બનાવવાને માટે અવળેજ મુખે કાચના કકડા વીણતાં વીણતાં ઉત્તર આપ્યો. વીરપ્રસાદને સર્પદંશ થવાથી મરી ગયાના સમાચાર સાંભળી દુર્ગાને આશ્વાસન આપવા અંબા જેવી ઉપર ચઢી આવી હતી તેવીજ તેને ન દેખવાથી, અને રતિસુંદરીના હીણભાગ્ય ઉપર ઉચ્ચરાયેલા શબ્દ માટે પશ્ચાત્તાપ કરતી એકદમ પાછી ઉતરી પડી.



## પ્રકરણ ૨૬ મું.

### જટાશંકર-જટિલાશ્રમ.

'પરહિત પરોપકાર અને પોતાના સ્વાર્થનો ત્યાગ એજ ખરેખર તમારા જેવા કૃતવ્યવહાર વૃદ્ધોનું કર્તવ્ય કહેવાય.' મહારાજે નરોત્તમદાસના પ્રશ્નનો ઉત્તર આપતાં તેમને જણાવ્યું. દુર્ગાપ્રસાદ તથા ગુલકાંત અંદર આવ્યા. નરોત્તમદાસના મોટા દિવાનખાનામાં ઉંચી ગાદી ઉપર મૃગચર્મ પાથરી બેઠેલા સ્વામીના ચરણમાં દુર્ગાપ્રસાદે પ્રણામ કર્યા અને ગુલકાંતે ખુરસી ઉપર બેસતાં દૂરથી હાથ જોડીને નમસ્કાર કર્યા.

દુર્ગાપ્રસાદને પાવન કરતું મધુરૂં સ્મિત કરી મહારાજે પૂછ્યું કે, 'કાલે કેમ જણાયા ન હતા?'

'અમારા એક મિત્રની બાળક-તરુણ સ્ત્રીને નઠારો વ્યાધિ થઈ આવ્યાથી અવાયું ન હતું મહારાજ! તેને દવાખાનામાં લઈ જવામાં આવી, અને તે મિત્રને આશ્વાસન આપતાં તથા સારવારની ગોઠવણ કરતાં વખત નીકળી ગયો. બિચારીને સારૂં થાય એમ લાગતું નથી. મરકીનો વ્યાધિ કોઇ એવો દૈવકોપ છે કે, જેથી મનુષ્ય જોતજોતામાં મરી જાય છે. હાલ વૃદ્ધ ને જુવાન કોઈના જીવનનો વિશ્વાસ રહેલો નથી.

'નિરંતર એસા હિ ખ્યાલ રખના.'

નરોત્તમદાસ હોકો ખસેડી સામેની ગાદી ઉપરથી ઉઠીને બોલ્યા કે, 'વાહ! વાહ! મહારાજશ્રી! વાહવાહ. બાપજી! તમારા જેવા મહાત્માઓએ તો નિરંતર યાદ રાખવાને આવુંજ કહેવું જોઇએ, પણ અમ અજ્ઞાન લોકનાં મન માનતાં નથી તો—'

મન માને નહિ, સો ફેરા સમજાવું તોએ શું થાય;<br>
ખળ કઠણ કઠોર, ચંચળ ચોર ચપળ ચિત્ત ચોમેર જાય.<br>
મન ભૂતતણી પેઠે ભમતું, મન માયામાં રહે છે રમતું;<br>
એને હરિભજવાનું નથી ગમતું, મન માને નહિ, સો ફેરા૦<br>
મુદગરનો માથે માર પડે, પણ તોય ફરી તે દાર અડે;<br>
ફળ દેખી મર્કટ ઝાડ ચઢે, મન માને નહિ, સો ફેરા૦

આપણું આ મર્કટ જેવું મન વશ રહેતું નથી એજ શ્રી જેવા

મહાત્માનો સત્સંગ કરવાથી આપણે શીખવાનું છે. 'મનને વશ કર્યું તો પછી મરણનો શો ભય છે?' વૃદ્ધ નરોત્તમદાસે ભક્તિરસનો ઉભરો કાઢ્યો એટલે દુર્ગાપ્રસાદે કહ્યું કે, 'શેઠ! એજ કર્તવ્ય અને સમજવાનું છેતો. એટલું સમજવાને માટેજ આવા પવિત્ર મહાત્માઓનાં ચરણ સેવવાનાં છે. વિદ્વાનોએ કહેલું છે કે, 'મનથી માણસ છુટો અને મનથીજ બંધાયેલો છે.' બંધ છૂટયા એટલે જીવનમુક્ત.'

'મહારાજ! આમની સાથે હું થોડી વાત કરી લેઉં?' હાથ જોડી મહારાજને વિનંતિ કરી નરોત્તમદાસ ગુણકાંતના સામું જોઈ બોલ્યા કે, 'વકીલસાહેબ! હવે મને ગમ્યું. તે દિવસે તમે પેલી પરાળની ટોપી અને કુડતું પહેરીને આવ્યા ત્યારે તો મને તમારી ઉપર વિશ્વાસ આવ્યો ન હતો. મને તો શક હતો કે, તમારાથી કંઇજ બનશે નહિ અને વજીભાઇ ભાગ્યેજ તમને કંઇ કામકાજ પણ સોંપશે. કારણ કે, આપણા જુના લોકમાં એવા પોષાક ઉપર બહુ ભાવ જણાતો નથી. ખરૂં પુછાવો તો અમને એમજ લાગે છે કે, એવા લોક ઠરેલ હશે કે નહિ? આપણો પોષાક શું કંઇ ખોટો છે? આજ તમે કંઇ ખોટા લાગતા નથી. વકીલાત અને વૈદું કરનારાઓએ તો ખાસ કરીને જેમ લોકને ઠીક પડે તેમ ને તેવી રહેણીકરણીમાં રહેવું જોઇએ. ચાલો બોલો ત્યારે વજીભાઈના કામનું શું કર્યું?'

'અનુભવના પાઠ શીખતા જવાય તેમ તેમ નવા વ્યવહારિક માર્ગ ઉપર આવતા જવાય. તમારૂં કહેવું ખરૂં છે શેઠ! મને પોષાકનો પણ થોડો વ્યવહારિક અનુભવ મળ્યો અને તેના પરિણામમાંજ મેં હવે આ તમારો જુનો પોષાક સુધરેલી ઢબમાં સ્વીકાર્યો.'

'તમારો કેમ? તમારા ને અમારા બાપદાદાનો જુનો પોષાક, એમ કહોને? એમાં સુધારો કરો તેમાં અમને વાંધો નથી.' દુર્ગાપ્રસાદે ટકોર કરી. 'એમ' પોતાના શબ્દ ઉપર થયેલી ટીકા માટે સહેજ મુંછમાં હસી ગુણકાંત બોલ્યો કે 'હા એમ. જેમ જેમ તમારામાંથી શિખાતું જાય છે તેમ તેમ હું નવા નવા પાઠ ભણતો જાઉં છું. આ પોષાક તમને ગમ્યો એટલે મને પણ ગમ્યો. વજીભાઈના

કામ સંબંધી ઠીક ગોઠવણ થઈ છે. જંગમ મિલકતનો નિકાલ થઈ ગયો. માગતાં લહેણાંના બે નાના નાના કજિયા લડવાના બાકી છે. ધર્માદાખાતે કઢાયેલી રકમ શ્રીનાથદ્વાર મોકલતા પહેલાં કંઈક ગોઠવણ કરવાની છે તે માટે તેમની ઈચ્છાનુસાર પત્રવ્યવહાર ચાલે છે. સ્થાવર મિલકત કોના નામ ઉપર ચઢાવવી તે વિષે ડોસીનો વિચાર ડગુમગુ હતો પરંતુ મને કંઈક એવા મંગળ સમાચાર મળ્યા છે કે તેનો પણ ઘટતે ઘેરજ વારસો જશે.'

'તે શું?' નરોત્તમદાસે આતુરતાથી પ્રશ્ન કર્યો.

"સવિતા બહેનને સીમંત છે.' સુધારક આ બાબત બોલતાં કંઈક લજવાયો. તેને એ ઉચ્ચાર ઉચ્ચારતાં સહેજ શરમ આવી. નરોત્તમદાસ રામજીના કુટુંબનું શ્રેય સાંભળી ખુશ થયા ને પોતાના કુટુંબ તરફથી પણ મોતીગૌરીને ઈશ્વર એવો દિવસ આપે અને પેટનાં પેટ જોઈ પોતે આનંદ પામે, એવો અભિલાષ થયો. તે પ્રકટપણે બોલ્યા કે, 'બહુ સારૂં. ઈશ્વરે રામજીનો વેલો ચલાવ્યો તે સાંભળી હું ખુશ થયો. વારૂ, એ પણ સારૂં થયું. હવે મારૂં કામ પુરૂં કરી આપો. નગીનના બાપે એ માણસને જે મિલકત સોંપી છે તે મૂળથીજ ભૂલ થઈ છે. હળવા અને હરામજાદા માણસો સાથે કામ પાડવામાં આપણે કદી પણ ફાવતા નથી. મોટા વેપારીએ મોટાની સાથેજ કામ પાડવું, એવું હમેશ હું કહેતો, પણ છોકરાઓને કંઈ ખબર છે? એ માણસ નગીનને ગાંઠે એવો નથી અને હું સુરત ગયો તો પછી મિલકત ખાચંદે પડવાની નગીનના નામ ઉપર એ મિલકત ચઢાવી કે તરત અમે તમને સલામ ભરીશું. હવે મને મુંબાઈમાં રહેવું ગોઠતું નથી. છેલ્લી ચાર ઘડી છે ત્યારે તો હવે ઈશ્વરનું નામ દેવામાં વખત ગાળીએ. હવે મારો જીવ ઉતાવળ કરે છે. વકીલસાહેબ! તમે એટલો નિકાલ લાવી આપો એટલે જાણે ગંગા નહાયા.'

'ત્યાં ગયા પછી વળી કંટાળો આવશે કાકા!' દુર્ગાપ્રસાદે અનામંત્રિત ઉત્તર આપ્યો. 'આવા કોઈ મહાત્માની સાથે રહો તો તો તમારો વખત જાય.' ગુલકાંતે સારૂં લગાડ્યું. નરોત્તમદાસ બોલ્યા

કે, 'એવાં સદ્દભાગ્ય ક્યાંથી ? મહારાજ તો અહિં પણ રહેવાના નથી. માણેકવહુ અને વજીબાઇ એમને ઘણુંએ કહે છે, કે, 'મહારાજશ્રીને માટે બંગલામાં એક કથાભવન બંધાવીએ અને બાપજી અહિં રહે તો અમારા મનનાં સમાધાન થાય.' હું પણ કહું છું છતાં ક્યાં માને છે ? મહારાજ ક્યાંથી આવ્યા ને ક્યાં જવાના છે, તે પણ કહેતા હોય તો કોઈવાર તેમને દર્શને જવાય.'

'ઠીક છે, મહાત્માને જગત ઘર છે અને જગતજ આપણી સૌની જાત્રા છે. તેઓ શું કહે. આપણી વિનંતિ સ્વીકારી અહિં આટલું રહ્યા અને આપણને જ્ઞાન આપ્યું એ પણ ઉપકાર ઓછો નથી.'

'ઘણો, ઘણો,' નરોત્તમદાસ મહારાજના ઉપકારનો આદર બતાવતાં બોલ્યા 'ઘણો. દુર્ગાપ્રસાદ ! એ શું કહો છો ? મહારાજનો ઉપકાર અને એની તુલના ! સૌની કિમ્મત છે. સઘળાનો અવધિ છે પણ જ્ઞાનની કિમ્મત અને જ્ઞાનનો અવધિજ નથી. પારસમણિ તો લોઢાને સોના જેવું કરે છે પોતાના જેવું કરતો નથી, પણ ગુરુ તો પોતાના શિષ્યને પોતાથી પણ શ્રેષ્ટ બનાવે છે. હું સુરત જાઉં ત્યાં સુધી મહારાજશ્રી અત્રે રહે, અને પછી એકવાર સુરત પધારી અમારાં ઘર પાવન કરે તો હું બહુ પ્રસન્ન થાઉં.' નરોત્તમદાસે ભક્તિપૂર્ણ હૃદયે કરસંપુટ ઉપર મુસ્તક રાખી મહારાજના ચરણમાં નમન કરતાં કહ્યું. પોતાની પ્રસંશા અને ભક્તિનો પ્રકાશ જોઇ મહારાજ બોલ્યા કે 'નરોત્તમદાસ ! સાધુ, સાધુ. તમે આમ કરો તો હું ઘડી પણ અહિં રહું નહિ. કર્તવ્યમાં પરાયણ રહો. સચ્ચિદાનંદઘન સંબંધી વાર્તાલાપ કરો ને બીજી બધી વાતથી મનને દૂર રાખો.'

દુર્ગાપ્રસાદ મહારાજના કથનનો ભાવાર્થ સમજી ગયો. તેણે ચાલુ કથા પ્રસંગ આગળ ચલાવવા વિનંતિ કરી. જટિલાશ્રમ સ્વામી બોલ્યા કે 'નરોત્તમદાસકા પ્રશ્ન બડા બિચારણીય હૈ.' નિત્ય અભ્યાસની ભાષામાં આટલું બોલી પછી 'પ્રશ્ન વિચાર કરવા જેવો છે. વર્તમાનમાં તો ઘણા વૃદ્ધોને ખાસ વિચાર કરવા જેવો છે. વૃદ્ધ પુરુષોએ વ્યાપાર ધંધાથી પોતાનું મન મુક્ત થયા પછી 'કૃતકાર્ય,

છીએ ' એમ માન્યા પછી પૂર્વે જેમ વાનપ્રસ્થ થવાતું તેમ સ્ત્રી સાથે એકાંત ઘરમાં પરિવારથી અલગ રહેવું અને ધીરે ધીરે પરિવાર ઉપરનો સ્નેહ ઉતારતાં,ઉતારતાં ઈશ્વર સાથે ખરો સ્નેહ બાંધતા જવું, તથા સંત પુરૂષોની સેવા કરવી. વળી એક ને એક સંતને પણ ભજવો નહિ, કારણ કે, તેમ કરતાં તેની ઉપર દુઃખકર સ્નેહ બંધાઇ જાય છે. કાચબો જેમ પોતાનાં અંગને પોતામાં ખેંચી લે તેમ એકાંતવાસમાં રહેલા ઇશ્વરનું શરણ ઇચ્છતા વૃદ્ધે વ્યવસાયવાળી સ્નેહવાળી બધી વૃત્તિઓને પવિત્ર કરી ખેંચી લેવી અને ચિત્તને પ્રસન્ન રાખવું. જે વિષયો સંસારમાં ચિત્તને પ્રસાદતા હોય તે વિષયોરૂપજ ઇશ્વરને બનાવી તેનાવડે ચિત્તને પ્રસાદવું અને એમ કરતાં કરતાં અભ્યાસ પાડીને પરમાનંદનો અનુભવ લેવો.

' મિરાંબાઈ નૃસિંહ આદિ ભકતજનોએ એવાજ વિષયથી ઇશ્વરને ભજ્યો છે, ગોપિકાઓ માટે પણ એવુંજ કહેવાય છે. ઈરાનના કવિઓએ પણ આશકમાશુક રૂપે ઈશ્વરની ભક્તિમાં તાદાત્મ્ય ભાવ આણેલો છે, એમ મેં આપને એકવાર સમજાવ્યું હતું તે સાંભરે છે શેઠ ! ? ' દુર્ગાપ્રસાદે ભકિતના પ્રાચીન રહસ્યને સ્પષ્ટ કરી બતાવ્યું. '

નરોત્તમદાસ બોલ્યા કે ' ભક્તિ કરવી એ સારી વાત છે પણ ભક્તિમાં આંધળા થવું નહિ. અંધશ્રદ્ધા કામની નહિ, આપણે માણસ જાત છીએ માટે થોડો બુદ્ધનો ઉપયોગ કરવો. એકે કહ્યું, બેએ કહ્યું એટલે સૌએ માનવું ને બુદ્ધનો ઉપયોગ કર્યા વગર ગાડરિયે પ્રવાહે ચાલ્યા જવું એ ઠીક નહિ. ભક્તિ કરનારા હાલ આંધળાની હાર કતાર જેવું કરે છે. જે જેની પરંપરા ચાલી તે ચાલીજ. ગુરુ મહારાજ પરમેશ્વર—શ્રીકૃષ્ણ પરમાત્મા તે તે પોતેજ, એવું લોકો માને છે તે હું માનતો નથી. મનુષ્ય જ્ઞાનથી પૂજાવો જોઇએ ટીલાં ટપકાંને માળાઓ હારડા લટકાવેથી ગુરૂ કે પરમેશ્વર થવાતું નથી. બૈરાં ગાંડાં થાય છે એમ મોટા ભાયડા પણ ગુરુમાં ગાંડા થઇ જાય છે. હું તો મંદિરમાં જાઉંછું પણ મહારાજને તો વેગળેથીજ નમસ્કાર કરું છું. હું તેમને ભાગ્યશાળી પેલા ભવના પુણ્ય કર્મવાળા માનુંછું કંઈ કૃષ્ણ પરમાત્માનો

અવતાર માનતો નથી.

દુર્ગાપ્રસાદ-તમારી શ્રદ્ધામાં એટલી કચાશ.

ગુણકાંત-શેઠ બુદ્ધિનો ઉપયોગ કરવાનું કહે છે તેને તમે શ્રદ્ધામાં કચાશ કહોછો દુર્ગાપ્રસાદ ! તમે શું ગતાગતિક વાતને માનમાં શ્રદ્ધાની પરમાવધિ માનો છો ? અમે પણ એવી શ્રદ્ધાને પસંદ કરતા નથી.

દુર્ગાપ્રસાદ-શ્રદ્ધા વગર તો આ જગતનો વ્યવહાર ચાલીજ શકે નહિ. માણસમાં, અરે હલકાં અભણ માણસમાં શ્રદ્ધા રાખીને આપણે વ્યવહાર ચલાવવો પડે છે આપ નથી જોતા ? ઇશ્વરમાં શ્રદ્ધા નહોય તો પછી કોનામાં શ્રદ્ધા હોય ? શ્રદ્ધા ન રાખીએ તો તો પછી નાસ્તિકજ કહેવાઇએ.

જટિલા-નહિ, નહિ, દુર્ગાપ્રસાદ એમ નહિ. શ્રદ્ધા તો રાખવી પણ તે આંધળી હોવી જોઇએ નહિ, એકજણે કહ્યું કે 'અમુક વસ્તુમાં કે મનુષ્યમાં દૈવત્વ છે' એટલે આપણે દૈવત્વ માનીલેવું નહિ. આપણી બુદ્ધિવડે તેમાં દૈવત્વ છે કે નહિ તેની શ્રદ્ધાળુ મને તપાસ કરવી કોઇ પણ બાબત તપાસીને જોવી એ આપણો ધર્મ છે શ્રદ્ધાને બુદ્ધિનો ઉપયોગ કર્યા વગર અનુસરીએ તોતો ઠોકર ખવાય ? બાળક અને અજ્ઞાનને માટે તેમ છતાં શરૂઆતમાં શ્રદ્ધાની જરૂર સ્વીકારાય પણ પુખ્ત વયના અને સમજદાર માણસને માટે તો શ્રદ્ધાની પણ બુદ્ધિથી પરીક્ષા હોવી જોઇએ. શ્રદ્ધા નહોતાં માણસના વિચાર ડગુમગુ રહે છે એટલે કે તે સંશયાત્મા થઇ જાય છે અને તેવો માણસ નાશ પામે છે એમ શ્રીમદ્ ભગવતગીતામાં કહ્યું છે માટે શ્રદ્ધા-વિશ્વાસ તો રાખવો પણ એ વિશ્વાસ આવો હોવો જોઇએ, શરૂઆતમાં ગુરુ કે મોટા માણસે જેમ કહ્યું કિંવા જતાવ્યું હોય તેમ કરવાની શ્રદ્ધા અને તે પછી આપણી પોતાની બુદ્ધિથી પરીક્ષિત શ્રદ્ધા આપણી બુદ્ધિએ તપાસીને ખાતરી કરેલી શ્રદ્ધા તો અલબત માણસ માત્રમાં હોવી જોઇએ. એવી શ્રદ્ધા ન હોય તો વ્યવહાર ચાલે નહિ અને સંશયાત્મા કોઇપણ વસ્તુમાં શ્રદ્ધા રાખે નહિ એટલે નાશ પામે, માટે શ્રદ્ધા રાખવી પણ તે કસેલી શ્રદ્ધા હોવી જોઇએ.

નરોત્તમદાસ વચમાંજ બોલી ઉઠયા કે, દુર્ગાપ્રસાદ ! આવી શ્રદ્ધા

હું પસંદ કરૂં છું. અંધશ્રદ્ધાને નહિ. પ્રહ્‌લાદ લાલચોળ થાંભલાને બાઝતાં બહુજ શ્રદ્ધાળુ હોવા છતાં પણ ડગમગ્યો. જ્યારે તેના ઉપર કીડીઓ જણાઇ અને તેને ખાતરી થઈ કે ના ના, કીડીઓ ફરે છે તો મને શું થવાનું છે ત્યારે તેને બાઝયો, આંધળો થઇને બાઝયો નહિ. વળી એવી કથાઓ અમુક બાબતો પ્રતિપાદન કરવાને જોડી કાઢેલી હોવી જોઇએ એમ પણ હું માનું છું. એ કથા તેમાંના પ્રસંગને અનુસરતાં સારી છે તે મૂકનારે પણ યોગ્ય સ્થળે મૂકેલી છે પણ આપણે આપણી બુદ્ધિથી વિચાર કરી તે બુદ્ધિમાં આવે તેટલાજ અંશે સ્વીકારવાની છે એવી મારી સમજ છે.

મહારાજ—એજ અચ્છી સમજ છે અચ્છી સમજ છે.

‘ ભક્તિમાં ઇશ્વરને ભજવો એ મધ્યકાળનો મુખ્ય ધર્મ હતો, તેનાં કેટલાંક કારણો આપવામાં આવે છે તોપણ એટલું તો સત્ય છે કે, ભક્તિરસને લીધે એકજ ઇષ્ટ સ્વરૂપમાં તાદાત્મ્ય ભાવ ધરનાર ભક્તજન જગતમાંથી મુક્ત થાય છે. વૈષ્ણવોમાં ભક્તિરસનું પ્રાધાન્ય છે. ભાગવતનું એજ ગુહ્યતર રહસ્ય છે એમ વિદ્વાનોનું સમાધાન છે અને તે લોક સંગ્રહને વધારે અનુકૂલ જણાય છે. સુરતમાં વાનપ્રસ્થ થયા પછી માત્ર ભક્તિમાં એકતાર ન રહેવું એ સારૂં છે. સત્સંગના અનુસંગી બીજાઓની માફક હાથમાં માળા અને પ્રપંચના ચાળા, જેવું ન થવા દેવું. ’

‘ શેઠને એવું થવાનો સંભવ નથી.’ મહારાજને કંઇક પૂછવાના ઉદ્દેશે ગુલકાંત વચ્ચે બોલ્યો. જટિલાશ્રમને પોતાની મધુર દૃષ્ટિથી જોતા જોઇ તેણે પ્રશ્ન કર્યો કે, ‘ મહારાજ ! તમે કેમ પૂર્વના આશ્રમવાસી વાનપ્રસ્થોની માફક વનમાં જઇ રહેવાનો વિચાર જણાવતા નથી. તમે અમારા વિચારને અનુકૂલ પડે એવા વિચાર જણાવો છો.’

‘ અમે અને તમે એવો અમને ભેદ નથી, તોપણ કહીએ છીએ કે, એક તરફ નવી વિદ્યાથી વિકાસ પામતો લોક છે અને બીજી તરફ શ્રદ્ધાથી જુનાને વળગી રહી વિલીન થતો લોક છે. એ બે પક્ષ વચ્ચે એક ત્રીજો પક્ષ હમણાં ઉભો થયો છે અને તે પણ હોવાની જરૂર

છે. લોકના મોટા સમૂહને ધર્મમાર્ગનો યથાર્થ ઉપદેશ કરવાને એવા માર્ગની અગત્ય પણ માન્ય રાખવામાં આવી છે., મધ્યસ્થ પક્ષ ઉભયને અનુકૂલ રહી ધીરેથી સન્માર્ગનો બોધ કરે છે. ઉચ્છેદક તેમજ પ્રતિપાદક પક્ષ કરતાં આપણને સંશોધક પક્ષ બહુ ઉપયોગી થઈ પડશે. આપણામાં ચાલતા આગલા બે પક્ષના ઝગડાનો હાલ લગભગ અંત આવવા માંડ્યો છે અને સંશોધક પક્ષ થોડા વખતમાં એટલો આગળ વધ્યો છે કે, ઉભય પક્ષના અનુયાયીઓને તેમના ઝગડા છોડી દઇ મસ્તક ઉંચું કરી એની વૃદ્ધિનો પ્રકાશ જોવાની જરૂર પડી છે, પરમાત્માનું સ્વરૂપ અને તે સંબંધી વૈજ્ઞાનિક સાહિત્ય આજ અને પૂર્વે સરખુંજ હતું, પરંતુ વ્યવહાર સાથે સંબંધ ધરાવતું વ્યવહારિક ધર્મનું સાહિત્ય પૂર્વે હતું તે હાલ હોય નહિ અને હોય તોપણ તેમાં કાળ અને વ્યવહારને અનુકૂલ થાય એવાં પરિવર્તન કરવાની અગત્ય પૂર્વના અને હાલના વિદ્વાનો કબુલ કરે છે. આપણી પૂર્વની બાબતો સારીજ છે, સારીજ હતી અને તેને અનુસરવું એ સર્વ હિતકારક છે એમ કહ્યા કરવું, એ જેટલું હાનિકારક છે તેટલુંજ બલકે તેથી પણ વધારે હાનિકારક તો તે બાબતોને હસી કાઢવી તે છે. ઉચ્છેદક પક્ષ શંકા અને તિરસ્કારની દૃષ્ટિથી જુની બાબતોને માત્ર વખોડયા કરે છે ત્યારે સંરક્ષક પણ જુનું તે સારૂં અને હિતકારક હતું, એવું જણાવ્યા કરે છે તે પણ અતિ હાનિકારકજ છે. બેઉ પોતપોતાના અભિપ્રાયના જોરમાં ખેંચાયા જાય છે. ઉભયની વચ્ચે ખરી વાત શું છે તે ઉપર ધીરજથી વિચાર કરનારાઓની અગત્ય ઘણી મોટી છે. નવી વિદ્યાના બળમાં એ ગરમી ઉત્પન્ન થઇ હતી, પરંતુ વિદ્વાનોએ અનુમાન કર્યુંજ હતું કે તે ચાલશે નહિ. હાલ એજ પરિણામ આવ્યું છે. સંશોધક પક્ષના વિચાર સારા છે. પેલા બે પક્ષના પશ્ચાત્તાપ અને ઉતાવળના પરિતાપ સાંભળીને આશ્ચર્ય પામવાનું નથી, તમે એવી જાતના વિચારોના ઇતિહાસ વાંચ્યા હોય તો યાદ કરો કે હું કહું છું તેમ થતું જણાય છે કે નહિ ? અમો મધ્યમ પક્ષના અભિપ્રાયને માન આપતા હતા, પરંતુ જ્યાં સુધી લોકોને પરબોધિત વસ્તુ ઉપર વિશ્વાસ હતો

ત્યાં સુધી અમે તેનો બોધ કરતાં પાછા હઠતા હતા. આજ લોકને પોતાની શ્રદ્ધામાં લેનારા વિદ્વાનોજ તેમને કહેવા લાગ્યા છે કે, 'તમારામાં ધર્મ વ્યવહાર અને સાંસારિક જીવનવૃત્ત વધારે ઉત્તમ છે.' આ બાબત તેઓએ દાખલા દલીલો આપી જમાનાના ધોરણે લોક સંમુખ મૂકવા માંડી છે. હાલ એવો કાળ આવ્યો છે કે, આપણે પરદેશીઓથી ઉત્તમ કહેવાયેલા ધર્મ અને વ્યવહારનું નિરીક્ષણ કરવા લાગ્યા છીએ.

'ઉચ્છેદકપક્ષ વધારે સાહસિક અને ઉતાવળિયો બને છે.' દુર્ગાપ્રસાદે ગુલકાંતના વિચારો સામે જાય એવી બાબતોને અનુમોદન આપતાં કહ્યું. ગુલકાંત ઉત્તર આપવા જતો હતો પણ એટલામાં મહારાજ પોતેજ બોલ્યા કે 'સાહસિક અને ઉતાવળિયા ન હોય તો તેઓ ઉચ્છેદક કેમ કહેવાય? તેઓ એ માર્ગે આક્ષેપ કરનારા છે અને પેલા તેમના સાહસનું શ્રદ્ધાના ધિંગાપાટાથી પરિપાલન કરનારા છે. બેઉની પણ અગત્ય છે. વાદી પ્રતિવાદીમાં અન્યોન્ય ભાવ હોવાની અસંભવતા છે. તેમ આમાં પણ તેમનો અભાવ અશક્ય છે. સંશોધક પક્ષે હાલ જે વિચારો પ્રકટ કરવા માંડયા છે તે બેઉને પંપાળવા માટે બહુ આદરણીય કહેવાય તથાપિ અજ્ઞાનતિમિરની વૃદ્ધિના કારણરૂપ તે ન નીવડે એ તેમણે ખૂબ સંભાળવાનું છે.

ગુલકાંત વચમાંજ બોલી ઉઠયો કે, 'તે શું મહારાજ? એ બાબત હું બરોબર સમજ્યો નહિ.'

સંશોધકપક્ષના વિવાદ વિચારણીય છે, પરંતુ એ વિચાર શ્રદ્ધાજડલોકને જ્ઞાનથી વિમુખ રાખે એવા છે. કેટલાકને એવા વિચાર કરતા સાંભળ્યા છે કે, પ્રાચીન સાહિત્ય અનીતિથી ભરેલું છે, ત્યારે બીજાઓ એમ કહેનારા છે કે, યુરોપીય સાહિત્ય કરતાં તે વધારે સારૂં છે. ભક્તિ બીજા ધર્મમાંથી લીધેલી પણ કહેવાય છે. ગમે તેમ હો પણ તે તાદાત્મ્ય ભાવથી ઇશ્વરપ્રાપ્તિ માટે ઇષ્ટ છે. ગોપિકાઓ તે બીજું કંઈ નહિ પરંતુ ઇન્દ્રિયવર્ગ અને કૃષ્ણ તે પરમાત્મામાં વલ્લભ રૂપે તાદાત્મ્ય રાખવાથી યોગીઓને મળતો પરમાનંદ ભક્તોને પણ મળે છે. વળી એવું

પણ કહેનારા છે કે, ભક્તિતાદાત્મ્ય જેવા સહેલા માર્ગે પરમાનંદની પ્રાપ્તિ થતી હોય તો તપ સ્વાધ્યાય યોગાદિક કે જ્ઞાનની પછી અગત્ય રહેતી નથી. આવા અનેક મતમાં જ્ઞાનીએ લોકસમૂહને ભ્રમિત ન થવા દેતાં યોગ્ય માર્ગનું સૂચન કરવું જોઇએ. કેટલાક કહે છે કે, જે લોક જે ધર્મમાં વર્તે છે તેજ ધર્મમાં તેમની શ્રદ્ધા અવિચળ રાખી સામાન્ય લોકને માટે યોજાયેલા વિધિમાર્ગોને એક પછી એક જ્ઞાનની વૃદ્ધિદ્વારા પાછળ મૂકતા જવાય અને પરમાત્મ જ્ઞાન સધાય તે ઉત્તમ માર્ગ. જીવ માત્રમાં મનુષ્ય વિચારવાળું બુદ્ધિમાન પ્રાણી છે, પણ તેનાથી બુદ્ધિના સદુપયોગ કરતાં દુરુપયોગ હમેશ ઘણો થાય છે. જીવ માત્ર સુખાભિલાષી હોઇ સુખને માટે મથે છે. મનુષ્ય સુખ ધર્મવાળી પાશવવૃત્તિની શોધમાં બુદ્ધિનો દુરૂપયોગ કરી પોતે પોતાનેજ મારે છે. જીવ માત્ર કાળના મુખમાં મુકાયેલા છે. મરણને માર્ગે જતા જીવસંઘમાં સુખાભિલાષી મનુષ્યો બીજાના ભોગ આપી આપીને પોતાના સુખનાં સાધન મેળવવાના યત્નમાં રાત્રિ દિવસ જીવનકલહ ચલાવ્યાજ કરે છે. બીજાના શરીર ઉપર પણ પોતાનું સુખ સાધવું એ જીવનો સ્વભાવ છે અને એજ સુખાભિલાષમાં પ્રાણી માત્ર કલહ કરતાં કરતાં અટવાઇ જાય છે. ‘પોતાના સુખને માટે જગત છે’ એમ માનવામાં જીવતા જીવો જે ખરાબ ગતિને પામે છે તેવી ગતિને ન પમાય અને પ્રાણી માત્રમાં સાધારણ થઇ રહેલો સ્વસુખાભિલાષ કેમ દૂર થાય, તેના માર્ગ શોધવા એજ બુદ્ધિનો સારામાં સારો ઉપયોગ છે. સ્વસુખનો ભોગ આપીને પણ બીજાને સુખ દેવાની ઇચ્છા કરવી, એ બહુ ઉચ્ચ સ્વભાવ સ્નેહ અને જ્ઞાનારંભની પહેલી પાયરી છે. પોતાના સુખનો દેખીતો ત્યાગ વધારે મોટા સુખને માટે છે કે નહિ ? તે ઉપર લક્ષ ન રાખતાં કેટલાક માતપિતા અને પરિવારના પાલનમાં સ્વાર્થત્યાગનું અભિમાન લે છે, પરંતુ ખરી રીતે તો એ સ્વાર્થત્યાગ વધારે મોટા સ્વસુખાભિલાષનું માત્ર આદિ કારણજ હોય છે.

જીવસૃષ્ટિની જન્માવૃત્તિઓમાં જેમ જેમ સુસંસ્કાર વધતા જાય તેમ તેમ આસુરીવૃત્તિ ઘટતી જઇ દૈવીવૃત્તિની વૃદ્ધિ થાય છે. જન્માવૃતિઓમાંજ મનુષ્ય જન્માવૃતિઓના ક્ષયને માટે યત્ન કરે એ સન્ન

ધર્મનું ધ્યેય છે. દૈવીવૃત્તિ જય પામે છે અને આસુરીવૃત્તિ તાત્કાલીય તેજમાં ઉડતાં આખરે સ્વતેજમાં બળી જઇ પરાજય પામે છે. જીવનકલહમાં પડેલા જીવોના વિવિધ વ્યવસાયમાં જણાતું વૈષમ્ય આ પ્રમાણે વૃત્તિ અને કર્મને અનુસરતું રહે છે. મોટા મોટા જ્ઞાની વિચાર કરનારાઓએ પણ અનેક વાદવિવાદ કર્યા પછી એવો અનુભવ બતાવેલો છે કે, દૈવીવૃત્તિને ઇચ્છવી અને તે મેળવવા યત્ન કરવો. તે મળતાં પરમાનંદ પ્રાપ્તિનો માર્ગ સહેજ સુગમ થાય છે. જ્યારે સ્વસુખને માટે માનવપ્રવૃત્તિ છે ત્યારે માનવે પોતાની બુદ્ધિથી સ્વસુખાભિલાષને પોતાથી વિશ્વ સુધી ઉત્તરોતર વધારવો. જેમ ઘરડપણમાં સુખ થવા માટે સ્વસુખનો ત્યાગ કરી આપણે બાળકનું શ્રેય કરીએ છીએ તેમ કુટુંબસુખ જ્ઞાતિસુખ ગામસુખ દેશસુખ અને વિશ્વસુખને માટે પણ સ્વસુખનો ભોગ આપવારૂપ દૈવીવૃત્તિના અનુસરણમાં જે માર્ગ અને નિયમોને અનુસરીએ તે નીતિમાર્ગ કહેવાય. નિસ્વાર્થે પરસુખ માટે સ્વસુખોનો ભોગ આપતાં જે માર્ગને અનુસરાય તે ધર્મ. આમ વિવિધ વિચારો બુદ્ધિમાનોમાં ચાલતા હોય તો તેમાંથી પોતાને અનુકૂળ ઉચ્ચ ભાવનાવાળો માર્ગ સ્વીકારી લઇ મનને સન્માર્ગમાં પ્રેરતાં પ્રેરતાં આગળ વધવું અને આખરે જગતના વ્યવહાર જગત અને દશ્યમાન સઘળું પ્રપંચવાળું વિશ્વ એક સ્વપ્ન સમાન મિથ્યા છે અને 'હું સર્વ અને સર્વ હું, હુંજ જગત અને હુંજ પોતે પરમાત્મા સ્વરૂપ' એવા અભેદમાં વિલીન થવું. પરમાનંદ પામવો એજ ધર્મમાત્રનું રહસ્ય હોવું જોઇએ, અને એજ ધર્મ અમે ઉપદેશીએ છીએ, ભજીએ છીએ અને ચિંતીએ પણ છીએ.'

'ચાલો આપણે બીજા ખંડમાં જઇ વાત કરીએ. દુર્ગાપ્રસાદ આમ કહી ઉભો થયો એટલે નરોત્તમદાસ જટિલાશ્રમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી ઉઠયા. તેઓ દિવાનખાનામાં આવ્યા ત્યારે નગીનદાસ એક ખુરસીમાં પડયો પડયો કંઈ વિચાર કરતો હતો.

ગુલકાંતે મહારાજ સંબંધી પ્રશ્ન કર્યો તેનો ઉત્તર આપતો દુર્ગાપ્રસાદ એક સોફા ઉપર તેની સામે બેઠો અને નરોત્તમદાસે હાક મારી નગીનદાસને બોલાવ્યો. દિવાનખાનાના બીજા ખુણાની ખુરસીપર વિચા-

રમાંથી જાગ્રત થતાં નગીનદાસે તેના દાદાને ઉત્તર આપ્યો એટલે તે બોલ્યા કે, 'નગીન! બે ત્રણ દિવસ થયાં તું કંઈક ઉંડી ચિંતા કરતો હોય તેવું લાગે છે? દીકરા તને શું એવું છે? શું હું સુરત જવાનો વિચાર કરૂં છું તેથી તું નાખુશ છે?'

'નહિ દાદા, કંઇ નથી. હું સહેજ વિચાર કરતો હોઉં અને તમે બોલાવો એટલે એમ લાગે બાકી મને કંઇ નથી. તમે સુરત જઇ વિશ્રાંતિ લો એવી મારી ઈચ્છા છે, તો શા માટે હું નાખુશ થાઉં? મને શું હરકત છે? વેપારવણુજ બરોબર ચાલે છે અને મારે માટે તમે કંઇ નવું જોખમ માથે લીધું નથી. તમે ઘણા વર્ષથી નિષ્કંટક કરેલા માર્ગમાં મારે હવે ચાલ્યા જવાનું છે. હું કોઇ રીતે દિલગીર કે નાખુશ નથી. દાદાજી! આપ એવી શંકા રાખતાજ નહિ.' તેણે હસીને ઉત્તર આપ્યો અને બાપ દીકરો દુર્ગાપ્રસાદ તથા ગુલકાંતની સામે સુંદર સોફા ઉપર બેઠા.

ગુલકાંત સાથેની વાત પુરી કરી દુર્ગાપ્રસાદ બોલ્યો કે, 'નગીનભાઇ! દાદા કહે છે તેમ મને પણ તમે જરા ઉદાસ લાગો છો. તમારા મનમાં કંઈ ને કંઇ હશે.'

'નહિ, નહિ, કંઈ નથી.'

'ત્યારે શું તબિયત ઠીક નથી.' ગુલકાંતે બીજો સવાલ કર્યો.

'નહિ, તબિયતનું પણ કંઇ નથી. અમસ્તુંજ.' નગીનદાસે પતાવવા માગ્યું પરંતુ દુર્ગાપ્રસાદે ફરીને તેને કહ્યું કે, 'ના શેઠ! ગમે તે કંઇ ગંભીર બાબત તમારા મનમાં ઘોળાય છે? તમારે અમને તે ન કહેવું હોય તો તમે પોતે મુખતિયાર છો, પરંતુ બે ત્રણ દિવસથી દાદા કહે છે તેમ ખિન્ન લાગો છો.'

નરોત્તમદાસે તેમને ખાતરી કરવાને કહ્યું કે, 'ના ના એને ચિંતા કરવા જેવું તો કંઈ નથી. હું જવાનો તેથી કદાપિ દિલગીર થતો હોય તો કોણ જાણે? એને ક્યાં દરિયામાં વહાણ મૂક્યાં છે. મારા જવાથી કંઇ લાગતું હશે તો એને પણ સુરત લઇ જઇશું. થોડા મહીના પછી વળી આવશે અથવા સુરત અને મુંબાઇ બેઉ ઠેકાણે આવતો જતો

રહેશે તોય શું ? અમારે ક્યાં પારકી નોકરીની તાબેદારી છે ?

'નહિસ્તો. તમો વેપારીઓ મનના મોજી. નોકરીમાં ને ધંધામાં આટલો ફેર.' દુર્ગાપ્રસાદે નોકરીની તાબેદારી માટે લાગણી બતાવી.

તેઓ પછી સ્વતંત્ર ધંધા અને પરાધીન નોકરી ઉપર વાત કરવા લાગ્યા એટલે નગીનદાસ પાછો વિચારમાં પડ્યો. તેના હૃદયમાં શું હશે, તેનો દુર્ગાપ્રસાદને પેલી બાબતસર શક પડ્યો. તે નરોત્તમદાસ અને ગુલકાંત સાથે વાત કરતો હતો તેમ છતાં વિચારોથી નગીનના ચહેરા ઉપર થતા વિકારોને બીજાથી ન સમજાય તેવી ઝીણી દૃષ્ટિથી જોયા કરતો હતો. નગીનદાસનું હૃદય બે ત્રણ દિવસથી અશાંત હતું. તેમ થવાનું કારણ બીજું કંઈજ નહિ પરંતુ દાસીએ મોતીગૌરી ઉપરનો દાક્તર મુગટલાલવાળો ગુલાબકાકીને આપેલો કાગળ હતું. તે તેણે તેની ઉપર મોકલી આપ્યો હતો. એ પત્ર વાંચવાથી તેના મનમાં સહેજ ખતરો પડ્યો હતો. વહેમ રૂપી કાળા નાગથી ડસાયો હોય તેમ વારંવાર તે ઉષ્ણ નિઃશ્વાસ મૂકતો હતો અને મોતીગૌરી તથા તેને કેવી રીતે ખરેખરી વાતથી પકડવાં તે માટે આવા વિચાર કર્યાં કરતો હતો. પત્ર વાંચતાં તેમાં કંઈ જીવ જેવું લાગ્યું ન હતું. ધીર પ્રકૃતિ ધારણ કરી ધીરેથીજ ખરી વાતની તપાસ કરવાનો તેણે છેવટ નિશ્ચય કર્યો હતો.

જે દિવસે ગુલાબે નગીનદાસને પેલો પત્ર આપ્યો તેજ દિવસે વહુ વગર બોલે ચાલ્યે તેનું મન સમજી ગઈ. પતિપત્ની વચ્ચે પછી એક દિવસ તે સંબંધી કંઈ પણ સવાલજવાબ થયા નહિ, પરંતુ નગીનદાસને જેમ અચંબો ઉત્પન્ન થયો હતો તેમ મોતીગૌરીને પશ્ચાત્તાપ થયો હતો. વર તેમ વહુ બેઉ ખિન્ન અણમનાં રહેતાં હતાં. ગુલાબ બેઉના મનનો ડપકો સમજી ગઈ હતી. તેને પણ પોતાના સાહસ માટે તેમજ પ્રેમાળ પતિપત્ની વચ્ચે ઉંચાં મન થવાનાં કારણ રૂપ પત્રિકાનો નાશ ન કરવા માટે પશ્ચાત્તાપ થતો હતો. તે ઇચ્છતી હતી કે, તેઓ વચ્ચે વહેલું સમાધાન થાય.

કાકીજીને પશ્ચાત્તાપથી વધારે પ્રેમાળ વચને બોલતી જોઈ મોતીગૌરીથી તેનો પરિતાપ સમજાયો હતો, પરંતુ પોતાની ઉપરથી કેવી

રીતે આળ ચાલ્યું જાય તે તેનાથી સમજાતું ન હતું. જેમ નગીનદાસ મેડીએ એકલો બેઠો હોય ત્યારે વિચારમાં ગુમ થઇ જતો હતો તેમ મોતીગૌરી પણ નીચે રસોઇની ઠઠમઠ કરતાં કરતાં વિચારમાં લીન થઇ જતી. કોઇ કોઇ વાર કાકીજીના સામી બેઠી હોવા છતાં પણ તે મૌનજ પકડી રહેતી. સહેજ સહેજ બાબતમાં કોઇ વાર ચાકરનોકરને મિષેમિષે કાકીજી તથા વરને સંભળાવવા અથવા સાધારણ રીતેજ વાંક પડતાં તેમને તે હમણાં હમણાં એમ કહેતી સંભળાતી હતી કે, 'વાંક હોય તોપણ ખુલ્લે દિલે કહી દઇએ. માણસ જાત છીએ; કદાપિ કંઇ દોષ થાય.' કાકીજી વહુના આવા ઉદ્‌ગાર સાંભળી તેનો હેતુ સમજી જતી પરંતુ વહેમ ભૂત ભરાયેલ નગીનદાસના મનમાં મોતીગૌરીના ઉદ્‌ગાર કંઇપણ અસર ઉત્પન્ન કરતા નહિ. તે તો પોતાના વિચારમાં ઉડયાજ કરતો. અત્યારે પણ મનમાં તે એના એજ વિચાર કર્યા કરતો હતો. 'આ ન બનવા જેવું બન્યું અને આમાં શું ખરૂં હશે? તે ઇશ્વર જાણે, પરંતુ પત્ર એવો છે કે, કંઈ શંકા લેવાય નહિ. મુગટલાલ જેની સાથે હું આટલો બધો તન્મય થઇ જઇ બંધુભાવથી રહું છું તે શું આવો મિત્રદ્રોહ કરે? નહિ. મારૂં મન માનતું નથી. સ્ત્રી ભોળી અને ઉચ્છૃંખળી છે એટલે ભૂલે? ના, ના. એ પણ એવી નથી.' ઉંડા વિશ્વાસને લીધે વહુ માટે આવા અને આવાજ અર્થનાં વચનો તેની આગળ આવીને ઉભાં રહેતાં હતાં. વળી તે વિચારતો કે, 'દોષ અરે દૃષ્ટિદોષ તો કોનાથી નથી થતો? અમુક કાર્ય થયું નથી ત્યાં સુધી તે ગુનો નથી. અમુક સારા ખોટા વિચારો થવા અથવા હોવા એ તો મનુષ્યના ચંચળ મનનો ધર્મજ છે. આ ચંચળ મન કયી વસ્તુને નથી ઝડપતું, કયી અપ્રાપ્ય વસ્તુને મેળવવા નથી મથતું અને કયા અધર્મ ઉપર તે નથી ફરી આવતું? મનના ધર્મને સમજી આપણે પોતે આપણી તુલના કરીએ, આપણે પોતે આપણો ન્યાય કરવા બેસીએ તો ગુનેગાર ઠરીએ ખરા કે નહિ? ખરેખર મનના વ્યાપારથી દોષ ન કરતો હોય એવો પુરૂષ તો આ ભૂતસૃષ્ટિમાં કોઇકજ હશે. કોણ મનથી જીતાયેલું નથી? એ લોકનો વિકાર મનોવ્યાપારનું એકાદ

પગલું આગળ વધ્યો હશે, પરંતુ પાપમાં પરિણામ પામ્યો નહિ હોય. તેમનો વિકાર પાપમાં પરિણામ પામ્યો હોત તો જરૂર તે છુપો રહેતજ નહિ. પ્રેમીની આંખો છુપી રહેતી નથી. સુરજ છાબલે ઢાંકેલો રહે ? નહિ, અને ગંધનું ગોપન પણ થાય નહિ. તેઓ નિર્દોષ છે, કારણ કે મેં મંદ આવકાર દીધો ત્યારનો એ અહિં જણાયો નથી. આ પણ ખિન્ન હોઇ મનથી કડક રહેતી જણાય છે. સત્ય વગર એમ ન હોય. નઠારૂં માણસ તરત નમી જાય છે. તેઓ પોતાના દોષને માટે પસ્તાયાં હોય તો મારી પણ તેમને માફી છે. પણ ના શું ખરૂં છે ? તે તો જાણવું જોઇએ.'

'શેઠ ! તમે ના કહો છો પણ કંઇક વિચાર તો કરો છો. હશે, ચાલો હવે અમને રજા છે ?' દુર્ગાપ્રસાદે નગીનદાસને ફરીને તેની વિચાર નિદ્રામાંથી જાગ્રત કરી રજા માગી. ગુલકાંત ઉભો થયો અને એક બીજા સાથે હાથ મેળવી 'સાહેબ મહેરબાન' કરી તેઓ જુદા પડયા. નરોત્તમદાસ મહારાજના ખંડમાં ગયા અને નગીનદાસ ધોતરની પાટલી હાથમાં લઈ વિચારમાં ને વિચારમાં તેની મેડીએ ચઢયો.



## પ્રકરણ ૨૭ મું.

### કર્તવ્ય તો કરવુંજ.

શ્રુતિમુગ્ધ પરસ્પરને સૂણતાં, થયાં ગ્રાહક બેઉ ગુણે ગુણનાં;
સહવાસ ગમ્યો સુસ્વભાવ મળ્યો, રસે રસનો એકાકાર થયો.
થઈ પ્રીતિ જરા મન થીર થયું, મુજ બુલબુલ ત્યાં થકી ઉડી ગયું;

× × × × ×

ચક્ષુ ફરે તહિં તહિં જાતિ, પ્રિય છબી વિસારી નથી વિસરાતી;
કરી થોડામાં ઘણું શીલવંતી, થઈ આમ શું અલગી ઓચિંતી ?

'મહારાજનું કહેવું સત્ય છે. ગૃહસ્થાશ્રમ ચારે આશ્રમને ઉપકારક છે, પરંતુ મારા જેવા દીન ગૃહસ્થાશ્રમીથી બીજા આશ્રમવાળાઓને શો ઉપકાર થઇ શકવાનો છે ?' મદનમોહન મહારાજનાં

વચનો ઉપર વિચાર કરતાં કરતાં પોતાની મેળેજ આમ બોલી બારી આગળ જઇને ઉભો રહ્યો. તેને વળી વિચાર આવ્યો કે 'ના ના, નિરાશા તો અકીર્તિ આપનારી છે. નિરાશ થવાનું મને કંઇ પણ કારણ નથી. જ્યાં સુધી સંસારનાં સુખદુઃખના પુરા અનુભવો થયા નથી ત્યાં સુધી આમ નિરાશ થવું અને વૈરાગ્યના વિચાર કરવા એ તો મહારાજે કહ્યું તેમ કાયર અને અસમર્થનું લક્ષણ છે. ગૃહસ્થાશ્રમ જગતને ઉપકારક છે અને તેમ ન હોય તો બધી સંસ્થાઓનો એકદમ અંતજ આવે. હું નિરાશ થાઉં તે જેટલું મારે માટે ખરાબ નથી તેથી વધારે ખરાબ અથવા ક્રૂર તો રતિસુંદરીને નિરાશ કરવી તે છે. સ્મશાન વૈરાગ્યનાં મારાં નિરાશાભર્યાં પેલાં વચનોને લીધેજ દુર્ગાપ્રસાદે મને મહારાજના પ્રસંગમાં અત્રે રહેવાની ભલામણ કરી હોય એમ લાગે છે. હવે મને સમજાય છે કે, એ ચતુર મિત્રનો આશય મને ફરીને ગૃહસ્થાશ્રમ કરવાનો બોધ અપાવવાનો હતો. મહારાજ જટિલાશ્રમે ખરેખર મારા વિચારો ફેરવી નાંખ્યા. એ મહાત્માના વિચાર અને યુક્તિઓ મને તો શું, પરંતુ મારા કરતાં પણ વધારે ઉચ્છૃંખલ વાદીને પણ ઠેકાણે લાવે એવાં છે. એમના સિદ્ધાંતો મને માન્ય છે, પરંતુ 'સંસાર દુઃખનું કારણ છે અને નારી એ સંસારીઓને સંતાપનારી ઉપાધિ છે,' એમ કહ્યું છે તેનું કેમ ? નારી પ્રતિ આટલો બધો દ્વેષ રાખવાનું કંઇ કારણ ? મહારાજનો ખુલાસો એ બાબતમાં ઠીક છે, પરંતુ હું તો ધારૂં છું કે, કાળ ફેરવાઇ ગયા સાથે પ્રાચીન સંસ્થાઓનું ગૃહસ્થાશ્રમથી પ્રતિપાદન થાય, પરંતુ વર્તમાન દેશકાળને માટે તો અલબત, વગર વિચાર્યો ગૃહસ્થાશ્રમ વધારે દુઃખકરજ થઇ પડે.' આમ બોલી ફરીને વિચારમાં પડી તે પાછો થોડી વાર મૌનજ ઉભો રહ્યો.

વાચકને જણાવવાની જરૂરજ નથી કે, મદનમોહનની વહુ શિવગૌરી મરકીના વ્યાધિએ મરણ પામવાથી દુર્ગાપ્રસાદે હાલ તેને મહારાજ પાસે અહિં મહાલક્ષ્મી ઉપર રામજીશેઠના બંગલામાં રાખેલો છે. દુર્ગાને ગામ બનેલા બનાવથી રતિસુંદરી હીણભાગી ગણાઇ એટલામાં તો શિવ-

ગૌરી મરી જવાથી સવિતાએ દુર્ગાને તાર કરી આ વાત જણાવી. તે સંબંધી થતી ચર્ચા મદનમોહનના જાણવામાં પણ આવી હતી. શિવગૌરીના મરણથી મદનમોહન ખિન્ન હતો અને જો કે, તેણે પૂર્ણ વિચાર કર્યા વગર કંઈ પણ ઉદ્દગાર હજી બહાર કાઢ્યો ન હતો તોપણ પ્રાસંગિક શ્મશાન વૈરાગ્યના ઉદ્દગારથી શંકા લઇ દુર્ગાપ્રસાદે તેને મહારાજના સમાગમમાં આણી 'ગૃહસ્થાશ્રમ કેવો ઉપયોગી છે' તેનો બોધ કરાવ-રાવવા અહિં રાખ્યો હતો. જુદા જુદા પ્રસંગને લઇ મહારાજે ગૃહસ્થા-શ્રમની યોગ્યતા ઉપર તેને કેટલાંક પ્રવચન સંભળાવ્યાં હતાં અને એજ પ્રવચનોનું અત્યારે તેના મનમાં મનન ને નિદિધ્યાસન થતું હતું. મદનમોહન ભણેલો અને સારાસાર સમજનાર શાણો જુવાનિયો હતો. પરણવાની વાત નીકળતાં તે શરમાતો હતો. પણ ગુજરાતની ઉંચી અને કેળવાયેલી કહેવાતી નાતોમાં તેના જેવા જુવાનિયા મરનારી સ્ત્રી અગ્નિથી ઝડપાઈ પણ ન હોય ત્યાર પહેલાં શ્મશાનમાંજ માગું સ્વીકારે છે, અને બિલ-કુલે શરમાતા નથી. શાસ્ત્રો જેને પુરુષનું અર્ધાંગ કહે છે તેને આપણા સારા ઘરના લોકો ઉંદરડી કહે છે અને તેટલાજ તુચ્છકારથી તેને તાણી નાંખે છે. એક બે જણે નિર્લજ રાક્ષસ જેવા થઈ એવું કાર્ય કર્યું એટલે લોકો ટેવાઇ ગયા અને ખરેખરા નઠોર કહીએ એવા કઠોર હૃદયના થઇ ગયા. સામાન્ય માણસોનો સમૂહ હમેશ ગાડરિયા પ્રવાહ પેરે ચાલે છે, માટેજ વિદ્વાનોએ કહ્યું છે કે, લોક સંઘ છે તે તો ગતાનુગતિક છે. સાધારણ લોકનું ચારિત્ર્ય મોટા માણસોમાંથી બંધાય છે માટેજ મોટા માણસોએ પોતાને માટે નહિ તો છેવટ ભવિષ્યની પ્રજાને માટે પણ સારે માર્ગેજ ચાલવું જોઇએ. સ્વાર્થી અને થોડી સમજણના માણસો હમેશ પોતાનો દોષ છુપાવવાને મોટાના આચરણનું શરણ લે છે. એકાદ બે મોટા માણસોએ અપકૃત્ય કર્યાં એટલે આપણે કરવાં અને બીજાનાં ચલાવી લેવાં, એ વ્યવહારમાં ચાલેલી નીતિ સારી નથી. મોટાનું પણ અપકૃત્ય તો અપકૃત્યજ છે અને તેનો દાખલો લેવો એ વળી ચોરી છુપાવવાને જુઠું બોલવા જેવું છે. આપણા ગુજરાતના સાધારણ સંસારી વટવહેવારમાં મોટા મૂર્ખ સ્વાર્થીઓનાં અપકૃત્યોએ આ પ્રમાણે બહુ

નુકસાન કરેલું છે. બીજા લોકમાં ઘર સ્વર્ગ જેવું ગણાય છે ત્યારે આપણા લોકમાં તે નરક કરતાં પણ નપાટ થઈ પડ્યું છે. પુરુષોમાંજ જ્યાં જ્ઞાનનો લવલેશ નથી ત્યાં તેમણે જોરજુલમથી અજ્ઞાન રાખેલી અને અજ્ઞાનમાં વધારો કરે એવાજ ગૃહશિક્ષણમાં હુબહુબાં કરી મૂકેલી સ્ત્રીઓમાં ક્યાંથી સારી સમજણ હોય ? માતા માંદી તેનું બાળક માંદું, તેમ સ્ત્રી સમુદાય અજ્ઞાન એટલે તેમને હાથે ઉછરતું નવું જગતે અજ્ઞાન. આમ જમાનાઓ થયાં અજ્ઞાનનાં આવર્તન થયા કરતાં રહેવાને લીધે આપણી બુદ્ધિ ઉપર કુચાલના એવા વજ્જલેપ થર બાઝી ગયા છે કે જેને ઉખેડી કાઢવાને પણ સચ્છિક્ષણના જમાના ને જમાના જવા જોઇશે. મદનમોહન આ જુના શિક્ષણના થરથી વિમુક્ત ન હતો, છતાં સારી સમજણને લીધે લગ્નની વાત નીકળતાં તેને શરમ આવતી હતી અને સાથે સાથે એમ પણ થતું હતું કે 'શું થોડાજ વખતમાં એક સુંદરીના સહવાસને ભૂલી જવો ? અને અભણ લોકમાં થાય છે તેમ કરવું ? શિવગૌરીની ચિતાનો અગ્નિ હજી છંટાયો નથી, તેનાં મધુર વચનોના પ્રતિધ્વનિ હજી શ્રવણાકાશમાંથી વિલીન થયા નથી અને તેનાં પવિત્ર કુમકુમનાં પગલાંનાં ચિહ્‌ન હજી તો મારા આંગણામાંથી ભુસાયાં પણ નથી, ત્યાર પહેલાં મારે તેને વિસરી જવી અને વરઘોડે ચઢવું ? મારે બીજી સ્ત્રી કરવી ? હર, હર, હર ! શું વિડંબના અને કેવો કઠોર સંસારી ધર્મ ?' આ વિચાર તેનાથી બીજે મુખે કહેવાતા ન હતા અને રતિ ઉપર પ્રીતિ હોવા છતાં શિવગૌરીનાં સોજ તેને મુંઝાવી મારતાં હતાં. પ્રાકૃત મનુષ્યના વિચારોને જેણે વારંવાર હસી કાઢેલા તે વિદ્વાનને આવી શરમ આવે એ સ્વાભાવિકજ હતું. દુર્ગાપ્રસાદ પણ તેની આ મુસ્કેલીને હજી સમજ્યો ન હતો.

સાંજ પડી, મહાસાગરમાં ધીરી ધીરી ભરતીની લહરીઓ આવવા માંડી અને મોટા રસ્તા ઉપર એક પછી એક ગાડીઓ અને સાઈકલો દોડતી જણાઈ. ધીરે ધીરે આસપાસના બંગલાઓમાંથી છોકરાં ફરવા માટે બહાર નીકળવા લાગ્યાં. ઉતરતા ચાંદનો આલોક દૃષ્ટિને પ્રસન્ન કરે એવો થવા માંડ્યો અને મદનમોહન બારીમાંથી એ આલોક જોતો ઉપ-

રના વિચાર કરતો ઉભો હતો એટલામાં દુર્ગાપ્રસાદ આવ્યો. તેણે બારીમાં ઉભેલા મદનને જોઈ વિચાર્યું કે, ‘ આ તરૂણ ખરેખર સ્ત્રીના મરણથી અશરણ જેવો થઇ ગયો છે. સંસારના પહેલા પગથિયા ઉપર ચઢતાંજ બિચારાને ફટકો પડ્યો છે અને આ પ્રમાણે નિરાશ થાય તો પછી એનું જીવન બગડે. સ્વામીએ એના મગજ ઉપર ગૃહસ્થાશ્રમની ઉપયોગિતા સારી રીતે ઠસાવી છે ત્યારે આમ શા વિચારમાં ઉભો હશે ? શું તે ફરીને પરણવા ઇચ્છતો નહિ હોય ? ના ના, એમ તો હોયજ નહિ. મદનમોહન કંઇ એવો વ્યવહારમૂઢ નથી, પણ કદાપિ હમણાં વિવાહ કરતાં એને શરમ આવતી હશે. રતિસુંદરી ઉપર એને પ્રથમથી પ્રીતિ છે એટલે જો કે તેનાથી કંઇ કહેવાતું નથી તોપણ હમણાં પરણવું કે નહિ ? એવા વિચારથી ગુંચવાતો હશે. ’ તેણે છત્રી નીચે મૂકી અને પાઘડી હાથમાં લઇ મદનમોહનને બોલાવ્યો.

મદનમોહન બારીમાંથી પાછો ફરી બોલ્યો કે, ‘ પધારો. ’

‘ ચાલો આપણે પોર્ટિકોની અગાસીમાં જઈ બેસીએ. ’ સોફા ઉપર પાઘડી મૂકી ડગલાનાં બુટન કાઢી નાંખી દુર્ગાપ્રસાદ આગળ થયો. તેઓ બન્ને પોર્ટિકોની અગાસીમાં આવી બેસતાંજ દુર્ગાપ્રસાદે મદનમોહનને સવાલ કર્યો કે, ‘ મદન ! હવે કંઈ વાંચે છે કે નહિ ? એકાદ આવો બનાવ બને તેને યાદ કરી વારંવાર વિચાર કર્યા કરવા એ સારૂં નહિ. આ સંસાર પરિવર્તનશીલ છે અને સૌ તેમાં ધીરજથી ભૂલી જવું જોઇએ. આજ ન ભૂલીએ તો કાલે ભૂલીએજ, માટે બહેતર છે કે, આજેજ ભૂલી જવું. ’

‘ વસ્તુ આમ ભૂલી જવાય છે એ વાત ખરી, પરંતુ તેને ભુલાવાને પણ કાળ જવો જોઇએ. કોઇ વાત તરતને તરત ભૂલી જવાય છે ? મને એ વિચાર ઠીક લાગતો નથી તોપણ તમને વળી મારે ખાતરી આપવી જોઇએ કે, તમે જે બાબતને ઉદ્દેશીને ભૂલી જવાનું કહો છો તે તો હું યાદજ કરતો નથી, કારણ કે તેની યાદ મને મુંઝાવી દેછે.’

‘ વારૂ, સ્વામીનો સમાગમ તને સમાધાનકારક લાગે છે કે નહિ ?’ દુર્ગાપ્રસાદે પૂછ્યું. ‘ વાહ ! એમ કેમ બોલો છો ? મહારાજશ્રીના સમા-

ગમથી મને આ શોકના વખતમાં બહુ સમાધાન મળ્યું છે. એમની પવિત્ર છબિ જોતાંજ મારો શોક દૂર થઈ જાય છે તો પછી એમનાં વચનામૃત મને શાંતિ આપે એમાં શી નવાઇ ? પ્રાચીન સંસ્થાઓ સંબંધી તેઓ જે વિચાર જણાવે છે તે તો મને બહુજ આશ્વાસક અને મનુષ્ય જીવનને માટે બહુ સગવડ ભર્યા લાગે છે. મહારાજનો એકે એક વિચાર મારા હૃદયમાં તો ચોંટી ગયો છે એમ કહું તો તે પણ ખોટું નથી.' મદનમોહને મહારાજ માટે શ્રદ્ધાપૂર્વક સ્તુતિવચન કહ્યાં.

'તે શું ?'

'ગૃહસ્થાશ્રમ ઉપર બોલતાં મહારાજે હાલની વ્યવસાયાત્મક પ્રવૃતિ ઉપર ટીકા કરતાં કહ્યું કે, જીવનની જરૂરિયાતોમાં વધારો કરી વધારે અને વધારે જીવનકલહમાં ઉતરવું એ પ્રાચીન ગૃહીઓનો વિચાર ન હતો. જીવનની જરૂરિયાતો આહારની માફક વધારી વધે છે અને ઘટાડી ઘટે છે. ગૃહસ્થાશ્રમને યોગ્ય જે નિયમો પ્રાચીનોએ ઠરાવેલા છે તેને અનુ· સરતાં સંતોષથી વ્યવહાર કરીએ તોજ બીજાને ઉપયોગી થવાય, નહિ તો બીજાનાં સાધનનો નાશ કરનાર નીવડાય. એવી સંસ્થા જગદુપકારક ગણાય નહિ. ગુજરાતમાં ચાલતા દુષ્કાળનું સૂચન કરી તેમણે ચાલુ વિષયોને એવી સારી રીતે છણી બતાવ્યા કે, હું તેમના વિચારને એક-દમ સંમત થઈ ગયો. ગૃહસ્થાશ્રમીજીવનને જરૂરની વસ્તુઓમાં વર્તમા-નકાળના ગૃહીઓ સંતોષ લે તો પછી દુષ્કાળ શું કરવાને પડે ? પૂર્વે વરસાદના અભાવે દુષ્કાળ પડતા, હાલ તેમ નથી. હાલ તો બળવાન ગૃહીઓની મોજમાં વપરાઇ જવાથી મોંઘી થતી વસ્તુઓથી ગરીબને સદૈવ દુષ્કાળ જેવુંજ ચાલે છે. જેમ જેમ જીવનની જરૂરિયાતો અને મોજશોખ વધતો જશે તેમ તેમ મનુષ્યો વધારે અને વધારે વ્યવસા-યથી વધારે વસ્તુ વાપરી નાંખી જગત્સંપત્તિને ગરીબના મુખમાં જતી અટકાવી ખાલીજ ખપાવી નાંખશે. આવી વધતી જતી જરૂરિયાતોવાળો ગૃહસ્થાશ્રમ સમાજને ભોગે પોતાની મોજ શોધી લેનારો છે. વળી કાળના વહેવા સાથે તે પોતામાં પણ એવો કલહ આણશે કે, જેને પરિણામે આખી સંસ્થાનો નાશ થશે. ફરીને પાછો નવો ક્રમ શરૂ થશે

અને એજ પ્રમાણે કલહનું જોર ચાલશે. એવી ઉપાધિઓને વધારનારી સંસ્થાઓને આપણા વૃદ્ધો માન્ય રાખતા નથી. પ્રાચીન સંસ્થાઓ બીજાને અને સમાજને ઉપકાર કરવા માટે યોજાયેલી છે. વર્તમાન ગૃહસ્થાશ્રમ ગરીમના ભોગે સ્વસુખ સાધનના પાયા ઉપર ચાલતો જણાય છે અને એવે આશયે ચાલશે તો અંતે ભાગી પડશે. સંતોષ હોય તોજ અમુક સંસ્થા નીભે.'

'મહારાજ સત્ય કહે છે, પરંતુ હું સંતોષ લઇ બેસું તો હાલ તું લાભ લઇ જાય છે. તારી સુખશય્યા મને મારી કંથા ઉપર અભાવ કરાવરાવે છે, તેનું કેમ ? કર્તવ્ય તો કરવું કે નહિ ? આસપાસના ગૃહીઓ જે પ્રમાણે રહેતા હોય તે પ્રમાણે આપણાં સ્ત્રી છોકરાંને રાખવાં એ શું આપણું કર્તવ્ય નથી ? સંતોષ લઇ કંથામાં પડી રહીએ છીએ તો અસમર્થ નિર્બળ અને માલ વગરના ગણાઈ અકીર્તિ થાય તથા મિત્રો અને ઘરનાં તિરસ્કાર કરે છે. આવું થાય નહિ માટે વ્યવસાયમાં પડવું જોઇએ. અર્જુનને જો સત્ય કહીએ તો પહેલા અધ્યાયમાં જે વિચાર ઉત્પન્ન થયો છે તે શું સ્વાભાવિક અને માણસ જાતને શોભા આપે એવો નથી ? છે. પણ શ્રીભગવાને જેમ યુક્તિવાદથી તેને યુદ્ધમાં પ્રેર્યો તેમ આપણે પણ યુક્તિવાદથી વ્યવસાયને સિદ્ધ કરો અને આપણી આગળ પાછળ લોકો જેમ જીવનનાં સાધન મેળવવાને મથતા હોય તેમ મથો, એ આપણો ધર્મ છે. અર્જુનની અને સંતોષી ગૃહીની એ સ્થિતિ આ રીતે સરખી નથી ?' દુર્ગાપ્રસાદે જણાવ્યું.

'અલબત, અર્જુનને પ્રથમ જે વિચાર ઉત્પન્ન થયો છે તેજ વધારે સ્વાભાવિક છે. એક ઠેકાણે મેં વળી એવું પણ વાંચ્યું છે કે, મનુષ્યના મનમાં કુદરતી રીતેજ જે પ્રસંગાનુકૂળ વિચાર સ્ફુરી આવે છે તે વધારે સારા અને નિખાલસ હોય છે. નીતિ અને ધર્મની બાબતમાં વાદવિવાદ કલેશનું કારણ થાય છે. આર્યલોકના વહેવારમાં પણ વાદ મોટા કલેશનું કારણ મનાયેલો છે, ભગવાને અર્જુનને કર્તવ્યમાં પ્રેર્યો છે અને તેમ કરતાં તેમણે જીવનની સાથે આવશ્યક એવા ધર્મોનું બરોબર પ્રતિપાદન કર્યું છે.'

'તમે એવું ગોળગોળ ન બોલો. જો અર્જુન રણમાંથી ચાલ્યો જાત, પોતાનું અને પોતાના આશ્રિતોનું બીજા શાંત વ્યવસાયથી પોષણ કરત અને તેમ કરતાં તેની અકીર્તિ થાત તો શું ક્ષત્રિયે ક્ષત્રિય ધર્મને લાંછન લગાડ્યું કહેવાત ? ધર્મ બજાવવાને હજારોના પ્રાણ લેવા ? મારો વિચાર તો એવો છે કે જેથી મનુષ્યનું હિત થાય તેજ કર્તવ્ય ને ધર્મ. જે વડે હજારોનો સંહાર કરવાની યુક્તિ શોધાય છે તે બુદ્ધિ અને કળા ગમે તેવી ઉત્તમ હોય તો પણ હું તો તેને બિલકુલ સારી કહું નહિ. ભગવાન કહે છે કે તારી સામે ઉભેલા સર્વે મુએલા છે માટે તેમને મારવામાં દોષ નથી. ત્યારે શું મુએલા તરફ પણ ક્રૂર થવું ?'

'નહિ, નહિ,' અપ્રસન્નતાથી મસ્તક ધુણાવી મદનમોહન વચમાંજ બોલી ઉઠ્યો કે 'નહિ નહિ, દુર્ગાપ્રસાદ ! એમ નહિ. હજારોના પરિપાલનને માટે યોજાયેલા ક્ષાત્રનું પ્રતિપાદન કરવાને માટેજ શ્રી ભગવાને અર્જુનને તેના ક્ષત્રિય ધર્મમાં યોજ્યો છે અને તેમ તો થવુંજ જોઇએ.'

'ત્યારે અમારો વિચાર તમારે પણ કબુલજ કરવો જોઇએ. ગૃહીઓની ચાલુ સંસ્થાના પરિપાલનને માટે તમારે તમારા વિચારને અનુકૂળ હોય કિંવા નહિ તોપણ અમે જે કરવા માગીએ છીએ તે રીતે કરવું જોઇએજ.' 'આમ બોલતાં આમ બંધાવાનું અને તેમ બોલતાં તેમ બંધાવાનું. દહિં અને દૂધમાં પગ રાખીને બધો પ્રપંચ પ્રતિપાદન કરેલો છે. ઈશ્વર સંબંધી અને સંસાર સંબંધી બધો વ્યવહાર અને વાદવિવાદ યુક્તિઓથી ભરેલો માત્ર બુદ્ધિવૈભવ છે અને તેથીજ હું માનું છું કે, નિખાલસ હૃદયથી કવિ અખાએ ખરેખરૂં કહ્યું છે કેઃ–

'અખો કહે અંધારો કુવો,
ઝગડો ટાળી કોઈ ના મુઓ.'

તમે જે વાતને ઉદ્દેશી મને બોધો છો તે મને કબુલ તો છે પરંતુ તેમાં મારા વિચારને સાંભળવો જોઇશે. વસ્તુસ્થિતિ હું જાણું

છું અને મારા વિચારને અવકાશ નથી, એમ પણ મારૂં માનવું છે, તથાપિ દુર્ગાપ્રસાદ ! મારો સંકોચ પણ કેટલીક રીતે સકારણ છે.' મદનમોહને પોતાનો વિચાર જણાવ્યો.

દુર્ગાપ્રસાદ તેનો હેતુ સમજી બોલ્યો કે, 'તારો સંકોચ બરોબર છે, પરંતુ લોકમાં કેવું કેવું થાય છે તે તું હજી નથી જાણતો ? જેવો વખત હોય તે પ્રમાણે વર્તાય. પ્રસંગને જોઈ વર્તવું એ સંસારીઓને માટે વધારે યોગ્ય છે. કેટલાંકનાં ખરાબ વર્તનને પરિણામેજ અજ્ઞાનોથી કેટલાક ખોટા રિવાજ દાખલ થયા છે. તમારા મનનો સંકોચ તમેજ કહો કે, ચાલી શકે તેવો છે ? નથી. ત્યારે શું કરવું ? એવો બારીક વખત આવી પડયો છે કે તમે ધારો એટલી મુદત પણ લઈ શકાય નહિ. હવે તો જે થાય તે થાય, જે કહેવાય તે કહેવાય પરંતુ અમારા વિચારને અનુસરવું એજ સારૂં છે.'

મદનમોહન ચૂપ રહ્યો. રતિસુંદરીને માટે હવે કંઇ પણ મુદત અપાય તેમ ન હતું અને તે એવા વહેમી લોકાપવાદમાં આવી પડી હતી કે, તેને વધુવાર નિભાવવી એ પણ મુસ્કેલ હતું. તેનાં સગાંને અને મુંબાઇવાસી તેનાં સ્નેહીઓને દયાનું પાત્ર થઇ પડેલી રતિસુંદરી પોતે હવે અધીર થઈ ગઈ હતી. એક ઘડી જુગ જેવી જતી હતી. મદનમોહન તે સઘળું સમજતો હતો પરંતુ શિવગૌરીનું મરણ તેને વારંવાર વચ્ચે ખટકતું હતું. તેની મુખાકૃતિનું પ્રતિબંબ હજી તો તેની કીકીમાંથી દૂર પણ થયું ન હતું અને તેનાં વચન હજી તો તેના કાનમાં ગણગણી રહેલાં હતાં તેથી તેણે કંઇ પણ ઉત્તર આપ્યો નહિ. દુર્ગાપ્રસાદ બોલ્યો કે, 'મદનમોહન ! કેમ કંઇ બોલ્યો નહિ ? તારા મનમાંથી બીજા સૌ વિચારો કાઢી નાંખ. બહેન પાસે હું તારા કાકાને પત્ર લખાવીશ અને હું ધારૂં છું કે, તેમને સૌને અહિં આવવાનું લખાવવું ઠીક છે.'

'હું આપણી અભણ જુવાનિયા જેવી નફટતા-કઠોરતા ધારણ કરૂં ?' મદનમોહને ખિન્ન મને ઉત્તર આપ્યો.

'ભણ્યું ન ભણ્યું કર. એક આશાભરી કન્યાને માટે નફટ–

કઠોર થા, અને અમે બતાવીએ તે માર્ગે ચાલ.'

'પરણુવા માટે પંચતંત્રવાળો ગધેડો બનવું.' તે હસ્યો.

'હા. તેવો બન.' દુર્ગાપ્રસાદે મક્કમ ગંભીર વચને ઉત્તર આપ્યો.

## પ્રકરણ ૨૮ મું.

### વહેમનો ખુલાસો.

આંબે આંબજ હતરે, કેળે કેળાં સાર;
બરાસ વાસ તજે નહિ, તો પડ પાસા પોબાર.

'દીકરા નગીન! હું હવે મરૂં કે જીવું તેનો મને કંઈ શોક નથી, મારે હવે મરવુંજ ઘટે છે. હવે વધારે વાર આ જગતમાં જીવી વધારે જવાબદારીઓના જવાબ દેવા હું ઈચ્છતી પણ નથી, છતાં એક બાબત મારે તને ખુલ્લેખુલ્લી કહેવી ઘટે છે. હું આશા રાખું છું કે, તું જનની રૂપ માનેલી મને ક્ષમાજ આપીશ!' ગળગળતે સાદે અને આંસુથી ભરાઈ જતી આંખે મરકીના મરણ અને જીવન વચ્ચે ગોથાં ખાતી ગુલાબે પોતાની પાસે બેઠેલા ભતરીજા નગીનદાસ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં આ પ્રમાણે કહ્યું. પશ્ચાત્તાપથી ગળી જતી હોય તેમ વ્યાધિ અને પરિતાપથી મિચાઇ જતી આંખે અંતર ઉઘાડવા જેવું એકાંત હોવાથી તેણે યત્ન કર્યો. રાતનો એક વાગી ગયો હતો. દિવાનખાનામાં સગાંસાગવાં જેઓ વારા ફરતી ગુલાબનું મરણ સાચવવા રાત્રીએ બિછાના આગળ જાગવાને એકઠાં થયાં હતાં તે આમ તેમ ઘસઘસાટ ઉંઘતાં હતાં ને માત્ર નગીનદાસ પોતાને જાગવાના વારા પર બેઠેલો હતો. માતા રૂપ માનેલી અને માતા રૂપ વાત્સલ્ય વર્ષાવતાં જોયેલી કાકીની સેવા તે ભાવથી કરતો હતો. ઉપલાં વચન સાંભળી તે બહુજ ગળગળો થઇ ગયો. 'ગુલાબ શું કહેવા માગે છે' તે કેટલીકવાર લગી તો તેનાથી સમજાયું નહિ. તેનું મન દુખાયું, આંખમાં ઝળઝળિયાં આવ્યાં અને ધીરેથી બોલ્યો કે 'કાકી! એવું શું છે? તમે મને વાત્સલ્યથી બહુ લાડ લડાવ્યાં છે. હું તમને માતા

રૂપ ગણુતો આવ્યો છું તે તમને મારી આપું? કાકી! મને તમે એમ બોલી શા માટે પાપમાં નાંખો છો? દા. મુગટલાલે મને ખાતરી આપી છે અને હું તેના વચન ઉપર વધારે વિશ્વાસ રાખું છું. તમે બચશો અને અમારું વધારે વખત પાલન કરશો. કાકી! એમ હિમ્મત હારી જતાં નહિ.'

'દીકરા! મરકીમાંથી બચવું બહુ દુર્લભ છે. મેં તને કહ્યું તેમ મને મરણનો ભય કે શોક નથી. દીકરાવહુનાં મન ઉંચાં કરાવનારી હું હવે આ દુનિયાંમાંથી ચાલી જાઉં, એજ સારું છે. મોતીવહુએ એક દીકરી પણ ન ઉઠાવે એવી આ મંદવાડમાં મારી સેવા ઉઠાવી છે પણ મેં તેને છેહ દીધો. અરેરે! એ બાળકે જેટલું મોટું પેટ રાખ્યું તેટલું મોટું પેટ મારાથી રાંડથી રખાયું નહિ? મેં તેમ વરવહુમાં ઉંચા જીવ કરાવરાવ્યા. મેં આજ સુધી તમને ઘણાં ઘણાં લાડ લડાવ્યાં પરંતુ તે ઉપર મેં મૂર્ખીએ છેવટ પાણી ફેરવ્યું. મને ધિક્કાર છે! દીકરા! મોતીવહુ નિર્મળ નિખાલસ ખરા મનની મોટા ઘરની સદ્‌ગુણી દીકરી છે. સમોવડિયાંની ગમ્મતને મેં તારી આંખ આગળ પાપ રૂપે રજુ કરી તારા મનમાં ખતરો નાંખ્યો. મને હવે ઘણો પરિતાપ થાય છે! પરિતાપ મને પ્રાયશ્ચિત્ત રૂપ નીવડો અને તું તારી માતા રૂપ માનેલી કાકીનાં આ પરિતાપ વચન ઉપર વિશ્વાસ મૂકી એને માફ કર. તે સાચી શીલવંતી છે ને હું ખોટી છું. બનાવ ગમ્મતનો હતો તેમાં કંઈ માલ નથી. દાક્તર પણ ખરો નીતિમાન માણસ છે. ધન્ય છે એનાં માતપિતાને! હેં અરેરે! મોટા મોટા મુનિવર ચળ્યા તો એ બિચારાં પામર જુવાનિયાંનાં શાં ગજાં! પણ નહિ, એમણે છેવટ મનને વાળી લીધું. કામને જીત્યો પણ મેં તેમનાં જુવાનિયાંને યોગ્ય ઠઠ્ઠા મશ્કરી અને હસવાં બોલવાંને તને ખરાં હોય તેમ પેલો પત્ર મોકલી જણાવ્યાં. તપાસ કરી સત્ય શોધી કાઢ્યું પણ મને ફરીને તને કહેવાનો પ્રસંગ મળ્યો નહિ, પણ નગીન! દીકરા નગીન! મેં વિંછણ સાસુની નજરથી મોતીવહુ અને મુગટને તપાસ્યાં, તાવ્યાં તથા થાય તેટલી છુપી તપાસ કરી પણ તેઓ ખરેખર નિર્દોષ જણાયાં છે. મને એ પરિતાપમાં મરકી લાગુ

પડી અને હું મારા પાપનું પ્રાયશ્ચિત્ત કરવાનેજ હવે ચાલી જાઉં એમ ઇચ્છું છું. તારા મનમાં ખતરો રહે અને દીકરી જેવી મારી આંખની કીકી નિર્દોષ વહુવારૂ તારા તરફથી હમેશ દમાતી દુઃખિયારી રહે તો હું નરકમાં પડું. તું એને માફ કર, અને મારા વચન ઉપર વિશ્વાસ મૂકી ખરી ચોખ્ખી સ્ત્રી જાણ. મને વચન આપ કે 'તું એને દૂભીશ નહિ.' ગુલાબે તપી ગયેલે અને નિર્બળ થઇ ગયેલા હાથને બળ આપી વચન લેવા માટે નગીનદાસ સામે ધર્યો. અદ્ધર રહેવાને અશક્ત હોઇ થરથર કંપતા હાથને એક હાથે પકડી બીજે હાથે દુઃખના જોરથી ફાટી ગયેલી ગુલાબની આંખ ઉપર નગીને પોતાનો બીજો હાથ મૂકયો.

કાકીનાં પરિતાપક વચન સાંભળી નગીનદાસ બહુજ આશ્ચર્ય પામ્યો. તે વિચારમાં પડયો. કેટલીક વાર લગી તે મૌન રહ્યો. તેને કંઈ સમજાયું નહિ. તે પોતાની આસપાસની સ્થિતિ ભૂલી ગયો. ગુલાબ આટલું બોલવાથી શાંત થઇ ગઈ, કપાળ ઉપર મૂકેલો નગીનદાસનો હાથ શ્રમના પરસેવાથી ભીનો થયો. નગીનદાસ કંઇ સમજી શકયો નહિ. અને કાકીનો હાથ પોતાના હાથમાં રાખી દિવાનખાનામાં આમ તેમ જોવા લાગ્યો.

દિવાનખાનાના શાંત અને ચિંતામય દેખાવથી તેના મનમાં હવે કંઇ કંઇ વિચાર ઉત્પન્ન થવા લાગ્યા. એક પછી એક નિદ્રાવશ સગાં તરફ જોતાં જોતાં તેની નજર એક ખુણામાં પડેલા સોફા ઉપર ગઈ. સોડિયું વાળી કાચબાની માફક અંગ પ્રત્યંગ અંદર સંકોચી લઇ સુતેલી મોતીગૌરી ત્યાં તેની નજરે પડી. કાકીના પરિતાપના કારણરૂપ થયેલી તે નજરે પડતાંજ તેના મનમાં અવનવા વિચારો ઉત્પન્ન થવા માંડયા. કેટલોક વખત થયાં પોતાના ગુસ્સામાં અવમાનમાં અપ્રીતિમાં અને અભાવમાં આવી પડેલી નિર્દોષ બાળાના મુખ ઉપર પાછલી મેડીમાં બળતા ફાનસનું અજવાળું પડેલું હતું. સૂર્યથી તેજસ્વી થતા ચંદ્રબિંબની માફક તેની નિર્મળ પ્રભા પૃથ્વી જેવા ક્ષમાશીલ તેના ઉન્નત હૃદય પ્રદેશ ઉપર પડેલી હતી. નગીનદાસની દૃષ્ટિ બે ત્રણ વાર નખશિખ તેની પૂર્ણાકૃતિ ઉપર આમ તેમ ફરી વળીને મુખ ઉપર

જઈ સ્થિર થઇ.

મધુકર બિડાયેલા કમળ ઉપર બેઠો. પ્રીતિની રીતિ એવીજ છે. અંદરથી અપૂર્વ ભાવ ઉદ્ભવ્યો. મોતીગારીની નિદ્રિતમૂર્તિ જોવાતાં તેના મનમાં આ પ્રમાણે વિચારમાળા ફરવા માંડી. 'શું આ મૂર્તિ નિર્મળ તે નિર્મળજ છે, તેની ઉપર ડાઘ પાડવા જનારનેજ પશ્ચાત્તાપ થાય છે. સારૂં થયું કે મેં એ વાત હજી લગી કદી છેડીજ નથી. એના કોમળ મન ઉપર હજી મેં અપ્રિય વચન કહી ખરાબ અસર કરી નથી. અરેરે! આ બિચારીને મેં તરછોડી હોત તો શું કરત? એનાથી સમજાયું તો હતું કે, હું તેની સાથે ખુલ્લા મને બોલતો નથી. એણે એકવાર મને કારણ પણ પૂછ્યું હતું. પરંતુ કોઇ પ્રસંગે એ વાત તે વખતે બદલાઈ ગઇ હતી. હશે ઇશ્વર જે કરે છે તે સારૂંજ કરે છે. મારે અને એને એ બાબત ઉપર લાંબી ટુંકી વાતચીત થઇ હોત અને આમ જ્યારે સત્ય જાહેર થાત ત્યારે મારેજ પાછો પશ્ચાત્તાપ કરવો પડત. ઠીકજ થયું. નિર્દોષ ગૃહલક્ષ્મી! તું નિર્દોષ છે એટલુંજ નહિ પરંતુ તને દોષ ભાગી માનનાર તારા પક્ષમાં મારૂં વચન લેવા તૈયાર છે. હું એ વચન આપું છું. હું કંઈ જોઇશ નહિ. જેનું મન નિર્મળ છે તે કદી પણ મલિન થતું નથી. પ્રાસંગિક મેલ વસ્તુતઃ મલિનતા કહેવાય નહિ. લોકો ગમે તેમ બોલે પરંતુ નીતિ અને અનીતિના બીજવાળાં માણસ જન્મથીજ જુદાં હોય છે. નીતિનું બીજ અનીતિના સંગમાં આવ્યા છતાં ઉગતું કે ફાલતું નથી. કવિ દલપતરામે કહ્યું છે અને બાળાવયમાં જે મુખપાઠ કરેલું છે તે સત્યજ છે કે—

મોગરાના બીજમાંથી કૌચ ન કદાપિ થાય;
કૌચથી ન મોગરાની આશ લેશ લાવીએ.

તું મોગરાની વિશદ કળી છે, મલિનતા કે દુર્વાસનો તારામાં સંભવજ નથી. શંકાએ શી અને શકે શો? ધુળેટીનો પવન તને રજથી ભરે તો તેથી શું થયું? બસ તું નિર્મળ દર્પણ જેવી નિર્મળજ છે. તારામાં જેણે મલિનતા જોઈ તે બીજું કંઇજ નહિ પરંતુ પ્રાસંગિક વાતાવરણની મલિનતા. ભ્રમરાવલી જેવી ભારે ભમર નીચે

દબાઈ ગયેલા પદ્મપત્ર જેવા સુંદર પોચા પોપચા ઉપર તેની સ્નેહાળ દૃષ્ટિએ જાણે વહાલથી ભાવ ભર્યું વિશુદ્ધ ચુંબન કર્યું અને આણી તરફથી શાંત થયેલી ગુલાબે ફરીને આંખ ઉઘાડી ધીરેથી પાછો સવાલ કર્યો કે, ' કેમ દીકરા ! વિચારમાં પડયો ? મારાં વચન ઉપર તને વિશ્વાસ નથી ?'

નગીનદાસ શરમાઇ ગયો. તે બોલ્યો કે, ' કાકી ! એમ ના બોલો. તમને મારે આ કોને માટે વચન આપવું ? તમે આજ્ઞા કરી તે મારે પાળવીજ જોઇએ. હું તેને હમેશ જેમ ચાહું છું તેમ ને તેમજ ચાહું છું, છતાં તમને જો ઓછુંજ આવતું હોય તો ' લો આ વચન ' નગીનદાસે ગુલાબના હાથમાં ધીરેથી કોલ આપ્યો. બહુ વાર થવાથી તેની મસિયાઈ બહેન જાગી ઉઠી. તેણે નગીનદાસને બેઠેલો જોઇ કહ્યું કે, ' નગીનભાઇ ! તમે ઘણી વાર થઇ જાગો છો ? ભાભી સૂઇ ગયાં કે શું ?'

ગુલાબે તરતજ સ્નેહથી ગળગળે અવાજે તેને ઉત્તર આપ્યો કે. ' એ બિચારી કયાં સુધી જાગે ? અરેરે ! મારી ચાકરી કરવામાં એ તો હમણાં અડધી થઇ ગઇ. એક દાસી પણ ન કરે તેથી વધારે હલકાં અને અગત્યનાં સેવાનાં કામ મારા મંદવાડમાં તેણે કર્યાં. મને તેની બહુ દયા આવે છે. મેંજ ઠપકો દીધો ત્યારે હમણાં જરા સૂઈ ગઇ છે. જાને બહેન ! પેલા સોફા ઉપર પડી છે. એને ઉઠાડીને એના ખંડમાં મોકલ કે થોડીવાર બિચારી ત્યાં નિરાંતે ઉંઘે. એની તબિયત બગડશે તો હું તરત મરી જઈશ. એનાવડે હું જીવું છું.' નગીનદાસ તરફ ફરી વળી તે બોલી કે ' જા દીકરા ! તું પણ જઇને હવે જરા સૂઇ જા. મને તારી અને વહુની ચાકરીએ ઠીક લાગે છે. જાઓ બાપુ ! સૂઈ જાઓ.'

મોતીગૌરીને જગાડી તેના ખંડમાં મોકલી પેલી છોકરી આવીને ગુલાબની પાસે બેઠી ત્યાર પછી કેટલીક વારે ગુલાબના બહુજ આગ્રહથી થોડીવાર બેસી નગીનદાસ પણ સુવા ગયો.

ગુલાબ ઉપરથી રોગનો જોસ અને ભય લગભગ દૂર થવા માંડ્યો

હતો, પરંતુ અશક્તિ હતી. સગાંસ્નેહી કે ઘરનાંને હજી વિશ્વાસ આવતો ન હતો, કારણ કે, મરડીના ઘણા દરદીઓ સાજા થવાની આશા આપ્યા પછી એકદમ રહી જતા. ગુલાબને માટે નરોત્તમદાસ તેમજ જુવાન વહુવરને બહુ ચિંતા ઉત્પન્ન થઈ હતી. બહારના કાર્ય માટે નરોત્તમદાસ જેવા કાબેલ અને હોંશિયાર હતા તેવીજ ઘરબારની વ્યવસ્થા અને નાતજાતના કારભારમાં ગુલાબ એક કાબેલ અને ખબડદાર જાજરમાન સ્ત્રી હતી. ઘરની મહત્તા મોભો અને ભારબોજ તેનાવડે હતો એમ કહેવું ખોટું નથી. સ્વભાવની કડક ખટપટી અને સંસાર વ્યવહારમાં ઘણીજ કુશળ હોવાથી સગાં કે નાતીલાં એક શબ્દ પણ તેને કહી જાય તેમ ન હતું. મોતીગૌરીની મા જમનાડોસી તેના કરતાં પાંચ દસ વરસે મોટી હતી તોપણ તેને માટે અભિમાન અને શેહ ધરાવતી. નાત અને કુટુંબીઓના મનમાં કાર્યકુશળતા માટે તેણે પોતાની સજડ છાપ પાડેલી હતી. માતાના બોધને લઇ મોતીગૌરી તેની ઉપર સાસુભાવ અને ઘરભાર રાખતી. સાસરે આવ્યા પછી માએ કહેલા તેવા તેના ગુણ જોયા હતા અને પોતે તેની છાયામાં વહુવારૂપણાનાં સુખ લેવામાં આજ સુધી ઘરનું કંઇ ધ્યાન રાખ્યું ન હતું. નરોત્તમદાસ તેને ઘરની ધુરા ખેંચનાર માનતા હતા અને ‘ ગુલાબ મરી જાય તો ઘર ભાગી જાય ’ એવો સર્વેને ભય પણ હતો. ગુલાબને ઠીક લાગવાથી નરોત્તમદાસ ત્રણ રાત્રિઓ અજંપામાં કાઢ્યા પછી આજે સવેળાએ સુતા હતા. નગીનદાસની મસિયાઇ બહેનને ગુલાબ પાસે બેઠાને બહુ વખત થયો નહિ હોય તેટલામાં તો પ્રભાત થવાથી બીજા ખંડમાંથી તે ખબર કાઢવા આવ્યા. સગી સ્ત્રીઓ વૃદ્ધનો ખુંખારો થતાં વાત ટપોટપ બેકી થઇ ગઇ. નરોત્તમદાસે ગુલાબના બિછાના આગળ ચાલી આવી તેની ખબર પૂછી. સૌએ એકકે સામટો તેમને ‘ સારૂં છે ’ એવો ઉત્તર આપ્યો, એટલે ગુલાબે આંખ ઉઘાડી પોતાની પાસે બેઠેલી છોકરીને મસ્તક ઉપરનો પાલવ સમારવાનું સૂચવ્યું; અને ‘ મને ઠીક છે ’ એવો ધીરેથી ઉત્તર આપ્યો. નરોત્તમદાસ તેના ઉત્તરથી પ્રસન્ન થઈ પછી બીજા ખંડમાં ગયા. તેમણે ચાકરોને બોલાવ્યા

તેથી ઘરનાં બીજાં માણુસો જાગ્રત થયાં અને ચાકર તથા રસોઇયા પોતપોતાને કામે લાગ્યા. એક ઘાટીએ રૂપાની લોટી અને દાતણ લાવી નરોત્તમદાસની નજીક મૂક્યાં અને બીજાઓ ઘરમાં આવેલાંની ગોઠવણ કરવા લાગ્યા.

દિવસનો ઉદય થવા આવ્યો, આસપાસના લોક જાગ્યા અને શેઠ દાતણ કરી રહે એટલામાં તો મુગટલાલ પોતાના કામ ઉપર જતાં પહેલાજ ગુલાબકાકીની ખબર લેવા આવી પહોંચ્યો. તેણે ઓરડામાં જઇ તેને જોઈ અને હજી તો તે વાત કરે છે એટલામાં નરોત્તમદાસે અંદર આવી કહ્યું કે, 'કોણ દાક્તર! તમારા ઉપકારનો અમે કેવી રીતે બદલો વાળી શકીશું? તમે નગીનદાસના મંદવાડમાં તેમજ ગુલાબના આ ભયંકર મંદવાડમાં અમને તમારી અસાધારણ સેવા અર્પણ કરી છે. ખરેખર તમારામાં મેં જે નગીનદાસના જેવો પ્રેમ ધર્યો તે તમે પણ સાચોજ પાડી બતાવ્યો છે. સારા માબાપનાં ફરજંદ તમારા જેવાંજ જોઇએ.'

નરોત્તમદાસકાકાનાં આભારનાં વચન સાંભળી દાક્તર લજવાઇ ગયો અને માત્ર એટલુંજ બોલ્યો કે, 'તમે જેવો સ્નેહ રાખો છો તેવું મેં મારૂં પુત્ર કર્તવ્ય બજાવ્યું હોય, તો તે કંઈ વધારે નથી, કાકા! અમારા નાના શેઠ કયાં ગયા?' નગીનદાસનું મન તેનાથી સહેજ સમજાયેલું હતું તેથી તે આમ મશ્કરીમાં બોલ્યો. ગુલાબ તેનાં કટાક્ષ વચન સાંભળી આભારના ભારથી દબાતી સંકોચ પામી.

'ઉપર હશે! જાઓ ઉઠાડોને?'

મુગટલાલ બૂટનો અવાજ દાબવા 'ટો' ઉપર ભાર દઇ ગુલાબના ખંડમાંથી બહાર નીકળ્યો. નગીનદાસની મેડીએ ચઢતાં તેણે ખાસ ધારે જોરથી બૂટ બોલાવતા બોલાવતા ઉપર ચઢવા માંડયું. નગીનદાસ શયનમાંથી બેઠો થઇ હસીને તેની સામે આવ્યો. મુગટલાલને આજ તે પ્રથમ જેવો નિખાલસ ખુલ્લા હૃદયનો જણાયો, જો કે હજી તો તેમની વચ્ચે વાતચીત પણ થઈ ન હતી.

'દાક્તર! તમે અમારા ઘરની બહુ સેવા બજાવી.'

મુગટલાલ તેનાં આભાર વચનને સાંભળતોજ ન હોય તેમ હમેશના ટોળી સ્વભાવથી બોલ્યો કે ‘ મેં કંઈ બહુ સેવા બજાવી નથી. તમે બહુ કરી છે. હું આવ્યો અને આટલા બધા જોરથી ઉપર ચઢયો તોપણ જુઓની શેઠાણીની ઉંઘ ઉડે છે ? ’ હસીને તેણે પોતાનો હાથ આગળ ધર્યો. બેઉ મિત્રોએ અન્યોન્યના પંજા અન્યોન્યના હાથમાં ભેરવ્યા. ગમ્મતમાંજ પોતાનો હાથ છોડી દઇ નગીનદાસને છોકરવાદની રીતે સોફા ઉપર બેસાડી દેતાં વધારે ઉતાવળે વળી તે બોલ્યો કે, ‘દોઢ પહોર દિવસ ચઢે અને મેડીમાં ધિંગામસ્તી થાય તોપણ જાગે નહિ, તેને વળી પોતાની ચાલાકીનું અને ચંચળાઈનું અભિમાન કેટલું બધું ?’

‘ ત્રણ ચાર દિવસ થયાં એ બિચારી બિલકુલ ઉંઘીજ નથી. શું કરે બિચારી હમણાંજ છેક ચાર વાગે સૂઈ ગઈ છે. ’ નગીનદાસે પ્રેમ અને દયાથી ભરપુર લાગણીએ જણાવ્યું.

‘ વહુને કોણે વખાણ્યાં ? ’

‘ વહુના વરે. ’ નગીનદાસે પણ અસલના સ્વભાવ ઉપર આવી જઈ સવાલ તેવો જવાબ આપ્યો. દાક્તર ખડખડાટ હસ્યો એટલે મોતીગૌરી એકદમ પલંગમાંથી મચ્છરદાની ઉપાડી બહાર નીકળી.

‘ દાક્તર આવ્યા. આટલો બધો દિવસ ચઢયો ત્યાં સુધી તમે કેમ મને જગાડી નહિ ? વાહ ! તમને શું છે ? જે હોય તે બસ ખરેખરૂં કહી દોની. આ દાક્તરે અહિં હાજર છે. આજ તો હું બસ બધું એમને પણ કહી દઉં છું. ’ મોતીગૌરીએ કંઇક ગુસ્સાનું કંઇક ખરૂં અને કંઇક ખુલાસો કરવાનું લાડ કર્યું.

મુગટલાલ ટો ઉંચા કરી નીચે અફાળી ફરીને ખડખડાટ હસી પડયો. મોતીગૌરી વધારે ચિઢાઇ અને નગીનદાસે ખીસામાંથી પેલી ચોળાઈ ગયેલી ચીઠી કાઢી મોતીગૌરીના હાથમાં મૂકીને કહ્યું કે ‘ આ તે કમન અને વહેમનું કારણ રહ્યું, લો એનો નાશ કરો. ’ મેડીનું વાતાવરણ બદલાઈ ગયું. મોતીગૌરી તે જોઇને હસી. મુગટલાલ ચકિત થઇ નજીક ગયો અને બેઉ જણે ફરીને તે જોઇ. મોતીગૌરીના હાથમાંથી ચીઠી લેઇ લઈ તે બોલ્યો કે ‘ શું આ ચીઠીએ તમારાં મન

ઉંચાં કરાવ્યાં છે ? આમાં તો એવું કંઈ નથી. કાકી કહેતાં હોય તો હું કહીશ કે આમાં બહુ છે, અલબત, સરખી વયનાં સમણાં તરૂણુ સોબતીઓમાં હોય તેવું છે. હું ઇશ્વરના દરબારમાં કાકીને કહીએ આનો જવાબ દેવાને તૈયાર છું. મોતીભાભી મારા જેટલીજ નિર્દોષ છે અને અમો તમારી કે ઇશ્વરની સંમુખ સત્યની અવિચલ ઢાલ નીચે સદાય આવાંજ ગમતી હસતાં ને રમતાં ઉભાં છીએ. '

'મુગટલાલ! આકળો કેમ થઇ જાય છે. કાકીનો એમાં વાંક નથી, આ તો જગતના ખેલનો એક પડદો છે. તમે બેઉ નિષ્કલંક છો. તેઓ તમારી ઉપર દોષારોપ કરવા માટે હાલ મરણસમ પરિતાપ પામે છે. આને માટે કેટલાં મમતાળુ છે અને મને તેમણે ઉદાસ રહેવા માટે કેટલો બધો ઠપકો દઇ ફરીને કદી તેને ઉંચું મન નહિ દેખાડવા વચન લીધું છે. મુગટલાલ! તારા જેવા મિત્રમાં મેં એવો વહેમ કદી રાખ્યોજ નથી અને રાખીશ પણ નહિ. વહેમ બુરી ચીજ છે. આ રીતે જગતમાં કેવાં નિર્દોષ માણસ વગોવાઈ જતાં હશે?'

વણ વાંકે રાંક રડાવ્યાં રે,
કોને કો'ને જઈ કહીએ.

મોતીગૌરીએ પોતાના નિર્દોષપણાનું અભિમાન લઈ ગાયું. રસોઇયો એટલામાં ચાના પ્યાલા લઈ ઉપર આવ્યો તેથી વાત બંધ થઇ.

ચા પીતાં પીતાં નગીનદાસે કહ્યું કે, 'તમે કંઈ મનમાં લાવતા નહિ. હું આ વાતને ઓઠ બહાર કાઢતજ નહિ પરંતુ સ્પષ્ટીકરણથી જેવો હૃદયનો વહેમ દૂર થાય છે તેવો બીજા કશાથી થતો નથી, માટે તમને તપાવનારૂં કાગળનું ફોતરૂં નાશ કરાવ્યું છે. જેમ હું આ વાત અત્રે ખુલ્લા હૃદયથી ખંખેરી નાંખું છું તેમ તમે પણ મનમાંથી કાઢી નાંખજો અને 'લે તું એ હૃદયરમણી! લે આપણે આ પ્રેમરસનું સાથેજ પાન કરીએ.' તેણે મોતીગૌરીની કમ્મરે હાથ નાંખી તેને પોતાની નજીક ખેંચી.

'મોતીભાભી અને તમે એક પ્યાલે ચા પીઓ તોજ હું તો માનું?' દાકતરે ટોળ કર્યું અને ત્રણે જણ ખુલ્લા હૃદયથી ખુલાસો

કરી પ્રસન્ન થયાં. ચા પિવાઇ રહી. પછી મોતીગૌરીએ પાન આપ્યું તે લઈ 'ચાલો નગીનભાઇ! હવે જરા કાકીને મળીને જઇએ. મને બહુ વાર થઈ.' એમ કહી દાક્તર ઉઠયો અને બેઉ મિત્રો એક બીજાના હાથમાં હાથ રાખી હસતા હસતા નીચે ઉતર્યા.

## પ્રકરણ ૨૯ મું.

### હરિકીર્તન.

**साधोःसंगमुपासते हि सततं धन्यो गृहस्थाश्रमः**

મહાલક્ષ્મી ઉપરનો રામજીશેઠનો બંગલો આજ ઝળાંઝળાં થઇ રહ્યો હતો. બંગલાના કંપાઉંડની બહાર મોટા અને વિશાળ રસ્તા ઉપર ઓળબંધ હરિકીર્તનમાં આવેલા શેઠિયાઓની ગાડીઓ ઉભી રહી હતી. વળી રહી રહીને ગૃહસ્થો અને સન્નારીઓ આવ્યાજ કરતાં હતાં. ભિન્નભિન્ન પ્રકૃત્તિનાં ભિન્નભિન્ન સ્વભાવનાં અને ભિન્ન ભિન્ન પોષાકનાં સ્ત્રીઓ પુરૂષો અને છોકરાંથી બંગલાના તમામ ભાગ ભરાઈ ગયા હતા. મોટા દિવાનખાનામાં રંગબેરંગી ગાલીચા પાથરી ગાદી તકિયાની બેઠક કરેલી હતી. તેની ઉપર એક તરફ પાઘડીઓ અને ટોપીઓથી વિવિધ દેશના નરપોષાકનું પ્રદર્શન ભરેલું હોય તેમ પુરૂષોની હાર હાથમાં ગુલાબછડીઓ લઈ હરિકીર્તન શ્રવણ કરવા બેઠેલી હતી. બીજી તરફ ચિનાઈ ઉંચી કારીગરીના ચકમાં સુંદરીઓનો સંઘ અડધો કીર્તન સાંભળતો અડધો વાતચીત કરતો અને અડધો એક બીજાના અલંકાર ને પોષાકનું નિરીક્ષણ કરતો બેઠેલો હતો. કીર્તનની ગમ્મતથી પ્રસન્ન થયેલાં છોકરાં સ્ત્રીપુરૂષના પૃથક કરેલા ખંડોને એક બીજાને અવલોકાવતાં રમતાં રમતાં વારંવાર માતાની અને પિતાની તરફ જવાઆવવાની બાળહઠથી આમ તેમ ફરતાં અને કૂદતાં જણાતાં હતાં. વળી નવા આવતા ગૃહસ્થો અને સ્ત્રીઓને આસન આપવાના વિવેકને લીધે હરિકીર્તનમાં કોઇ ઝાઝું લક્ષ આપતું ન હતું, પણ નિરંતર એવોજ અનુભવ લેવાથી ટેવાઈ ગયેલો વ્યાસ શ્રોતાઓની

ગડબડને લક્ષમાં નહિ લેતાં પોતેજ વક્તાશ્રોતા થઈ ગદ્યપદ્યમાં હારમોનિયમ ને મંજીરા સાથે કથાનક લલકાર્યે જતો હતો.

રાતના અગિયારેક વાગ્યાનો વખત થતાં ગૃહસ્થો અને સ્ત્રીઓનાં નેત્રમાં પૂજ્ય ભાવ ઉત્પન્ન કરતો એક સંન્યાસી ત્યાં આવ્યો. સભાજન [illegible] ઉભાં થયાં. નરોત્તમદાસ હંસરાજ નગીનદાસ અને બીજા સર્વે [illegible]ને તેને પગે લાગ્યા. પછી એકાદ બે ગભરૂ રૂપાળાં મજેના પોષાકમાં સજ્જ થયેલાં છોકરાંએ સામે આવી મહારાજને લાંબા થઈને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા, અને મહારાજે મૃગચર્મ ઉપર આસન લીધા પછી હાથ જોડી તેઓ તેમની સામે બેઠાં. સભાજનોને છોકરાંના આવા વહાલસોયા વિનય અને ઢંગથી હસવું આવ્યું. તેમની માતાઓ અભિમાનથી વાત્સલ્યમાં તરવા લાગી, અને હરિકીર્તન પાછું આગળ ચાલ્યું, એટલુંજ નહિ પણ મહારાજશ્રી જટિલાશ્રમ શ્રોતા થઈને બિરાજતાં હરિકીર્તનકારે કથાનક વધારે રસથી કહેવા માંડ્યું. રાત્રી ગઈ, અને નવાં માણસ આવતાં ઓછાં થયાં. મહારાજના પધારવાથી શાંતિ પ્રસરી એટલે કથા અને વાદ્ય યથાનુક્રમ ઢાળમાં ચાલવા લાગ્યાં. શ્રદ્ધાળુ માણસો કથાનકના સચોટ ઉપદેશમાં અને રસિકો રાગના રસમાં એકતાર થવા લાગ્યા. હરિકથામાં ગુલકાંત અને તેનું ઘર પણ આવેલું હતું. ગુલકાંત હંસરાજ વગેરેની પાસે બેઠો હતો. તે કેટલીક વાર લગી કથા સાંભળ્યા પછી બીજાઓને માંહોમાંહે વાત કરતા જોઈ દુર્ગાપ્રસાદના હાથમાંથી પાન લેતાં બોલ્યો કે, દુર્ગાપ્રસાદ ! આપણા લોકના આવા ધાર્મિક મેળાવડાઓમાં હું સામેલ થયો હોઉં તો તે આ પહેલોજ છે. તમારી અને તમારા મંડળની સોબતમાં આવ્યા પછી હું કંઈક નવું જાણવા પામ્યો છું, અને મારાથી તે માટે સંતોષ જાહેર કર્યા વગર રહેવાતું નથી. અલબત, આમાં ઘણીક બાબતના સુધારા સૂચવી શકાય, તોપણ એકંદરે મારે કહેવું જોઈએ કે, આવી રીતિઓ પાડનારાઓના હેતુ તેમના દેશકાળ ઉપર વિચાર કરતાં ઘણા ઉપયોગી હોવા જોઈએ. પુરાણાદિક કથાનકમાં ગવાતાં ચરિત્રો લોકને બહુ બોધક છે. આવા પ્રસંગમાં તેનું શ્રવણ મનુષ્યના મન ઉપર બહુ કાયમની અસર ઉત્પન્ન

કરેજ. યમસદન અને વ્યભિચારાદિક દોષો માટે ત્યાં થતી શિક્ષાઓનાં હૃદય કંપાવી નાંખે એવાં વર્ણનોની સત્યાસત્યતાને એક બાજુએ મૂકી, સ્વતંત્ર વિચાર કરી જોતાં પણ કબુલ કરવુંજ જોઇએ કે, સ્ત્રીઓને નીતિનો બોધ આપવા અને ભય દેખાડવાને તે અતિ મહત્ત્વનાં કથાનકો છે. મનુષ્યના મન ઉપર જે દાબ અને ભય બીજાથી નથી ઉપજાવાતાં તે આવાં વર્ણનોથી ઉપજાવાય છે. ખરેખર યમયાતનાની બીક સ્ત્રીને અવળે માર્ગે જતાં કંપાવે તેવી સચોટ છે.'

'અમારી એટલીજ વિનંતિ છે.' દુર્ગાપ્રસાદે ઉત્તર આપ્યો. 'તમે આપણા પ્રાચીનોના લેખમાં શું સત્યાસત્ય છે, તેનો વિચાર કરો. પહેલી દૃષ્ટિએ દેખાતા વિચારથી દોરવાઈ જઈ તેની અવગણના કરો નહિ. અમારૂં તમને મૂળથીજ એ કહેવું છે. આપણું સઘળુંજ સારૂં અને અર્થયુક્ત છે, એવો આગ્રહ બાંધી ધૂળ ધોવાનો યત્ન કરવો, 'બાપના કુવામાં બૂડી મરવું' એવું અમો લગારે કહેતા નથી. અમુક અમુક પ્રસંગને માટે અમુક અમુક બાબતો યોજાયેલી હોય છે. તમે જ્યારે તે જાતના વ્યાધિથી મુક્ત હો ત્યારે તે તમને અયોગ્ય લાગે તો તેને નિરર્થક માની નિંદો નહિ. વસ્તુ માત્રની તેને યોગ્ય પ્રસંગ માટે યોજના કરેલી હોય છે. એકજ ઔષધ સઘળા રોગના દર્દીઓને માટે કદીએ હોતું નથી; તેમ એકજ ચરિત અથવા અમુક વાત એક જાતનાજ દોષને માટે દરેકને સંભળાવી શકાતી નથી. 'શિરોવ્યથા ઉપર રાણીને કસ્તૂરી અને દાસીને સુંઠજ અપાય,' તેમ એકની એક કથા માણસને તેની કેળવણીના પ્રમાણમાં જુદી જુદી રીતે સંભળાવી શકાય. આવી બાબતો ઉપર જ્યારે જ્યારે વિચાર કરી પરદેશીઓ તરફથી આપણને આપણું સારૂં બતાવવામાં આવે છે ત્યારે ત્યારે આપણે તે માન્ય રાખીએ છીએ. જે બાબતમાં આગળ શાસ્ત્રીઓ અને લોકાચારને હસી કાઢવામાં આવતો હતો તેજ બાબત પશ્ચિમ તરફના વિદ્વાનોએ બતાવી ત્યારે આપણા લોક—સુધરેલાઓ ખરી માનવા લાગ્યા. જુના વિચારવાળા એમ કરતા નથી. તેઓ આપણા વિદ્વાનોની પાસેથી તેનું રહસ્ય જાણવાને ઇચ્છે છે. લોકને તેમનાં

વચન પ્રિય લાગે છે. તેમની ઉપર લોકસમૂહને શ્રદ્ધા છે અને ભલે મોડે કે વહેલે પણ તેમની પાસેથીજ સત્ય તેમને મળે. તેમની પાસેથી સમજાયેલું સત્ય લોકને વધારે અનુકૂળ આવશે. સુધરેલાઓ દેશને સુધારવા અને ખીલવવા માગે છે ત્યારે શું-અમો જે વહાણમાં બેઠા છીએ તેને અમારાં કુટુંબો સાથે ડુબાવવા માગીએ છીએ? એવો તે કોઇ ઘેલો હોય? તમે અમારૂં હિત ચહાઓ અને અમે અમારૂં હિત ન ચહાઇએ એવું સંભવે? અમે ધીરે પગલાં ભરીએ છીએ અને અમને બીજાઓ સાથે સુધરવાને કેવી અનુકૂળતા છે તેનો વિચાર કરીએ છીએ. અમારૂં અને તમારૂં કર્તવ્ય એકજ છે. માત્ર જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી માર્ગ જુદા જણાય છે. હવે વિચાર કરો કે અમારાવાળો માર્ગ લોકને અનુકૂળ પડશે કે તમારાવાળો? અમારો લાંબો છે એટલું મારે તમને આગળથીજ કહી દેવું જોઇએ, પણ તે વધારે સુગમ અને સબળ છે.'

'વકીલસાહેબ,!' દુર્ગાપ્રસાદ બોલ્યો કે 'ચાલો આપણે આ જોડેના ખંડમાં જઇએ.' મદનમોહન વગેરે સૌ તેમની સાથે પછી બીજા ખંડમાં ગયા. ગુલકાંતના વિચારોમાં થયેલા ફેરફારને અતિ મહત્વ આપી તેણે જણાવ્યું કે, 'દુર્ગાપ્રસાદ! વકીલ સાહેબના વિચાર હવે જે વલણ ઉપર આવ્યા છે તે વલણ આપણને અનુકૂળ છે એટલુંજ નહિ, પરંતુ તેઓ જેટલા આપણી તરફ આવ્યા છે તેટલા આપણે પણ તેમની તરફ જવુંજ જોઇએ. ઉભયે એક બીજાની સાથે એકમત થઈ દેશનો અને પ્રજાનો ઉદય કરવાનો છે. બેઉ જણ છેડા ઉપર ઉભા રહે તો તેઓથી કંઈ પણ થઈ શકે નહિ. વકીલ સાહેબનાં બહેનનો પુનર્વિવાહ કરવાનો વિચાર હતો પરંતુ તમે જાણો છો કે જ્યોતિષ્મતીએ તેમનો એ વિચાર ફેરવી નંખાવરાવ્યો. એને જે અનુભવ મળેલો તેનો તેણે એવો હેવાલ આપ્યો કે તેનું મન ફરી ગયું. વળી બાઇ પોતે બુદ્ધિશાળી ડહાઇ અને ભણેલી તેથી સઘળી બાબત ઉપર વિચાર કરી લાંબી નજર પહોંચાડી એ વિચાર માંડી વાળ્યો. માનસિક ઔનત્ય તરફ જવું એ એને ઠીક લાગ્યું. એ બે વિધવાઓ

માટે વસંતકુમારીબ્હેને મને કેટલીક વાત કહી છે અને મને આશા છે કે, હું આ ધનવાન્ કુટુંબો પાસેથી આ મંગળપ્રસંગ નિમિત્તે તેમના અને સ્ત્રીજાતના શ્રેયને માટે કંઈક કરાવી શકીશ. મહારાજ જટિલાશ્રમને મેં એ બાબત જણાવી છે. તેમણે પણ એ વિચારને અનુમોદન આપ્યું છે. ધનીને યોગ્ય કાર્ય કરાવી એ બે જણીઓ પાસે સ્ત્રીકેળવણીની એક શાળા કઢાવવી એવો મારો વિચાર છે.

ગુલકાંત વચમાંજ બોલી ઉઠયો કે, ' તમારો એવો વિચાર હશે તો અલબત હું પણ તેને બહારથી જોઇતી મદદ અપાવીશ. મને ખાતરી છે કે, હીરામણિ તેની શાળાને ઘણી સારી રીતે ચલાવી શકશે. એને અમોએ ઉંચી જાતનું શિક્ષણ આપેલું છે. '

' અને એને અનુભવી શિક્ષણ પણ મળ્યું છે.' દુર્ગાપ્રસાદે પુરતી કરી. ' મહારાજશ્રી ધારશે તો આ લોકની પાસે પણ મોટી રકમો અપાવી શકશે. ઠીક છે. આ બાબતમાં તમે ઉદ્યોગ કર્યો હશે તો હું પણ મ્હારાથી બનતું જરૂર કરીશ. '

' દુર્ગાપ્રસાદ ! મિ. મદનમોહન માટે તમે ધારેલું પેલું કાર્ય થયું કે વાર છે ? ' ગુલકાંતે સવાલ કર્યો.

' હા, તે સઘળું હવે લગભગ નક્કી થયું છે. એના કાકા વગેરે અહિં આવ્યા છે. રતિસુંદરી તેમનાં માતા સાથે આવવાનાં છે. સવિતાબહેનનો શુભ પ્રસંગ નીકળી ગયા પછી બે ત્રણ દિવસમાં એજ પ્રસંગ આવશે. માત્ર પેલા લોકની ખોટી છે. માણેકશેઠાણીએ દુર્ગા ઉપર તાર કરાવ્યો છે એટલે હવે તેઓ વધારે વિલંબ કરશે નહિ. ચાલો, દુઃખ પછી સારૂંજ પરિણામ આવ્યું ગણાશે. અમારા મનમાં એવી ઈચ્છા છે અને ઇશ્વર કરશે તો અઠવાડિયામાં આપણે સૌ સ્નેહી મિત્રમંડળ એક કુટુંબ પ્રમાણે આપણામાંનાં એકબીજાને ભજતાં દૈવના વિચિત્ર પરિપાકથી અનેક દુઃખ સહી છૂટેલાં વધૂવરને પરણાવવાને ભાગ્યશાળી થઇશું. એક ગુણવતી નીતિવાન ભણેલી અને ચતુર કન્યા સાથે યોગ્ય વરનાં લગ્ન કરાવી ફરીને એક આવોજ મેળાવડો ભરી એ કામ પાર ઉતારીશું. '

'પરિણામે રમણીય સ્નેહજ ખરો છે.' ગુલકાંતે અંતરથી ઉદ્દગાર કાઢયો અને મદનમોહનને મિસિસ ગુલકાંતને વખતનું સૂચન કરવાની વિનંતિ કરી. તેમના ખંડ નજીક ત્રણ સ્ત્રીઓ ઉભેલી જણાઈ. હમાલે સીડી તરફનો દરવાજો ઉઘાડયો એટલે સવિતાગૌરી મર્યાદાથી નમતી મધુરે સ્વરે બોલી કે 'મોતીભાભી'! આજ તે રતિસુંદરીનાં બહેનપણી.'

'સસરાજી પાસે આવે છે તેજ પેલા વકીલ સાહેબનાં ધણિયાણી, નહિ વારૂ?' મોતીગૌરીએ પોતાની યાદદાસ્ત બતાવી.

'આ મારાં ભાભી. મારા નગીનભાઇને ઓળખો છોની?' સવિતાએ પોતાને એજ એક ભાઈ હોવાનું જણાવી મોતીગૌરીના માનમાં વધારો કર્યો.

'હા, અલબત, એજ તમારાં ભાભી સાહેબ.' સુરતણ શેઠાણીના તેજમાં લેવાતી વસંતે સારૂં લગાડયું. 'તમારે ને એમને એવોજ સંબંધ છે. અમે પણ એમજ સમજીએ છીએ,' મોતીગૌરી પોતાના બહુ માનથી પ્રસન્ન થઇ બોલી કે, 'એમને ભાભીમાં હું ત્યારે મારે નણંદમાં પણ એજ છે. મને ભાભી કહીને મુખ હસાવનાર બીજું કોણ છે?' હીરામણિ અને જ્યોતિષ્મતી વગેરે આવ્યાં અને સૌ મળી ભેટી હસતે મુખે વિવેક કરી છુટાં પડયાં. નીચે ઉતરી સૌને ગાડીમાં બેસાડી ગુલકાંત વિદાય થયો.

હરિકથામાં અચ્યુતં કેશવં થવા માંડતાં ગૃહસ્થો અને સ્ત્રીઓ વગેરે સૌ ઉઠવા લાગ્યાં. હંસરાજ અને નગીનદાસ તમને 'સાહેબજી' કરી કરીને વિદાય આપવા લાગ્યા. મોતીગૌરી નણંદને પરિશ્રમ ન લેવા દેતાં પોતેજ એક દાસી સાથે સ્ત્રીખંડના દ્વારમાં શેઠાણીઓને વિદાયનાં ગુલાબ આપવા ઉભી રહી. સવિતાને ગર્ભાધાનના પ્રથમ સંસ્કાર નિમિત્તે માણેકશેઠાણીએ કરાવેલી હરિકથાનો ઉત્સાહક મેલાવડો આ પ્રમાણે મોડી રાતે પછી વિસર્જન થયો.



## પ્રકરણ ૩૦ મું.

### ઉપસંહાર.

'ધીરજનાં ફળ મીઠાં' એ વાક્ય રતિસુંદરીના આ ચરિતમાં સાચું પડ્યું. તેની ધીરજને ઈશ્વરે આખરે સફળ કરી. જે બંગલામાંથી એકવાર અંધારી રાતે તે દુઃખના દરિયામાં ઉતરી પડી હતી તેજ બંગલાનાં પગથિયાં તે અતિ આનંદથી સંસારસુખ ભોગવવાને ચઢી. મદનમોહન પરણ્યો રાંડ્યો અને ખાટા મીઠા ટુંકા અનુભવ પછી જેમાં તેણે પહેલી રતિ કરી હતી તે રતિને પામી સંસારી સુભાગી થયો. દુર્ગા પોતાની દીકરીના વરજોળામાંથી છૂટી. સવિતાગૌરી અને વસંતકુમારી સખીને સુખી જોઇ આનંદ પામ્યાં. માણેકશેઠાણી રતિને કન્યાદાન દઇ પેલા પાપનું પ્રાયશ્ચિત્ત કરી પાવન થયાં.

રામજીશેઠના બંગલામાં રતિ મદનનાં સગાં સ્નેહીઓના સમૂહ વચ્ચે ઘટતી ધામધુમથી તેમનાં લગ્ન કરવામાં આવ્યાં. રતિ મદન હસતા વદને મહારાજ જટિલાશ્રમને પગે પડયાં અને તેજ વખતે રતિએ જટિલાશ્રમને અને તેમણે રતિને સૌને ઓળખાવરાવ્યાં. બેઉના મનમાં આનંદ ઉભરાઇ આવ્યો. મહારાજ તેને આશીર્વાદ આપતાં પ્રસન્ન થઈ બોલ્યા કે, 'ભક્તજનો ! આજ આ અલૌકિક બન્યું છે. આ કન્યાને મેં જેવા દુઃખમાં દીઠી હતી તેવાજ આનંદમાં આજ સુખી થતી જોઇ છે. તેને જોવાથી મારો આત્મા આજ અસાધારણ આનંદ પામ્યો છે. ઇશ્વરની ગતિ અતિ ગહન છે. આ વધૂવર તેનું દૃષ્ટાંત છે. તેઓ સુખમાં રહો ! એજ મારો તેમને આશીર્વાદ છે. આ આનંદના પ્રસંગમાં મારી એક ઇચ્છા છે તે તમે સર્વે પૂર્ણ કરો એટલે હું પણ પ્રસન્ન થાઉં.'

મહારાજના મુખમાંથી આ શબ્દો નીકળતાંજ માણેકશેઠાણીએ કહ્યું કે આનંદમાં આનંદજ છે. મહારાજ આપનાં પુણ્ય પગલાંથી અમો સર્વે આનંદ આનંદ ને આનંદ પામ્યાં છીએ તેમાં વિશેષ આનંદના સમાચાર આ પળેજ હમણાં આવ્યા તે સાંભળીએ. 'બહેન

સવિતાને પુત્ર આવ્યો.' એક લાખ રૂપિયા હું વધામણીમાં આપના ચરણમાં ધરૂંછું.' આમ કહી શેઠાણી ઉઠીને ગયાં ને સૌ ખુશ થયાં. મહારાજે જ્યોતિષ્મતી અને હીરામણિને બોલાવી કહ્યું કે, 'આ બે બાળાઓનાં ચરિત તમને સૌને વિદિત છે. જ્યોતિષ્મતી પુનર્લગ્નથી પરિતાપ પામેલી નીતિને અનુસરવાને કરેલા દઢ નિશ્ચયવાળી અનુભવી બાળા છે. હીરામણિ તેના ચરિત ઉપરથી બોધ લઇ વિદ્યાથી પોતાના વિચારોને દઢ કરી સ્વજાતિનું શ્રેય કરવાને ઉત્સુક છે. આ બે બાળાઓ સંસારથી વિમુખ છે, સંસાર ઉપર તેમને રાગ નથી. પરંતુ સંસારને ઉપયોગી થવા તેઓ તૈયાર થઇ છે. એમને માટે શું કરવું ઉચિત છે? એવો પ્રશ્ન કરી મને કેટલુંક પૂછવામાં આવ્યું હતું. તેમની સાથે થયેલી વાતમાં મને બહુ મત સ્ત્રી કેળવણી માટે કંઇ કરવું એવો મળ્યો છે. જુનાઓને નવો જણાય એવો એ વિચાર છે; તથાપિ પ્રાચીનોમાં પણ વિદ્યા એજ મહાદાન ગણાયેલું છે. એક ઠેકાણે કહ્યું છે કે, વિદ્યાદાન જેવું ઉત્તમ દાન બીજું એકે નથી. જે વડે મનુષ્ય આખા જીવનની આજીવિકા પ્રાપ્ત કરવાને શક્તિમાન થાય અને જે વડે મનુષ્ય પોતાનું અને પારકું આ લોકનું અને પરલોકનું શ્રેય સાધી શકે તે વિદ્યાજ સૌથી મોટામાં મોટું દાન છે. આ લાખ રૂપિયા જેવા માણેક-શેઠાણીએ મારા ચરણમાં મૂક્યા છે તેવાજ હું તે દેવીસરસ્વતીના ચરણમાં મૂકું છું અને તમારી પાસે તેમાં વધારાની ભિક્ષા માગુ છું.'

દુર્ગાપ્રસાદ અને સર્વજણે મહારાજને ધન્ય ધન્ય! એવા શબ્દોથી વધામણાં આપતાં હર્ષથી જેજેકાર કર્યો. મદનમોહને કહ્યું કે 'બસ એજ બરોબર છે. તમે ગૃહસ્થો વિદ્યાદાનમાં તમારો ધર્મ બજાવો. કવીશ્વર દલપતરામે કહ્યું છે કે—

ચોખી વિશાળ નિશાળ ચણાવો,<br>
બાળકને ભલીભાત ભણાવો;<br>
ઉમ્મર આખી તણા ઉપકારો,<br>
તે ધનના ધણી! ધર્મ તમારો.

તમ ધનવાનોનો ખરો ધર્મ એજ છે. સ્ત્રીકેળવણીને ઉત્તેજન

આપો કે જેથી આખા સંસારને સુધારી શકાય. મહારાજશ્રીએ બધી બાજુએ પૂર્ણ વિચાર કરી તમારી પાસે આ યોગ્યજ ભિક્ષા માગી છે. પ્રસંગને યોગ્ય હોવાથી હું વળી જણાવીશ કે, 'સ્ત્રીકેળવણીને ઉત્તેજન આપી તમો ધનવાનો આપણો સંસાર ઉદ્ધારવાને તત્પર થાઓ. ઘણી કન્યાશાળાઓ ચાલે છે, પરંતુ સંસારને ઉપયોગી થાય એવી સ્ત્રીકેળવણી હજી વધારે પ્રવર્તાવવાની આવશ્યકતા છે. આપણે એવી શાળા ઉઘડાવો કે જેમાં ઉમ્મર લાયક સ્ત્રીઓને ગૃહસંસારને અને આર્યધર્મને યોગ્ય શિક્ષણ મળે. નવીન રૂઢિએ એક એવી શાળા ઉઘાડવી કે જેથી આપણા વિચારો જગતને જણાય. મિ. ગુલકાંત અને તેમનાં બહેન હીરામણિએ મને જણાવ્યા પ્રમાણે 'સ્ત્રીઓને કેમ કેળવણી આપવી' તે ઉપર ઘણા વિદ્વાન ગૃહસ્થોના અભિપ્રાય મેળવી એક યોજના પણ તૈયાર કરી છે.'

નરોત્તમદાસ હીરામણિ સામું જોઇ મનમાંજ ગણગણ્યા કે, 'મહારાજ પણ આ જુવાનિયાઓના કહેવા પ્રમાણે ઢળી પડતા દેખું. આ રાંડેલી છોકરી તે શું કરશે ? મોટા આધેડ માણસો હોય તો ઠીક. આ વિચાર આપણને તો ઠીક લાગતો નથી પણ મહારાજશ્રીને કેમ કહેવાય ? જ્યાં ત્યાં મોટી રકમ કાઢી આપવાની વાત છે. નગીનદાસ એમના મતને મળતો છે એટલે આપણા વિચાર કંઈ કામ આવવાના નથી. વારૂ જોઇએ, એ છોકરી શું કહે છે ?' નરોત્તમદાસ જે જુના વિચારના હતા તેમને નવ લોહિયાંને મોટું કામ સોંપવાની વાત બહુ ગમી નહિ, પરંતુ મહારાજ ઉપર તેમને એટલી બધી શ્રદ્ધા હતી કે, અક્ષરે બોલી શકાય નહિ. ગુરુને પરમ દૈવત માનનારા ભક્તજનોની નીતિને અનુસરવા ઉપર નરોત્તમદાસને મૂળથીજ ભાવ હતો. સગાળશાહ અને કેલૈયાનું આખ્યાન યાદ કરી કરી વારંવાર તેઓ ભક્તિને માન આપતા. મહારાજ આગેવાન હોવાથી તેઓ ખસી જશે નહિ, એમ બીજાઓને પણ તેમની ભક્તિવૃત્તિને લીધે ખાતરી હતી. રતિસુંદરીના લગ્ન નિમિત્તે થયેલા આ ઉત્સવમાં સર્વે જણે ભાગ લીધો હતો. સુ[illegible] કોઈ બન્ને શેઠમુનીમના ઘરના સામટા આનંદ મંગળરૂપ બનેલા

આ બનાવને યાદગાર રાખવા ઇચ્છતાં હતાં. હીરામણિ શું કહે છે અને શું પરિણામ આવે છે ? એમ આતુરતાથી તેના મુખ સામું જોઇ સૌ તેનું કહેવું સાંભળવા ઇચ્છતાં હતાં.

હીરામણિ શાળાને કેવી રૂઢિએ ચલાવવી તેનું દિગ્દર્શન કરાવતાં બોલી કે, 'મને એક શાળા ઉઘાડી આપવામાં આવશે તો હું તેને મારી અને બીજા વિદ્વાનોની સલાહ પ્રમાણે ઉંચામાં ઉંચા શિક્ષણ ક્રમ મુજબ ચલાવીશ. સ્ત્રીઓ પણ ઉંચી કેળવણીને યોગ્ય છે, પરંતુ તે સૌથી બની શકતું નથી. હાલ એમ બને છે કે, હિંદુકન્યાઓ ચાર પાંચ વર્ષે શાળામાં જવા માંડે છે, છોકરાઓને ભણાવવા તૈયાર કરાયેલાં પુસ્તકોની પાંચ સાત ચોપડીઓ સુધી શિક્ષણ લે છે તે બારતેર વર્ષની ઉમ્મરે ઉઠી જાય છે. પરણ્યા પછી કોઈ શાળામાં જતું નથી. આપણા મહા ખટપટી સંસારના કાથાકબલામાં પછી તેઓ ભણ્યુંગણ્યું સૌ ભૂલી જાય છે. તેમને મળેલું શિક્ષણ સાધારણ રીતે કાગળપત્તર વાંચવાના કે કવચિત કોઈ ગીતાવલી વાંચવા કરવાના સિવાય બીજા કશા ઉપયોગમાં આવતું નથી. એમ થવાનું કારણ એ છે કે, તેમને અક્ષર જ્ઞાન કે વાંચન શીખવેલું હોય છે. ઇતિહાસની સાલો અને લડાઇઓ તેમને સંભારવાની જરૂર નહિ હોવાથી નિરુપયોગી પડી વિસરાઈ જાય છે. એજ પ્રમાણે બીજા વિષયોનું પણ થાય છે. કવચિત કોઇ સ્ત્રી સ્વામીના સહવાસમાં પોતાનું જ્ઞાન વધારે છે કે સાચવી રાખે છે. જ્ઞાનના રક્ષણ માટે જ્ઞાનનો સહવાસ જોઇએ: તે આપણી સ્ત્રીઓમાં બિલકુલ નથી. ચારપાંચ ચોપડી સુધી કેળવણી લેતાં તેમને ધર્મ સંસાર કે નીતિનું શિક્ષણ શું મળે ? મારી શાળામાં હું એમ કરવા માગું છું કે, પહેલી ત્રણ ચોપડી જેમ છે તેમજ ભણાવવી ને વાંચન જ્ઞાન આપવું. તે પછી સ્ત્રીઓને યોગ્ય ઘર નીતિ સદાચાર ઇતિહાસનાં બોધક કથાનકો જુદા જુદા શાસ્ત્રીય અને ઉપયોગી વિષયોના મૂળતત્ત્વવાળા પાઠો ઇત્યાદિ વિવિધ શિક્ષણના ક્રમ ગોઠવી તેની જુદી ચોપડીઓ બનાવરાવવી અને તે ભણાવવી. ધર્મ સંબંધી ખાસ શિક્ષણ આપવું અને વર્તમાનને યોગ્ય આચારવિચાર કે જેમાં ઘણું રહસ્ય રહેલું છે તે પણ શીખવવું.

પરણવાને યોગ્ય ઉમ્મર થતા પહેલાં એક કન્યાને યોગ્ય કેળવણી આપવી પછી વધૂને ગૃહિણી, અને ગૃહિણીને માતા બનાવવી, અર્થાત્ એ અવસ્થાઓને યોગ્ય જ્ઞાન મળે એવી ચોપડીઓ બનાવી મોટી સ્ત્રીઓમાં તેનું વાચન ફેલાવરાવવું. શાળામાં આવવાનો સાને બોધ કરવો અને પુછપરછ કરવાની છૂટ રાખવી. 'ભણેલાંએ બીજાને ભણાવવાં અને ઉત્તેજવાં એજ ભણતરનું ફળ છે' એવો સજ્જડ સંસ્કાર મૂળથીજ તેમના મન ઉપર પાડવો. 'હું શું કરીશ' તે કહેવાથી વધારે નથી પણ કરી બતાવવામાંજ મારૂં ભૂષણ છે. સ્ત્રીઓને કેળવવાથી જોઇતું ફળ આવશે અને દેશનો જરૂર ઉદય થશે.'

હીરામણિના વિચારને ટેકો આપી ગુલકાંતે સ્ત્રીકેળવણીની રૂઢિ ઉપર કેટલુંક વિવેચન કર્યું, પછી હંસરાજે ને હાજર રહેલાં બીજાં ખાનદાન કુટુંબોએ નરોત્તમદાસ અને ગુલકાંત વગેરે સૌએ મળી એક મોટી શાળાને નિભાવવાનો બંદોબસ્ત કર્યો. વજીબાઇએ પોતાનું મકાન આપ્યું.

રતિમદનના વિવાહના સ્મરણ માટે છોકરીઓને વાર્ષિક ઇનામ આપવાની એક રકમ કાઢી આપી દુર્ગા બોલી કે, 'આ પ્રસંગે મને જે આનંદ થયો છે તેના સ્મરણમાં મારે માનકોરને ભૂલી જવી જોઇતી નથી. એણે એની બુદ્ધિ પ્રમાણે ગમેતેમ કર્યું તોપણ દેશમાં તેની સ્થિતિ અન્નને ને દાંતને વેર થયા જેવી થઈ પડી છે. તેથી હું મારી તરફના બસેં રૂપિયા ભરી ગૃહસ્થોને વિનંતિ કરૂંછું કે એક નિરાધાર વિધવાને પણ સહાય આપવી.' દુર્ગાની આવી પ્રત્યુપકાર વૃત્તિને માટે સૌએ તેને ધન્યવાદ આપ્યો. રતિમદનના વિવાહથી પ્રસન્ન થયેલ સર્વે સ્નેહીજનો અન્યોન્યના અને લોકના શ્રેયમાં મચ્યા રહેવાના મહારાજના ઉપદેશને—બોધને મસ્તક ઉપર ચઢાવી મહારાજ યાત્રાએ જતા હોવાથી વારંવાર તેમના ચરણકમળમાં ભેટ ધરી નમસ્કાર કરી કરીને સૌ વિદાય થયાં.

**સમાપ્ત.**

આ પુસ્તકના કર્તા રા. રા. **મણિલાલ છબારામ ભટ્ટની** અનુભવી કલમથી લખાયેલી **સ્ત્રીઓની રંગભૂમિ** નામની નવલકથાના સંબંધમાં મળેલા કેટલાક અભિપ્રાયોઃ–

**સ્ત્રીઓની રંગભૂમિ**ના સંબંધમાં **સાહિત્ય માસિક**ના તંત્રી પોતાના નવેમ્બર સને ૧૯૧૮ ના અંકમાં લખે છે કે–સામાન્ય પ્રજામાં અને વિશેષે કરીને આપણી સ્ત્રીઓમાં જે સામાન્ય અજ્ઞાન પ્રવર્તે છે, તે દૂર કરવાના તથા સર્વ વિષયો વિષેનું સામાન્ય જ્ઞાન મેળવવાની વાંચકના મનમાં ઇચ્છા ઉત્પન્ન કરવાના શુભ ઉદ્દેશથી આ પુસ્તક લખાયું છે. ઘરખટલો અને સંસાર એ બંને વિષેનું વીગતવાર અને બોધક જ્ઞાન મળે, રસાયન, વિજ્ઞાન અને બીજાં શાસ્ત્રોનાં સામાન્ય મૂળતત્વો સહેલાઇથી મનમાં ઉતરે, ઇતિહાસ, ધર્મ અને જીવનમાં રહેલો રસ સ્વાભાવિક રીતે ચાખી શકાય, તથા સાધ્વી સ્ત્રીઓનાં દ્રષ્ટાંતથી નીતિમય જીવન તથા ચારિત્ર્ય ઘડી શકાય, એવા ઇરાદાથી સાહિત્ય વાંચનારને માટે આ પુસ્તક પુષ્ટિકારક અને નિરોગી ખોરાક પુરો પાડશે. નથી તેમાં નિબંધની નિરસતા કે નવલકથાની છીછરતા. નિબંધનું બોધક તત્ત્વ તેમાં છે અને નવલકથાનું આકર્ષણ પણ છે. સરળ તો પણ વેગવાળી, જોરાળી શૈલી, અને સહેલી તો પણ અત્યંત પ્રાસંગિક અર્થવાળી, લાક્ષણિક શબ્દ રચના યોજવામાં તેમના જેવી ફત્તેહ ભાગ્યેજ બીજા હાલના ગુજરાતી લેખકને મળી હશે. તેવી શૈલી અને તેવી શબ્દરચના બંનેને લીધે પ્રસ્તુત ગ્રંથ કેળવાયલા અગર વિદ્વાન વર્ગને માટે પણ યોગ્ય સાહિત્ય છે એમ બેધડક કહી શકાય.

---

**બુદ્ધિપ્રકાશના** તંત્રી પોતાના જાન્યુઆરી સને ૧૯૧૯ના અંકમાં લખે છે કે–આપણી એક જુની પરંપરાની રીતિ–કથાવાર્તા દ્વારા જ્ઞાન આપવાની રૂઢિ રા. મણિલાલભાઇએ પ્રસ્તુત ગ્રંથની રચનામાં યોજી છે અને તે યોગ્ય થયું છે. રા. મણિલાલ એક અનુભવી અને સંસ્કારી લેખક છે; તેમની લેખક શૈલી અતિ રમ્ય અને આકર્ષક છે; તે એટલી

સરલ અને સ્વાભાવિક હોય છે કે બાળક અને સ્ત્રીવર્ગ તે સહેલાઈથી સમજી શકે છે; તેને આનંદથી વાંચે છે અને તેના રસમાં લીન થઈ જાય છે. સ્ત્રીઓ માટે જ્ઞાન કેટલું આવશ્યક અને ઉપયોગી છે, તે બહુ સુંદર રીતે વાર્તાદ્વારા સમજાવ્યું છે અને તેઓ વાર્તાનો પ્રસંગ એવી સરસ રીતે ગોઠવે છે કે તેમના–શ્રોતા વર્ગની–જ્ઞાનપિપાસા ઉત્તરોત્તર વિકાસ પામતી જાય છે અને વધુ માહિતી અને જ્ઞાન સંપાદન કરવાને તેઓ આકર્ષાય છે. મોટી ઉમ્મરની અને અજ્ઞાન સ્ત્રીઓ માટે જ્ઞાનની પ્રથમ ભૂમિકા તરીકે આ પુસ્તક અત્યંત ઉપયોગી છે અને અમે ઇચ્છીએ છીએ કે રા. મણિલાલ તે કાર્ય આગળ જારી રાખી અત્યારના ચાલુ પ્રશ્નોનું અને ઉંચા પ્રકારનું શિક્ષણ અને જ્ઞાન સ્ત્રીઓને આપી શકાય એવી રીતે બીજા ભાગો અવકાશે પ્રસિદ્ધ કરી સમાજની વધુ સેવા કરશે, અને તે માટે પ્રજા તેમની સદા આભારી રહેશે.



The practised pen of Mr. Bhatt has clothed a very trite subject with great interest on account of the way in which he has approached it. The great necessity of educating our women and the real field of their work are so vividly impressed by him on the mind of the reader, and so pleasantly too, that if the readers happen to be women they are sure to take the lessons conveyed to them to heart. Bombay life, as passed in its chawls and Malas by its hundreds of female inhabitants - is capable of being diverted into useful channels, and the writer shews one of the ways in which it can be done. Page 506 THE MODERN REVIEW Nov. 1918

# સંસાર શેત્રંજ

યાને

# કરણી તેવી પાર ઉતરણી.

## ભાગ. ૧-૨-૩

સાત્વિક, શુદ્ધ અને નિર્દોષ ભાવનાઓથી ભરેલા હૃદયવાળો પવિત્ર પુરૂષ જ્યારે મોહરાજના માયાજાળમાં સપડાય છે, ત્યારે ઉત્તરોત્તર તે કેટલો બધો ક્રૂર, સ્વાર્થી, થઇ જાય છે, કાર્ય કરતી વખતે તેને સારાસારનું ભાન-જ્ઞાન છતાં લાચારીથી તેને કેવાં ક્રૂર કર્મો કરવાં પડે છે, તે દુનિયાની નજરે મહા સુખી ગણાતો હોવા છતાં પણ અંતરથી કેટલો બધો દુઃખી હોય છે, વિગેરે બાબતો દર્શાવનાર ચૈતન્યદેવ, અને માયાવી આ બે પાત્રો આ નવલકથાના સંસાર-શેત્રંજના પટ ઉપર કેવા કેવા દાવ-પેચ રમે છે, માયાવી કાર્યનું ફળ દર્શાવી ચૈતન્યને તે ન કરવા કહે છે, છતાં તે માયાજાળમાં સપડાઈ તેની પાસે ક્રૂર કર્મો કરાવે છે, પોતે ઉત્તરોત્તર નરક પ્રત્યે ચાલ્યો જાય છે અને આખરે પોતાની કરણી પ્રમાણે ફળ પામે છે, તેનો સાક્ષાત્ ચિતાર આ નવલકથામાં છે. પાકા સોનેરી પુંઠા સાથે **ભાગ૧-૨ દરેકની કીંમત** માત્ર રૂ. ૧-૮-૦ **ભાગ ૩ જો કીંમત** રૂ. ૨-૦-૦ પોસ્ટેજ જુદું.

**સોલ એજન્ટ.**

**હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર.**

૨૬૩૦, પાનકોર નાકા-**અમદાવાદ.**